# સ્વરાજ્યને પંથે.

મધુકર.

# સ્વરાજ્યને પંથે.

લેખક:

સાકરલાલ મગનલાલ કાપડિયા.

૩૧, અનન્તવાડી, મુંબઇ, નં. ૨.

આવૃત્તિ ૧ લી. પ્રત: ૧૦૦૦.

મૂલ્ય રૂપીઆ ૨–૮–૦.

# બે બોલ.

ભારત આજે સ્વાધીનતાની લડત લડી રહ્યું છે. સ્વરાજ્યની અરધી મજલ તો તેણે ક્યારની કાપી નાખી છે. ઠેર ઠેર નવ-યુગના ડંકા વાગી રહ્યા છે. દેશના ખૂણેખૂણામાં અદ્‌ભૂત જાગ્રતિ અને ચેતનનાં દર્શન થાય છે. ભારતની આ મંગલ ઘડી છે.

ગુજરાત નવયુગના ચેતનનું કેન્દ્રસ્થાન છે. ગુજરાતીઓ અને ગુજરાતણો સ્વાતંત્ર્યદેવીને પુષ્પમાલા પહેરાવવા આતુર થઇ રહ્યાં છે. આવા ચેતનકાલમાં ગુજરાતનો આ રંક લેખક માતૃભૂમિની સેવામાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી અર્પવા તૈયાર થાય તે સ્વાભાવિક છે એટલુંજ નહિ પણ તે તેનું પવિત્ર કર્તવ્ય છે, ધર્મ છે.

ગુજરાતી સાહિત્યમાં આવા ચેતનયુગમાં આપણી રાજ્યદ્વારી સ્થિતિનું યોગ્ય જ્ઞાન આપનારું સત્તાશીલ પુસ્તક ન હોય તો તે શોક-જનકજ ગણાય. અંગ્રેજી જાણનારાં બંધુઓ તથા બહેનો માટે અંગ્રેજીમાં પુષ્કળ સાહિત્ય છેઃ પણ સામાન્ય જનસમૂહ માટે કોઇ સત્તાશીલ પુસ્તક નથી. આ પુસ્તક એ ખોટ કંઇક અંશે પૂરે એવા ઇરાદાથી તૈયાર કરવામાં આવ્યું છે.

પ્રસ્તુત પુસ્તકમાં અંગ્રેજી રાજ્ય અમલમાં આપણી આર્થિક સ્થિતિ, રાજ્યતંત્રમાં જૂદે જૂદે પ્રસંગે થયલા ફેરફારો, આપણી કેળવણી તથા મહાસભાની સમ્પૂર્ણ ચળવળનો ટૂંકમાં સમાવેશ કર્યો છે. સામાન્ય જનસમૂહને આ પુસ્તક એક સારા ભોમિયા જેવું થઇ પડે તો મારો શ્રમ સફલ થયો ગણાય.

રાજ્યદ્વારી વિષય ઘણોજ ગંભીર છે. દેશની વર્ત્તમાન પરિસ્થિતિ પણ અતિ ગંભીર છે. દરેક વાંચનાર ખપજોગું જ્ઞાન મેળવી, પોતે સ્વતંત્ર વિચારશક્તિથી સ્વતંત્ર મત બાંધી પોતાની શક્તિ અને યોગ્યતા અનુસાર દેશસેવા બજાવે એવી મારી નમ્ર વિનંતિ છે. આ પુસ્તકમાં કોઇપણ પક્ષના વિચારો વાંચનારપર લાદવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી. મારી તેવી ઇચ્છા પણ નથી કેમકે સમાન વિચારસ્વાતંત્ર્યનો પ્રત્યેક વ્યક્તિને જન્મસિધ્ધ હક્ક છે એવી મારી દૃઢ માન્યતા છે.

હવે ઉપકાર માનવો રહ્યો. આ પુસ્તકનો મોટો ભાગ ડૉ. એની બેસન્ટના India: A nation નામના અતિ ઉપયોગી પુસ્તકપરથી લખવામાં આવ્યો છે. ડૉ. એની બેસંટે રાજકીય, ધાર્મિક, સામાજિક તથા શૈક્ષણિક ક્ષેત્રોમાં ભારતવર્ષની જે અણમોલ સેવા બજાવી છે તે માટે આખું ભારતવર્ષ તેમનું ઋણી છે અને રહેશે. તેમના રાજદ્વારી વિચારો સાથે હાલમાં પ્રજાનો અમુક ભાગ સંમત નથી પણ તેથી તેમની સેવા ભૂલી જવી તે કૃતઘ્નતાજ છે. હમણાં મિસીસ બેસંટ પોતાના મંતવ્યો પ્રમાણે ભારત માતાની સેવા કરીજ રહ્યાં છે. તેમના પ્રત્યે આભાર અને પૂજ્યભાવથી લળી પડતું મારૂં હૃદય તેમનો આભાર ન માને તો તે અક્ષમ્ય અપરાધજ ગણાય. હું તેમને પૂજ્યભાવે વંદન કરી તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

પંજાબી વીરકેસરી–સુવિખ્યાત દેશભકત લાલા લજપતરાયજીનો પણ હું ઘણો આભારી છું. તેમના The Problem of national education in India નામના બેનમૂન પુસ્તકની આ પુસ્તક તૈયાર કરવામાં સહાય લેવામાં આવી છે.

એ સિવાય શ્રીયુત્ એમ. બી. એલ. ભાગવ વિરચિત Indian administration સર ચંદાવરકર વિરચિત The New India, મોંટફર્ડ રીપોર્ટ, યંગ ઈંડીઆના અંકો, ૧૯૧૯ નો ઈંડીઆ એક્ટ, લેજીસ્લેટીવ એસેમ્બલી તથા કાઉન્સીલ ઓફ સ્ટેટના કામકાજના સરકાર તરફથી બહાર પડતા અહેવાલો વિગેરે વિગેરે પુસ્તકો વાંચનારને " સ્વરાજ્યને પંથે " લઇ જવામાં મને ઉપયોગી થઇ પડયાં છે. એ સર્વ લેખકોનો હું આભારી છું.

આ પુસ્તકના પ્રકાશક શ્રીયુત હરજીવન કાલિદાસ મહેતા જેમને હું મારા એક વડીલ બંધુ સમ ગણું છું તેમની મારા પ્રત્યેની સ્નેહાળ તથા ઉદાર ભાવના માટે આભાર માન્યા વિના આ ટૂંકી પ્રસ્તાવના હું પૂરી કરી શકતો નથી.

અંતમાં ભારત અલ્પકાલમાં સાંસ્થાનિક સ્વરાજ્યનો વિજય-વાવટો ફરકાવવા શક્તિમાન થાય અને એ મંગલ દિનનો સોનાનો સૂરજ ભારતીય આકાશમાં જલદી જલદી પોતાની દિવ્ય જ્યોતિ ઝગાવે એવી પ્રભુને પ્રાર્થના કરી વિરમું છું.

| | |
|---|---|
| ૩૧, અનંત વાડી,<br>મુંબઇ નં. ૨.<br>તા. ૨૮-૧-૨૨. | ભારતમૈયાનો રંક સેવક,<br>**સાકરલાલ મગનલાલ કાપડિયા.** |

---

## અનુક્રમ.

# સ્વરાજ્યને પંથે.

## પ્રકરણ ૧ લું.

### પ્રાચીન અને અર્વાચીન ભારત.

એમ કહેવામાં આવે છે કે કલાઇવે હિન્દુસ્થાનમાં બ્રિટિશ રાજ્યનો પાયો નાખ્યો અને ઇસ્ટ ઇંડિયા કમ્પનીએ હિન્દુસ્થાનના જંગલી લોકોને સુધારવાનું પરોપકારી કામ માથે લીધું ત્યારથી આપણા દેશનો દહાડો ફરી ગયો અને અંગ્રેજી સંસ્કૃતિને પ્રતાપેજ આપણે પશુ મટી મનુષ્ય બન્યા ! એક અંગ્રેજ લેખક મહાશય તો હમણાં પણ હિન્દીઓ અર્ધ જંગલી છે એવો આપણાપર આરોપ મૂકવાનું સાહસ કરતા અચકાતા નથી. ઇસ્ટ ઇંડિયા કમ્પનીના હાથમાં જ્યાં સુધી આ દેશની લગામ હતી ત્યાં સુધી "હિન્દુસ્થાન જેવો એક દેશ પૃથ્વીના ગોળામાં ચીતરેલો છે, તેમાં અનેક જાતના ખરા ખોટા ધર્મ પંથો છે અને ત્યાંના દેશી રાજાઓ માંહો માંહે લડયા કરે છે, દેશમાં પ્રજાની સલામતી હમ્મેશાં ભયમાં રહે છે; છતાં એ દેશમાં અજબ જેવી રીતે ખુબ દ્રવ્ય એકઠું થયલું છે," એટલુંજ આપણા પ્રાચીન દેશ વિષેનું અંગ્રેજોનું જ્ઞાન હતું. પણ બ્રિટિશ અમલ શરૂ થયો, ઇસ્ટ ઇંડિયા કમ્પનીની સત્તા તોડી ખુદ ગ્રેટબ્રિટનની સરકારે આ દેશનો રાજ્યવ્યવહાર ચલાવવા માં લ્યો ત્યારથી હિન્દુસ્થાનની કેવી પ્રગતિ થઈ તે જો તપાસીએ

તો નિરાશાની એક ઉંડી હાય નીકળ્યા વિના રહેતી નથી. અંગ્રેજ પ્રજા વ્યાપારી પ્રજા છે, બહાદૂર છે, વીરતાની કિમ્મત પણ આંકી શકે છે પણ અસામાન્ય સ્વાર્થી છે. સુવર્ણને માટે તે ગમે તેવો ભોગ આપતાં અચકે તેવી નથી. કેટલાક અંગ્રેજોના મત પ્રમાણે ઇસ્ટ ઇંડિયા કમ્પનીના અમલ પૂર્વે એટલે જ્યારે હિન્દુસ્થાન સાવ જંગલી જેવું હતું ત્યારે દેશ આબાદ હતો, ખેડુતોના કોઠાર ભરપૂર હતા અને કારિગરોને પૂરતી રોજી મળતી હતી. ઢાકાની સુંદર મલમલ, લખનૌનાં મોહક રમકડાં, પાટણનાં પટકુળ, બનારસની સાડી અને કાશ્મીરની શાલ જ્યારે આપણે યાદ કરીએ છીએ ત્યારે આંસુજ પડે છે. એ બધી સુન્દર કલાઓ ઇસ્ટ ઇંડિયા કમ્પનીના વ્યાપારી અમલદારોએ કચડી નાખી, ઢાકાની મલમલના ઉદ્યોગને ભૂમિશાત્ કરી નાખ્યો અને જે દેશ જંગલી હતો ત્યારે આબાદ તથા ધનવાન હતો તેનાપર આ સુધરેલી સરકારે રાજ્ય કરી તેને નિર્બળ, કંગાળ અને ગરિબ બનાવી દીધો! હિન્દુસ્થાનની બહાદૂર પ્રજાને સત્વહીન, નમાલી અને હીચકારી કરી નાખી, દેશપર શાંતિ અને સલામતી જોરજબરીથી લાદવામાં આવી છે પણ શાંતિ પ્રસારવામાં આવી નથી. પ્રજા સર્વ પ્રકારના સ્વતંત્ર ભોગવટા ભોગવતી હોય અને રાજ્યકર્તાથી સમ્પૂર્ણ સંતુષ્ટ થઇને શાંતિ ભોગવતી હોય તેનુંજ નામ ખરી શાંતિ છે. હિંદમાં જે શાંતિ છે તે ખરી શાંતિ નથી. એ બહારથી જણાતી શાંતિ જ્વાલામુખી જેવી છે; બંદુકનાં કૂંદા બતાવીને એ શાંતિ જાળવવામાં આવે છે; પ્રજાને નિઃશસ્ત્ર બનાવીને, પ્રજાની કારિગિરિ મારી નાખીને એ શાંતિ પ્રસારવામાં આવી છે.

સરકાર કહે છે કે હિન્દમાં દુનિયાના કોઇપણ દેશ કરતાં શ્રેષ્ઠ “ સિવિલ સર્વિસ ” છે. સિવિલ સર્વિસ એટલે ઈંગ્લંડમાં

પરીક્ષા આપી હિન્દના જૂદા જૂદા પ્રાંતોપર રાજ્ય કરવા આવતા અંગ્રેજ અને હિંદી સનદી અમલદારો જેને આપણે 'બુરોક્રટ' તરિકે ઓળખીએ છીએ. એમ કહેવામાં આવે છે કે તેઓને પ્રજાપર ઉત્તમ રીતે રાજ્ય કરવાની ઉમદા તાલીમ આપવામાં આવે છે. કદાચ આ વાત ખરી હશે પણ તે છતાં અજાયબી એ છે કે આ સારામાં સારા અને હુશિયારમાં હુશિયાર અમલદારોના અમલથી દેશ દહાડે દહાડે ગરિબ થતો ગયો છે, દુકાળ બબ્બે ત્રણ ત્રણ વર્ષે પડવા મંડયા છે અને પ્રજાપર કરનો બોજો તો એટલો બધો વધી ગયલો છે કે ખુદ અંગ્રેજ અમલદારો પણ 'હવે હિન્દુસ્થાનપર વિશેષ કર નાખવા અશકય છે' એમ કહે છે. શાંતિ સ્થાપવાની ડિંગ મારનારા અમલદારો પ્રજાની આબાદી વધારવાને તથા પ્રજાને સુખી કરવાના ઇરાદાથીજ જો રાજ્યસૂત્રો ચડતા હોય તો જાપતાની નીતિ અખત્યાર કરવાની, પ્રજાનાં હથિયાર છીનવી લેવાની, ખ્રિસ્તીઓ અને પારસીઓ સિવાય લશ્કરમાં વોલંટીઅર તરિકે જોડાવાની બીજાઓને મના કરવાની, પ્રેસ ઍક્ટ (વર્ત્તમાનપત્રોને મ્હોડે ડૂચો મારવાનો કાયદો), સીડીશસ મિટિંગ્સ ઍક્ટ (રાજદ્રોહી સભાને લગતો કાયદો), ડીફેન્સ ઓફ ઇંડિયા ઍક્ટ, અને રૌલેટ ઍક્ટ જેવા કાયદાઓ ઘડવાની તેમને કેમ જરૂર જણાય છે તે સમજી શકાતું નથી. સ્વરાજ્ય માગવાનો દરેક પ્રજાનો જન્મસિદ્ધ હક્ક છે. સ્વતંત્રતાને માટે ગ્રેટબ્રિટનજ સૌથી પહેલાં લડયું હતું, ઑલિવર ક્રોમવેલ ચાર્લ્સ ૧ લા સામે માથું ઉંચકી ઇંગ્લંડના ઇતિહાસમાં અમર થઇ ગયો છે, ઇટાલીઅન દેશભક્ત મેઝેનીનું ઇંગ્લંડેજ ભારે સ્વાગત કર્યું હતું; તો એજ ગ્રેટબ્રિટન હિન્દની સ્વાતંત્ર્યભાવના પોષવાને બદલે તેને કચડી નાખવામાં કયા સિદ્ધાંતનું પાલન કરે છે?

કેટલાકો કહે છે કે હિન્દ એક રાષ્ટ્ર નથી. પણ તેઓ ભૂલી જાય છે કે જૂદી જૂદી જાતિઓ અને ધર્મો હોવા છતાં હિન્દના પ્રાચીન વર્ણાશ્રમની વ્યવસ્થામાં રાષ્ટ્રીયત્વ ઓતપ્રોત થઈ ગયલું છે. રામેશ્વરથી હરદ્વાર અને જગન્નાથથી દ્વારકાની જાત્રા કરવાની પ્રથા પાડનાર પ્રાચીન આર્યોએ એ ચાર તીર્થક્ષેત્રો નક્કી કરીને આખી પ્રજાને એકતાર, કરવાનો મહાન રાષ્ટ્રીય ઉદ્દેશ રાખેલો હતો અને પ્રાચીન વર્ણાશ્રમ તથા ગ્રામ્ય પંચાયત વિગેરેનાં બંધારણો સુધરેલી દુનિયા હમણાં જેને આત્મનિર્ણય તથા સ્વતંત્રતા કહે છે તેના કરતાં વધુ ઉંચા પ્રકારના સ્વરાજ્યના ભાવથી ભરપૂર હતાં. આપણું ધાર્મિક સાહિત્ય એકજ ગીર્વાણ ભાષામાં લખાયલું છે. હિન્દના ચારે ખૂણામાં વેદધર્મને પ્રજા માન આપે છે. રામાયણ અને મહાભારતનાં મહાકાવ્યો—હિન્દી, ગુજરાતી, બંગાલી કે દ્રાવિડી—બધાયે સમાન અભિમાન અને પ્રેમથી લલકારે છે. અનેક તીર્થક્ષેત્રો હિન્દની જૂદી જૂદી જાતિઓને સંકલિત કરી તેમનામાં નિરંતર એક રાષ્ટ્રીયત્વ ઉત્પન્ન કરે છે. સંસ્કૃત નાટકો, કથાનકો, દંતકથાઓ, વીરગાથાઓ લગભગ સર્વ જાતિઓની સરખીજ છે. તેમનામાં મતભેદ છે તે નામનો છે. તેમની—સંયુક્તતા—તેમની એકરાષ્ટ્રીયતા તો જમાનાજૂની છે. તે તૂટી નથી ને તૂટશે પણ નહિ.

રામ અને સીતા, પાંડવ કૌરવનું યુદ્ધ, રામ રાવણની લડાઇ, ભરત અને રામનો બંધુપ્રેમ—બંગાલી કે ગુજરાતી, પંજાબી કે મદ્રાસી—સઘળાની નાડીના તાર સાથે જડાયલાં છે. સંસ્કૃત નાટકો, આખ્યાયિકાઓ, સ્તુતિ તથા સ્તોત્રો આદિમાં ભારતનું રાષ્ટ્રીય જીવન ગુંથાયલું છે. વિશાળ ભારતવર્ષના કોઇપણ પ્રાંતના ખૂણામાં જાઓ, પણ ત્યાં તમને હિંદની પ્રાચીન સંસ્કૃતિ પ્રજાના જીવન-

તંતુ સાથે વણાઇ ગયલી માલૂમ પડયા વિના રહેશે નહિ. જેને હિંદની પ્રાચીન સંસ્કૃતિનું ભાન નહિ હોય તે અર્વાચીન હિંદને કદિપણ ઓળખી શકશે નહિ. હિંદ દુનિયાની સપાટીપર પ્રાચીનમાં પ્રાચીન દેશ છે; અને તેની પ્રાચીનતા કયો ઇતિહાસકાર નક્કી કરી શકે એમ છે ? મિસર, બાબીલોન, નીનીવે, ગ્રીસ, રોમન અને એસીરીયન સંસ્કૃતિના વિકાસ અને હ્રાસ હિમાલયની તળેટી નીચે યુગયુગ થયા સ્થિર ઉભેલાં ભારતવર્ષે જોયા છે. સર્વ સંસ્કૃતિના જન્મ મરણનો સાક્ષી હિંદુસ્થાન દેશ છે. એ હિંદની સનાતન સંસ્કૃતિ તેના દુર્ગોપર અનેક આક્રમણો થવા છતાં હજુ જીવંત રહી છે અને ભવિષ્યમાં અખિલ માનવ જાતિને એજ સંસ્કૃતિ શાંતિ આપી શકશે.

હમણાં જેટલો ઇતિહાસ મળી શકે છે તેટલાપરથી પણ ઇ. સ. પૂ. ૩૦૦૦ વર્ષ પૂર્વે જાહોજલાલીમાં મહાલતો હિંદુસ્થાન બાબીલોન સાથે વેપાર કરતો જણાય છે. નીનીવેની રાણી સેમી-રામીસે તેનાપર હુમલો કર્યો અને તે એક સ્મરણસ્તંભ ઉભો કરી ચાલી ગઇ. ઇ. સ. પૂ. ૨૦૦૦ વર્ષ પહેલાં મીસરની કબરમાં દટાએલાં શબો સુંદર હિંદી મજલીનથી આચ્છાદિત થયલાં છે. ઇ. સ. પૂ. ૯૮૧ માં રામેસીસ બીજો તેનાપર ચઢાઇ કરતો જણાય છે. ઇ. પૂ. ૯૮૦ માં હીરામ સાથે હિંદનો વેપાર ચાલતો હતો અને અહિંની વસ્તુઓનાં તામીલ નામો હિબ્રુ સાહિત્યમાંથી મળી આવે છે તે તેની સાક્ષી પુરે છે. ઇરાનના દારાયસે ઇ. સ. પૂ. છસો વર્ષ પહેલાં હિંદપર હુમલો કર્યો અને સિંધ તથા પંજાબના થોડાક ભાગમાંથીજ ૧,૦૦૦,૦૦૦ પૌંડની કિમ્મતનું સુવર્ણ ખંડણી તરીકે ખેંચી ગયો. ગ્રીસનો એલેકઝાંડર સેમીરામીસની પેઠે ઈ. સ. પૂ. ૩૨૭ માં જમ્મુ સુધી ઘુસી આવ્યો.

રોમ સાથે ઇ. સ. ના આરંભ પછી તથા તે પુર્વે હિંદુસ્થાનને જંગી વેપાર ચાલતો હતો. ઇ. સ. પૂ. ૨૦ માં એક એલચી ઑગસ્ટસ સીઝરના દરબારમાં ગયો હતો અને બીજો ઈ. સ. ૯૯ માં ટ્રાજાનમાં ગયો હતો. પ્લીની ( Pliny the Elder ) રોમનું સોનું હિંદમાં ઘસડાઇ જવાનો પુકાર કરતો સંભળાય છે અને એરોજ ઉલ્લેખ જાણીતા પ્રવાસી બર્નીઅરે પણ સત્તરમી સદીમાં કર્યો હતો. બાબીલોન, નીનીવે, મીસર, ઇરાન, પાલેસ્ટાઇન, રોમ–સર્વ ભૂસાઇ ગયાં પણ હિંદ હજુ જીવે છે. એ મૃત રાજ્યોના જીવંત કાળમાં હિંદ તેમનું સમોવડીઉં હતું–નહિ–તેમના કરતાંય વિશેષ મહાન હતું. તેમનો ઇતિહાસ આજે પ્રાચીન સીકકાઓ, શીલાલેખો અને કબરોમાંથી શોધાય છે. હિંદનો ઇતિહાસ તો ચાલુ લખાયોજ જાય છે ઉપર ઐતિહાસિક પુરાવાઓ આપવામાં આવ્યા છે તે પરથી આપણા દેશની પ્રાચીન જાહોજલાલી કેવી હતી તેનું ભાન થાય છે. તે આજે તાબેદાર દશાંમાં છે–ગુલામુગીરીમાં છે. આવી સ્થિતિ જોઇ આપણુને કેવી લાગણી થવી જોઇએ? એક વખત દિગંતમાં કીર્તિ પ્રસારનાર આપણો ગૌરવશાલી દેશ આજે ગુલામગીરીમાં સબડતો હોય–પરતંત્ર હોય–હરેક વિષયમાં પરદેશીઓની દયાપર જીવતો હોય તે શું આપણુને શરમાવનારૂં નથી?

હિન્દુસ્થાનનો ઇતિહાસ અનંત છે. તેને આદિ નથી અને અંત કહેવાની કોઇ જ્યોતિષશાસ્ત્રીમાં તાકાત નથી. એક પછી એક ચાલુ આક્રમણો થયાં–પરદેશીઓ આવ્યા અને ગયા–માંહોમાંહે યુધ્ધો થયાં–સામ્રાજ્યો સ્થપાયાં અને નાશ પામ્યાં; પણ હિંદ હજુ જીવંત છે. હિંદ માતાએ પોતાની વિશાળ ગોદમાં ગ્રીકો, પારથીઅનો, હુનો, સીથીઅનો, સીરીઅન અને પઠાણો, તુર્કો, ઇરાનીઓ અને મુગલોને સ્થાન આપ્યું છે, તેમને પોતાના બાળક બનાવી પોતાના કરી લીધા છે અને જે

અગ્રેજો પણ અહિં વધુ સમય રહેશે તો તેઓ પણ અહિંનાજ થઇ જશે. અહિં જે આવે છે તે બધા હિંદી બને છે. ભારતમાતાના પુત્રો ગણાય છે. તેઓ હિંદમાં વસી સુખચેન કરે છે, સમૃદ્ધ થાય છે.

વિનસેંટ સ્મિથના ઇતિહાસ પરથી જણાય છે કે સૈકાઓ પૂર્વે અતિ પ્રાચીન કાળમાં પણ હિંદમાં ઉચ્ચ સંસ્કૃતિ વિરાજમાન હતી અને ઇ. સ. પૂ. સાતમી સદીની અધવચમાં હિમાલય અને નર્મદાની વચ્ચેના પ્રદેશમાં સોળ રાજ્યો હતાં. એલેકઝાંડર હિંદ છોડી ગયો ત્યારપછી મૌર્યવંશના ચંદ્રગુપ્ત રાજાએ હિંદુકુશથી નર્મદા તથા અરબી સમુદ્રથી બગાલાના ઉપસાગર સુધી એક સમૃદ્ધ અને સુવ્યવસ્થિત સામ્રાજ્ય સ્થાપ્યું હતું કે જેની જાહોજલાલીના ગાન ગ્રીક એલચી મેધાસ્થનિસ મુક્ત કંઠે ગાઇ ગયો છે. તેના રાજ્યમાં ગ્રામ્યપંચો નાનાં 'સ્વતંત્ર પ્રજાસત્તાક' જેવાં હતાં. ગુલામગીરીનું નામનિશાન ન્હોતું. સ્ત્રીઓ પવિત્ર અને પુરૂષો બહાદૂર, પ્રમાણિક તથા સત્યવાદી હતા. ચંદ્રગુપ્તના પુત્રે દક્ષિણમાં હાલના મદ્રાસ સુધી પોતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું હતું. ત્યાર પછી અશોક આવ્યો કે જેના કીર્તિસ્તંભોથી પશ્ચિમ પણ ચકિત થઇ ગયું છે. દક્ષિણ હિંદુસ્થાનમાં તે કાળે ત્રણ મહા રાજ્યો હતાં. તેમાંનું એક પાંડય રાજ્ય હતું કે જેનો વેપાર ઘણો મોટો હતો, તથા મદ્રાસ ગવર્નમેંટ મેન્યુઅલમાં જણાવવા પ્રમાણે એ રાજ્યનું તામીલ સાહિત્ય ઈ. સ. પૂ. ૨૦૦૦ વર્ષ જેટલું જૂનું હતું. આ રાજ્યનો ઇ સ. ૧૭૩૧ માં નાશ થયો. તેના એક રાજાએ ઇ. સ. પૂ. ૫૪૩ માં લંકાના વિજય નામના રાજાને પોતાની પુત્રી પરણાવી હતી. બીજું એક મહારાજ્ય ઇ. સ. ના ચોથા સૈકામાં બીજા ચંદ્રગુપ્તે સ્થાપ્યું અને તેના પુત્ર સમુદ્રગુપ્તે અશ્વમેધ યજ્ઞ કરવાથી ઇ. સ. ૩૪૦ માં તે ચક્રવર્તી ગણાયો હતો. તેના પુત્રના અમલમાં ચીની મુસાફર ફૂહેન (Feu-Hien) હિંદમાં આવ્યો હતો અને તેણે પોતાના અહેવાલમાં

દેશની સમૃદ્ધિ તથા આબાદીનું રસિક વર્ણન આપેલું છે. લોકો અસામાન્ય સ્વતંત્રતા ભોગવતા હતા. મુસાફરો કદિપણ લૂંટાતા નહિ. રસ્તાઓમાં ચોર કે લૂટારા નજરેજ પડતા નહિ. રાજ્ય તરફથી પ્રજાપર બિલકુલ જૂલમ થતો ન્હોતો. કોઇને પણ શારીરિક ઇજા થાય તેવી સજા કરવામાં આવતી નહિ. આ સામ્રાજ્યને હુન પ્રજાનાં આક્રમણોએ તોડી નાંખ્યું.

હિંદની જાહોજલાલીનો ખ્યાલ આપવા માટે હ્યુયેન ચંગે (Hine–Tsang) પોતાના પ્રવાસવર્ણનમાં એક ખાસ બનાવ નોંધેલો છે તે પરથી વર્તમાન ગરિબ હિંદની પ્રાચીન સમૃદ્ધિનો વાંચનારને ખ્યાલ આવી શકશે. ઇ. સ. ૬૪૪ માં શ્રીહર્ષ રાજા પ્રયાગ (અલાહાબાદ) માં ૭૫ દિવસનો એક ઉત્સવ ઉજવતા. આ ઉત્સવ પ્રસગે પાંચ લાખ મનુષ્યોની મેદની મળતી. રાજા હર્ષ તેમને પોતે પાંચ વર્ષમાં ભેગી કરેલી લક્ષ્મી વેહેંચી દેતા અને ત્રીસ વર્ષની કારકીર્દિમાં તેમણે દર પાંચ પાંચ વર્ષે આવો સમારંભ ઉજવ્યો હતો. એક દિવસમાં ૧૦૦૦૦ બૌદ્ધ સાધુઓને દરેકને ૧૦૦ સોના મહોર, એક મોતી અને એક વસ્ત્રનું તેઓ દાન કરતા. આપરથી ૭૫ દિવસમાં કેટલું દાન થતું હશે તે સમજાશે. હજુ પણ પ્રયાગમાં આ મેળો ભરાય છે. પણ તેમાં દાનવીર હર્ષના દર્શન થતા નથી.

ઇ. સ. ની આઠમી સદીમાં આરબ હુમલાનો પ્રારંભ થયો, સિંધ જીતાયું, પણ રજપુતાનામાંથી તેમને મારી કાઢવામાં આવ્યા. મુસલમાનોનો બીજો હુમલો ગીઝનીના સુલતાનની સરદારી નીચે ૯૮૬ માં થયો અને તેણે પેશાવરમાં થાણું કર્યું. તેના પુત્ર મહમ્મદે ઉત્તર હિંદપર સત્તર સવારી કરી અને ૧૦૦૧ માં લાહોરમાં આણ વર્તાવી. ત્યાર પછી પાંચ સદીઓ અવિશ્રાંત યુધ્ધમાં ગઇ.

રજપુત રાજાઓ માંહોમાંહે લડી મર્યા અને કેટલાકોએ મુસલમીન સુલતાનોને સહાય કરી. દીલ્હીનો છેલ્લો રજપુત રાજા પૃથ્વીરાજ ૧૧૯૩ માં મરાયો અને પઠાણો પ્રાચીન દીલ્હીની ગાદીના માલિક બન્યા. ૧૫૨૬ સુધી તેમની સત્તા ચાલી. મુગલ વીર બાબરે તેમના અમલનો નાશ કરી મુગલ સામ્રાજ્યની સ્થાપના કરી અને તે ૧૮૫૭ ના બળવા સુધી ટકી રહ્યું. આ સ્થળે નોંધવાની જરૂર છે કે હુન પ્રજાના હલ્લાઓ સિવાય ચાલુ લડાઇઓના આ યુગમાં પણ હિંદના ખેડૂતો શાંતિથી પોતાનું કામ કર્યા જતા હતા અને તેમને લેશ માત્ર હાનિ કરવામાં આવી ન્હોતી. ખેડૂતો દેશની દૌલત પેદા કરનારા હોવાથી તેમને સઘળા લડવૈયા પવિત્ર ગણતા. ક્ષત્રિયો લડાઇમાં ઝૂઝવા જતા—તેઓજ લડાઇની સઘળી જવાબદારીઓ ઉપાડી લેતા અને કારીગરો, ખેડૂતો તથા વેપારીઓ સરકાર શું કરે છે તે જાણવાની પરવા કર્યા વિના શાંતિથી પોતાની પ્રવૃત્તિ ચલાવ્યા કરતા. આમ થવાથી અનેક હૂમલાઓ થવા છતાં પણ હિંદની જાહોજલાલીપર વિશેષ અસર થઇ નહિ. જે જે સરદારોએ હિંદપર સ્વારી કરી હતી તેઓમાંના ઘણાએ હિંદને હમવતન કરવાના ઇરાદાથી આવ્યા હતા અને તેથી દેશની આબાદીમાં આધારભૂત ખેડૂતો તથા કારિગરોને તેમણે કોઇપણ રીતે કનડયા ન્હોતા.

દક્ષિણ હિંદમાં પણ લડાઇઓ થતી રહી હતી, વેપાર પણ ચાલ્યો જતો અને તત્વચિંતકો તત્વજ્ઞાન પણ ડહોળ્યા કરતા. ઇ. સ. ૫૫૦ માં દક્ષિણમાં એક રજપૂત સરદારે એક સુંદર રાજ્ય સ્થાપ્યું અને તેના વંશજોએ ૧૧૯૦ સુધી સત્તા જાળવી રાખી. કેટલાક મુસલમાનોના પણ હલ્લા થયા. તેઓ ખાસ કરીને ઝવેરાત બહુ ઉપાડી ગયા. અલ્લાઉદ્દીન ૧૨૯૪ માં આઠ મણ મોતી, હીરા

અને બીજાં રત્નો ખંડણી તરીકે લઇ ગયો. ચૌદમીથી સોળમી સદીની વચ્ચે વળી એક મહાન શકિતશાળી રાજ્ય–વિજયનગરનો જન્મ થયો. એકંદરે જોતાં ૧૧ મી સદીથી ૧૭ મી સદી સુધીમાં હિંદમાં યૂરોપ કરતાં વિશેષ બખેડા થયા ન્હોતા અને એ સમયમાં તે યૂરોપ કરતાં વિશેષ દૌલતમંદ હતું. તેની જનસુધારણા પણ સારી હતી અને એકંદર સ્થિતિ યૂરોપના કરતાં તો હજાર દરજ્જે ચઢિયાતી હતી.

અકબરે ( ૧૫૫૬ થી ૧૬૦૫ ) પોતાના ન્યાય, નીતિ, સહિષ્ણુતા આદિથી પોતાની આગળના રાજાઓને ઝાંખા પાડયા હતા. તેના પુત્ર જહાંગીરે ૧૬૧૩ માં અંગ્રેજ વેપારીઓને હિંદમાં વેપાર કરવાની રજા આપી. સુખી અને સમૃદ્ધ ખેતીવાડીમાંથી જહાંગીરને પ્રતિ વર્ષે ૧૭,૫૦૦,૦૦૦ પૌંડની મહેસુલ મળતી હતી. શાહજહાનના અમલમાં મુગલ સામ્રાજ્યનું ગાડું સારૂં ચાલ્યું. પછી ઔરંગઝેબ આવ્યો અને તેણે ૧૭૦૬ માં તેનું મૃત્યું થયું તેટલા કાળમાં તો સામ્રાજ્યની શકિતને તોડી નાખીઃ હજુપણ પ્રજા શ્રીમંત હતી. ઔરંગઝેબની મહેસુલ જીતેલા પ્રદેશોની આવક વધવાથી ૩૮,૦૦૦,૦૦૦ પૌંડની થતી જતી હતી અને ત્યારબાદ એક સૈકા પછી પણ તે ૩૪,૫૦૬,૬૪૦ પૌંડની થતી હતી. ખેડુતો તે સમયે દૌલતમંદ હતા અને પોતાની બચત મૂડીમાંથી ખુશીથી કર આપતા. તેમની કમાણીના પ્રમાણમાં તેમની પાસેથી કર વસુલ કરવામાં આવતો. હાલમાં તો તેઓ ગરિબ થઇ ગયા છે, તેમનું લોહી ચુસાઇ ગયું છે અને છતાં તેમની કમાણી ધ્યાનમાં લેવા વિના તેમની પાસેથી ભારે મહેસુલ લેવાય છે કે જેથી તેઓ દહાડે દહાડે ગરિબ ભિખારી જેવા બનતા જાય છે.

હિંદી અમલના છેલ્લા પ્રકરણમાં મરાઠી સામ્રાજ્યની સુંદર કથા સમાયલી છે. શૂર ધર્મતારક શિવાજીની વીરતા અને તેમની દીર્ઘદર્શિતા ઇતિહાસપ્રસિદ્ધ છે. પ્રત્યેક હિંદી એ મહાવીરનું નામ આનંદ અને પ્રેમથી યાદ કરે છે. શિવાજી મહારાજની ખરી હકીકત જાણવા માટે સ્વ. ન્યાયમૂર્તિ રાનાડેનું પુસ્તક વાંચી જોવું. અંગ્રેજ ઇતિહાસકારોની વાત માનવી નહિ કારણ કે મહારાષ્ટ્રીઓથીજ અંગ્રેજો બહુ ડરે છે. સ્વ. લોકમાન્ય તિલકપર સરકારે જે જે વીતક વીતાડયાં હતાં તે એ કથનના જીવંત નમુના રૂપ છે.

આપણે ૧૬૧૩ માં હિંદમાં વેપાર કરી રળી ખાવા આવેલા ગરિબ અંગ્રેજ વેપારીઓને જોઇએ છીએ. એલીઝાબેથ રાણીએ કંપનીને વેપાર કરવા જવાની પહેલી સનદ આપ્યા પછી ડેનીશ, ઓસ્ટ્રીયન, પ્રશીઅન લોકોએ કંપનીઓ શરૂ કરી. પોર્ટુગીઝ, ડચ અને ફ્રેંચો અંગ્રેજોની પહેલાંજ અહિંયા આવી ગયા હતા અને તેઓ વેપારમાં અંગ્રેજોના કટ્ટા હરિફ બન્યા હતા. એ બધા હિંદુસ્થાનની જાહોજલાલી તથા ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષથી પોતાનો રાજ્યકારભાર અબાધિતપણે ચાલવાની હિંદની કુશળતાથી મુગ્ધ થઇને અહિં આવવાને લલચાયા હતા. ડચોને થોડાંક તુટયાં ફુટયાં ગામડાં સિવાય બીજે સ્થળેથી હાંકી કાઢવામાં આવ્યા. ફીરંગીઓએ બહુ માથાં મારવાનું યોગ્ય ધાર્યું નહિ. અંગ્રેજ અને ફ્રેંચ વેપારીઓ વચ્ચે હડહડતું વેર ઉત્પન્ન થયું. એ વેરની ચીનગારીમાંથી ભડકા થયા અને તેઓ વેપારી પેઠે માનમહત્તા, વચન કે કરારની દરકાર કર્યા વિના ફક્ત નફાને માટે એકમેક સાથે અનેકવાર લડયા. અંગ્રેજ અને ફ્રેંચ વેપારીઓમાંના લગભગ બધા કલાઇવના જેવાજ દગાખોર, લુચ્ચા અને સ્વાર્થી હતા. તેમણે દેશી રાજાઓમાં કલહ કરાવ્યો—

બળવાખોર અથવા રાજા જેના પક્ષમાં સાર જણાયો તેના તેઓ મિત્ર થયા—હરિફ સામે લડવાને તેમણે ભાડૂતી લશ્કરો રાખ્યાં અને એકવાર જે હરિફ સાથે લડયા હોય તેનેજ બીજાની શક્તિ વધી જતાં મદદ કરવા લાગ્યા. અઢારમી સદીમાં વારંવાર યુધ્ધો તથા બળવાઓ થયા હતા—બધી મારામારી આ વિદેશી વેપારીઓ આગમાં તેલ હોમીને પોતાના સ્વાર્થ માટે કરાવતા હતા; અને ફ્રેંચોની હાર પછી થયલા જે બખેડાઓ દાબી દેવાનો ઇંગ્લંડ દાવો કરે છે તે બખેડા તેનાંજ કર્મોને આભારી હતા. ખોટા દસ્તાવેજ કરીને અમીચંદને છેતરી કલાઇવે ૨૪ પ્રગણાં મેળવ્યાં, હેસ્ટીંગ્સે રોહીલાઓને મારી નાખવા માટે બ્રિટિશ સૈનિકો વેચ્યા, બંગાલના બાળક નવાબ સાથે દગો થયો, નંદકુમારનું ખૂન કરવામાં આવ્યું, આઉધની બેગમોને ભૂખે મારવામાં આવી અને હિંદીઓએ પુર્વે કદિ ન જોયેલાં એવાં દુઃખો અને જૂલમો તેમને સહન કરવાં પડયો. આ બધાં દુષ્કૃત્યો એ અંધકાર યુગના ઇતિહાસમાં કાળા અક્ષરે લખાયલાં છે. તેનું પરિણામ આજે આપણી આંખોએ જોઇએ છીએ અને તે એ કે એક વેળા દુનિયામાં સૌથી દૌલતમંદ ગણાતો આપણો દેશ આજે આખી દુનિયામાં ગરિબમાં ગરિબ દેશ થઇ ગયો છે.

ઓગણીસમી સદીમાં કંઇક આશાનાં કિરણ પ્રકટયાં. ઇસ્ટ ઇંડિયા કમ્પનીની ઇર્ષ્યા થવાથી બ્રિટિશ પાર્લામેંટે નવી સનદ આપવા પહેલાં દેશની સ્થિતિ વિષે તપાસ કરવાનો આગ્રહ કર્યો. ૧૮૩૩ અને ૧૮૫૩ ની સનદો અપાઇ તે પહેલાંના અહેવાલોમાંથી હિંદુસ્થાનના લોકોની દયાજનક ગરિબીના સચોટ પુરાવાઓ મળી આવે છે. કમ્પનીપર પાર્લામેંટની સત્તા હતી અને તેટલા પૂરતો

અહિંના સત્તાધીશોપર અંકુશ હતો તે પણ ૧૮૫૮ માં ઇંગ્લંડની સરકારે રાજ્યની લગામ પોતાના હાથમાં લેવાથી નષ્ટ થઇ ગયો.

પ્રજાપર નાખવામાં આવતા કરોના ભારે બોજાથી ઉપજતો અસંતોષ, આપણા દેશમાં આપણને મોટી પદવીઓ આપવાની પાડવામાં આવતી ના, પ્રતિનિધિત્વના હક્કનો નકાર, મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરામાં અપાયલાં વચનોનો થયલો સદંતર ભંગ, વારંવાર થતી જમીનની આંકણી, ખેડુતોની દિનપરદિન વધતી જતી કંગાલ્યત, પરદેશમાં તથા સરહદપરની લડાઇઓ માટે હિંદપર પડતા કર, હથિયારબંધીના કાયદાથી પુરૂષોને શસ્ત્ર ધારણ કરવાની થતી મના તથા લૂંટારાઓ અને જંગલી પશુઓ સામે રક્ષણ કરવાને અશક્ત એવી આપણી લાચાર સ્થિતિ–આ બધાં કારણોને લીધે પ્રજામાં અસંતોષ એટલો બધો વધી પડયો હતો કે ૧૮૮૫ માં જો અખિલ ભારતીય રાષ્ટ્રીય મંડળ ( Indian National Congress ) ન સ્થપાત તો લોકો વધુ વખત શાંત રહી શકત નહિ. કૉંગ્રેસ રાજકીય ચળવળ કરી લોકોની સ્થિતિ સુધારશે એવી ઝાંખી આશા પ્રજામાં જન્મી.

આપણાપર અનેક જાપતાના કાયદાઓની મદદથી રાજ્ય કરવામાં આવે છે. એજ કાયદાઓ જો કોઇ બીજા દેશમાં હોત તો ગ્રેટબ્રિટન પોતેજ તે માટે પ્રબળ પુકાર કરી વિરોધ દર્શાવત. ૫૦૦૦ વર્ષ સૂધી હિંદીઓએ હિંદમાં રાજ્ય કરી શાંતિ જાળવી હતી; આપણી સુવ્યવસ્થાથી થયલી જાહોજલાલી જોઇને પરદેશીઓ આકર્ષાઇ અહિં દોડી આવ્યા હતા; તેઓ આજે આપણને કહે છે કે અમે ચાલ્યા જઇશું તો બખેડા થશે ! શું અહિં ફક્ત વ્યવસ્થા જાળવવાને માટે આપણને અંગ્રેજ અમલદારોની જરૂર છે ?

અનેક રાજાઓએ હિંદપર હુમલા કર્યા હતા પણ તેઓ વિદેશી મટી હિંદી થઇ ગયા હતા અને હજુ ભારતમાતાના પુત્રો તરિકે અહિં ઘર કરી રહ્યા છે. આખું હિંદ કદિપણ પરદેશી અમલ નીચે ગયું ન્હોતું. હાલમાં તો સ્વતંત્રતાની ઇચ્છા કરવી તે રાજદ્રોહ ગણાય છે. બીજી સરકારોએ આપણા પ્રત્યે લાગણી રાખી દરેક ઉચ્ચ પદવીઓ હિંદીઓને આપી હતી. આ રાજ્યમાં આપણને ધિક્કારવામાં આવે છે અને ઉચ્ચ પદાધિકારથી વંચિત રાખવામાં આવ્યા છે. બાવન વર્ષના શાહનશાહી અમલ પછી વાઇસરોયની ધારાસભામાં એક હિંદીને બેઠક આપવામાં આવી તેને પણ એક મહાન્ ઉપકાર લેખવામાં આવ્યો હતો! વિદેશી રાજ્યની જાપતાની નીતિએ આપણને નામર્દ બનાવી દીધા છે, આપણે આપણું કર્ત્તવ્ય કરતાં અચકાઇએ છીએ, જે આપણું છે તે લેવાને બદલે માગીએ છીએ, જ્યાં સામા થવું જોઇએ ત્યાં શરણે જઇએ છીએ. આપણામાં આત્મવિશ્વાસ અને સાહસિકતાનો અભાવ છે કે જે ગુણો ધરાવનારનેજ વિજય મળે છે. સાહસિકતા, દ્રઢતા, સમયસૂચકતા આદિ ગુણો આપણામાં જવલ્લેજ જણાય છે. આપણને હવે કહેવાતી શાંતિની જરૂર નથી. શાંતિ કરતાં ચેતન વિશેષ ઉપયોગી અને ઇચ્છવાજોગ છે. ચેતનથી પ્રજા ચઢે છે, શાંતિથી તેનું શૌર્ય કટાઇ જાય છે.

પરદેશી અમલથી હિંદને માથે ભયંકર બોજો પડે છે તેટલાથીજ તેની ખરાબી અટકતી નથી. એ અમલથી પ્રજાનું નૈતિક પતન થાય છે કે જે વિશેષ ભયંકર છે. હાલની રાજ્ય-પદ્ધતિથી હિંદીઓનો કુદરતી વિકાસ મંદ પડી ગયો છે. આપણે અપમાનિત વાતાવરણમાં ઉછરીએ છીએ અને તેથી હમ્મેશાં નમીને ચાલવાની આપણને ટેવ પડી ગઇ છે. આથી

પ્રજાની સ્વતંત્ર ભાવના મરી જાય છે. બ્રિટને સૌથી મોટામાં મોટો અન્યાય આજ કર્યો છે. બ્રિટનને શૂરવીર યોધ્ધાઓનો દેશ પ્રભુકૃપાએ મળ્યો તેને તેણે કારકુનો અને મજુરોનો દેશ કરી નાંખ્યો. આ સ્થિતિ માટે એકએક હિંદીનું દીલ બળીજળી જાય છે.

૫૦૦૦ વર્ષ સુધી આપણે આપણા દેશને સાચવ્યો. ત્યારની આપણી રાજ્યવ્યવસ્થા ખામીવાળી હતી એમ કોઇ કહેતું નથી. આપણે આપણો વેપાર ખીલવ્યો, સંસ્કૃતિ જાળવી રાખી, દેશમાં સુવ્યવસ્થા રાખી. હવે ફક્ત ૧૬૦ વર્ષથી અહિં અમલ કરતી સરકાર જો પોતાનો અમલ ખેંચી લે તો હિંદ એકદમ જંગલી દશામાં આવી પડવાનું નથી. આ ૧૬૦ વર્ષની અમલના પહેલાં ૫૦ વર્ષો તો દેશને લુંટવામાંજ ગાળવામાં આવ્યાં હતાં. આપણે સામ્રાજ્યથી છૂટા પડવા માગતા નથી પણ આપણા ઘરના માલિક બનવા માગીએ છીએ-નોકર નહિ. આપણે અંગ્રેજોનો સમાન માનસહિત સહકાર ઇચ્છીએ છીએ પણ તેમના અમલદારી તોરથી કંટાળી ગયા છીએ. આપણે અમલદારી ગુલાકીમાંથી મુકત થઇ સ્વરાજ્ય મેળવવાનો નિશ્ચય કર્યો છે અને અંગ્રેજ પ્રજા ( મજુર વર્ગ ) પણ આપખુદ અમલદારોના હાથમાંથી છૂટવાના આપણા પ્રયાસમાં આપણને સહાય કરશે. પણ તેવી સહાય મળો વા ન મળો પણ આંતરરાષ્ટ્રીય સ્વરાજ્ય મેળવ્યા વિના આપણે એક પળ પણ જંપીને બેસવું જોઇએ નહિ. આપણને જો સમાનતાના ધોરણ પર સામ્રાજ્યની સત્તા નીચે સ્વરાજ્ય મળે તો આપણે ગઇ ગુજરી ભૂલી જવાને તૈયાર છીએ. હિંદ ભાગીદાર તરીકે સામ્રાજ્યમાં રહેવા માગે છે–તાબેદાર સંસ્થાન તરીકે તો નહિજ. પ્રધાન મંડળ આપણેજ નીમવા તથા રદ કરવા માગીએ છીએ.

ઈંગ્લંડની ડીગ્રીવાળા ભારે પગારના અમલદારોની આપણને જરૂર નથી, હિંદીવજીરની ઓફિસની જરૂર નથી, શહેનશાહ તથા શહેનશાહી સરકાર સિવાય બીજા કોઇની સત્તા આપણા માથાપર આપણે રાખવા માગતા નથી. આપણા બચાવ માટે તથા સામ્રાજ્યની આવશ્યકતા માટે આપણે લશ્કર રાખીશું, દરિયાઈ કાફલો બાંધીશું. બધા જપ્તીના કાયદાઓ આપણે કાયદાપોથીમાંથી કાઢી ને ફેંકી દેવા માગીએ છીએ. અબાધિત વકતવ્ય તથા વર્ત્તમાન પત્રોથી આપણે બ્હીતા નથી. આપણે સામ્રાજ્યમાં અંગ્રેજોના બરોબરીઆ થઇને તેમનાજ જેવી પ્રજાને જવાબદાર રાજ્યપદ્ધતિની માગણી કરીએ છીએ. આપણે તે માટે દૃઢ પ્રતિજ્ઞા કરી છે અને એવી સામ્રાજ્ય અંતર્ગત સ્વતત્રતા આપણને મળવીજ જોઇએ કારણ કે તે આપણો જન્મસિધ્ધ હક છે.



# પ્રકરણ ૨ જું.



## ધર્મ અને રાષ્ટ્રીય ભાવ.

જેઓ મરાઠાવીર શિવાજીના રાજકીય જીવનથી પરિચિત છે. તેઓ જાણે છે કે તેમની રાજકીય પ્રવૃત્તિ પૂર્વે મહારાષ્ટ્રમાં એક ધાર્મિક પ્રવૃત્તિ ચાલતી હતી અને તેના બળથીજ મુગલ સામ્રાજ્યના જર્જરિત પાયાપર બળવાન મરાઠા સલ્તનતની ઇમારત ખડી કરવામાં આવી હતી. ભારતવર્ષમાં કોઇપણ પ્રવૃત્તિને જોર આપવા માટે તેમાં ધર્મનું મિશ્રણ કરવાની જરૂર છે કેમકે પ્રજાની નસેનસમાં ધર્મ એટલો બધો વણાઇ ગયલો છે કે ધર્મ વિના હિન્દી પ્રજાને કાંઇ આકર્ષી શકતું નથી. અમુક કાર્ય કરવામાં ધર્મ છે એવી માન્યતા થતાંજ હિંદી પ્રજાના ધાર્મિક આંદોલનો ખળભળી રહે છે, અને ધર્મને માટે આપણી પ્રજા પ્રાણ આપતાં પણ પાછી હઠે એવી નથી. આમ થાય તે અસ્વાભાવિક નથી. હિંદુ ધર્મ સાથે એક એવું જ્યોતિર્મય સાહિત્ય સંકળાયલું છે કે જે પ્રજામાં અદ્દભૂત જ્યોતિ, અનંત શ્રદ્ધા અને પ્રખર દ્દઢતા જન્માવે છે. લાખો વર્ષો વહી જવા છતાં આર્ય સંસ્કૃતિ યુગ ાના ખડકો સાથે અથડાતી કૂટાતી હજુસુધી જીવંત રહી છે. જગત્‌માં કોઇપણ સંસ્કૃતિ આર્યસંસ્કૃતિ સાથે સ્પર્ધા કરી શકે એવી નથી. આપણી સંસ્કૃતિની ઉચ્ચતા માટે આપણે ઉચિત અભિમાન ધરાવીએ છીએ અને આપણી એ મહત્તાનું પ્રતિપાદન હિંદી રાષ્ટ્રીયત્વના વિરોધીઓના દીલમાં તેલ રેડે છે. પશ્ચિમનું આપણે અનુકરણ કરીએ તો તેઓ આપણને માફ કરી શકે; પણ આપણે આપણી આત્મશ્રદ્ધાપર ઝઝૂમીએ તે તેઓ સહી શકતા નથી. ગીતાવચન પ્રમાણે ભારત-

વર્ષમાં વારંવાર ધર્મના પુનરૂદ્ધાર માટે ઇશ્વરે અવતાર લઇને આપણી આત્મશ્રદ્ધા દૃઢ બનાવી છે.ખ્રિસ્તી મિશનરીની વિકારમય આંખને આ આત્મશ્રદ્ધા ખુંચે છે.તેઓ બધા હિંદીઓને નાસ્તિક ( heathen ) કહે છે અને સીલોન વિષે બીશપ હીબર લખી ગયો છે કે:

Where only man is vile.*

આ કથન જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે આપણને ગુસ્સો પણ ચઢે છે અને દયા પણ આવે છે.

સતી થવાના ચાલનો પ્રતિબંધ તથા સંમતિનું વય Age of consent બાર વર્ષનું કરવાના કાર્યને બ્રિટિશ રાજ્યના મહાન દિગ્વિજય જેવુ ગણાવવામાં આવે છે. આ રિવાજો દુષ્ટ છે એમ કહી તેઓ આખી સમાજને-ધર્મને ખરાબ ગણાવે છે. જાણે ગ્લાસગોના દારૂડીઆઓની ભયકંર નીશાબાજી ખ્રિસ્તી ધર્મની ખરાબી હોયની તેમ ! અત્રે યાદ રાખવાનું છે કે હિંદુ સુધારકો સંમતિ વય વધારવાની ચાલુ માગણી કરે છે અને સતી થવાનો રિવાજ તો હિંદી વીર રાજા રામમોહનરાયના પ્રબળ પોકારથી નાબુદ કરવામાં આવ્યો હતો. સરકારે પોતાનીજ મરજીથી આ બે સુધારા નથી કર્યા.

ઓગણીસમી સદીમાં મધ્યકાલિન યુગમાં હિંદુત્વપર બંધાયલાં પડો ઉખેડી નાખવાના સુંદર પ્રયત્નો થવા લાગ્યા અને તેમાંથી રાષ્ટ્રીય ચળવળ જન્મી. ત્યારપછી જરથોસ્તી ધર્મનો પણ પુનરૂદ્ધાર થવા લાગ્યો. ઇસ્લામી ધર્મ એટલો બધો નબળો ન્હોતો પડયો એટલે તેને માટે નોંધવા જોગ પ્રવૃત્તિ થઇ ન્હોતી. ધર્મોદ્ધારમાં મુખ્ય કાય કરનાર નીચલી સમાજો હતી; ( ૧ ) બ્રહ્મો સમાજ તથા તેની શાખાઓ, ( ૨ ) આર્ય સમાજ; ( ૩ ) થિઓસોફીકલ સોસાઇટી અને ( ૪ ) રામકૃષ્ણ મિશન.

---

* જ્યાં મનુષ્ય માત્ર ખરાબ છે.

## બ્રહ્મો સમાજ.

આ સમાજના સ્થાપક રાજા રામમોહનરાય હતા. તેમની અચલ શ્રદ્ધા અને અતૂટ દૃઢતાને પ્રતાપે તેઓ જૂની હિંદુસમાજની સામે થયા અને વહેમોના જાળાં તોડી નાખવાને સબળ પ્રયત્ન કર્યો. તેમણે સ્વતંત્રતાના બીજ રોપ્યાં કે જેમાંથી સુંદર વૃક્ષ થાય અને તેનાં પાંદડાંમાંથી રાષ્ટ્રના જખમો રૂઝવનારા અમૃતરસ ઝરે. ૧૭૭૪ માં બંગાલમાં એક પ્રાચીન પ્રતિષ્ઠિત બ્રાહ્મણ કુંટુબમાં આ વીર નરનો જન્મ થયો હતો. તેમના પિતાએ તેમને ઉચ્ચતમ શિક્ષણ આપ્યું હતું. પટનામાં ફક્ત બાર વર્ષની ઉમ્મરે તેમણે અરબીનો અભ્યાસ કર્યો–પરશીઅન ઘરમાંજ ભણેલા અને પટનામાં સાથે સાથે યુકલીડ, એરીસ્ટોટલ તથા કુરાન પણ ડહોળી નાખ્યાં. ( Encyclopœdia Britanica, Sub vo-ce ) બૌદ્ધ ધર્મથી આકર્ષાઇ પંદર વર્ષની વયે તેઓ ટિબેટ ગયા–થોડાંક વર્ષો પ્રવાસમાં ગાળ્યા–પણ મૂર્તિપૂજા સામે તેમના હૃદયમાં પ્રચંડ બળવો જાગવાથી અને પોતાના વિચારો હિમ્મતથી પ્રકટ કરવાથી તેમની સામે પ્રજા એટલી બધી ઉશ્કેરાઇ ગઇ કે તેમને નાસી જવું પડયું. ૧૮૦૩ માં તેમના પિતાના અવસાન પછી તેઓશ્રી બંગાલમાં આવ્યા અને દશ વર્ષ સુધી ઇસ્ટ ઇંડિયા કમ્પનીની નોકરીમાં રહ્યા; પણ તેમના સ્પષ્ટવાદ તથા વહેમો અને ધર્મગુરૂઓના દંભ વિષેના એક પુસ્તકના પ્રકાશનથી તેમને પુનઃ નાસવું પડયું. આ વખતે તેઓ કલકત્તાના સ્વતંત્ર વાતાવરણમાં ગયા, કમ્પનીની નોકરી તજી દીધી અને પોતાના કર્ત્તવ્ય પાછળ તેમણે જીવન સમર્પ્યું. કલકત્તામાં ૧૮૧૪ માં તેમના પ્રત્યે ઉદાર મતવાદી થોડાક માણસો આકર્ષાયા. તેઓ દર અઠવાડિયે હિંદુ ધર્મનો અભ્યાસ કરવા ભેગા મળતા. રાજા રામ

મોહનરાયે આ સમયે બંગાલી, હિંદી તથા અંગ્રેજીમાં ઉપનિષદો ટીકા સહિત બહાર પાડયાં અને વેદાંત સૂત્રોનાં બંગાલી તથા હિંદીમાં ભાષાન્તર કર્યાં. તેમનો પ્રયત્ન હિંદુ સંસ્કૃતિનું પ્રાચીન ગૌરવ પુનઃ પ્રસ્થાપિત કરવા માટે હતો અને તેમણે આપણા દેશબંધુઓને એ ધ્યેયની પ્રાપ્તિ માટેજ મથવાનો બોધ કર્યો હતો. શિક્ષણ પ્રચાર માટે તેમણે સતત પ્રયત્ન કર્યો. ૧૮૧૯ માં એક હિંદુ કોલેજ સ્થાપી તેમાં હિંદુ ધર્મનો પણ શિક્ષણક્રમમાં સમાવેશ કરી હિંદને જડવાદમાં પડતું બચાવ્યું અને ૧૮૩૦ માં મીશનરી ડૉ. એલેકઝાંડર ડફને પણ મદદ કરીને અંગ્રેજી કેળવણીના દ્વાર ઉઘાડવા માટે એક અંગ્રેજી શાળા સ્થાપી. હિંદુઓના જૂના મતપર જેમ તેઓ પ્રહાર કરતા તેમ ખ્રિસ્તીઓની પણ સખત ચર્ચા કરતા. સીરામપુરના મિશનરીઓએ, તેઓએ ખ્રિસ્તી થવાને બદલે એક ખ્રિસ્તી થયલાને પુનઃ હિંદુ બનાવ્યો તે માટે તેમનાપર સખત ટીકા કરી. ધાર્મિક અને શૈક્ષણિક સુધારણા કરતાં કરતાં તેમનું ધ્યાન સામાજિક અને રાજકીય સુધારણાપર દોડયું. હિંદની પ્રગતિમાં આ ચારે બાબતો પરસ્પર સંકળાયલી છે તેનું પ્રથમ ભાન આ મહાન આત્માને થયું અને તેમણે સતીના રિવાજ સામે પ્રચંડ ચળવળ શરૂ કરી. પતિના મરણ પાછળ દુષ્ટ રીતે તેની વિધવાને બાળી નાખવાના રિવાજ સામેના તેમના પ્રચંડ યુદ્ધથી ૧૮૨૯ માં લોર્ડ વીલીઅમ બેન્ટીકની સરકારે ફોર્ટ વિલીઅમના તાબા નીચેના સંસ્થાનોમાંથી એ દુષ્ટ રિવાજ નાબુદ કરનારો કાયદો ઘડયો. રાજા રામમોહનરાયનો આ વિજય અખિલ હિંદને આશિષરૂપ થઇ પડયો છે!

૧૮૨૮ ના ઓગસ્ટની ૨૦ તારીખે બ્રહ્મો સભા સ્થપાઇ—અલ્પકાળમાં સભાને વ્યાપક સ્વરૂપ આપવા 'સમાજ' નામ રાખવામાં

આવ્યું. ૧૮૩૦ ના જાન્યુઆરીની ૨૩ મી તારીખે બ્રહ્મો સમાજનુ પ્રથમ મંદિર ઉઘાડવામાં આવ્યું. આ મંદિરના ટ્રસ્ટડીડમાં એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે તેમાં કોઇપણ વ્યક્તિ ઉપનિષદના કથન પ્રમાણે "અનંત-અગમ્ય અને નિર્વિકાર પ્રભુ" ની પૂજાર્થે વિનાપ્રતિબંધ દાખલ થઇ શકે. પ્રભુનું નામ આપવું નહિ-મૂર્તિ પધરાવવી નહિ- કોઇપણ જીવંત પ્રાણીનો ભોગ લેવો નહિ- બીજાઓ જેને પવિત્ર માનતા હોય તેની હાંસિ ન કરવી કે તેના પ્રત્યે ધિક્કાર વ્યક્ત ન કરવો. સદ્દગુણોનો વિકાસ કરી બધા ધર્મોના મનુષ્યોને સ્નેહ સાંકળથી જોડે એવુંજ શિક્ષણ આપવુ એવો આ મહાત્માનો આદેશ હતો. આજ આદર્શ થિઓસોફિકલ સોસાઇટી અને રામકૃષ્ણ મીશને પણ સ્વીકારેલો છે. પોતાના કાળમાં રાજા રામમોહનરાયે જે આશ્ચર્યજનક કાર્યમાં વિજય મેળવ્યો છે તે માટે લાખો મનુષ્યો તેમના ઋણી થયા છે. શિક્ષિત બ્રાહ્મણો પણ તેમના અનુયાયી થવા લાગ્યા અને રાજા દ્વારકાનાથ ટાગોર-જેમનું નામ પાછળથી બ્રહ્મો સમાજના ઇતિહાસમાં અમર થયું હતું-તેઓ તેમના પ્રથમ અનુયાયીઓમાંના એક હતા.

૧૮૩૦ માં દીલ્હીના શહેનશાહે તેમને રાજાનો ખિતાબ આપી કોઇ રાજકીય કાર્ય માટે ઇંગ્લંડ મોકલ્યા. ૧૮૩૧ માં તેઓ ઇંગ્લંડને કિનારે ઉતર્યા અને "બોર્ડ ઓફ કંટ્રોલ સમક્ષ હિંદની હાલત વિષે ઘણી કિમતી જુબાની આપી." ( Ency. Brit. ) અફ્સોસની વાત છે કે આપણી માતૃભૂમિનો આ પનોતો પુત્ર ઘણે-ઘણે દૂર-બ્રીસ્ટલમાં ૧૮૩૩ માં સ્વર્ગે સીધાવ્યો. બ્રીસ્ટલમાં તેમનું સ્મારક હજુ પણ તેમના અમર ગાન ગાઇ રહ્યું છે.

રામમોહનરાયે જે સ્વતંત્ર ધર્મમતની સ્થાપના કરી હતી તે તેમના અવસાન પછી પણ જીવંતજ રહ્યો. તેમના મિત્રના

પુત્ર દેવેન્દ્રનાથ ટાગોર ૧૮૪૨ માં બ્રહ્મો સમાજી થયા–સમાજને તેમણે નવજીવન બક્ષ્યું અને આર્યત્વના અતૂટ ખડકપર સમાજની ઇમારતને ખડી કરી દીધી. ૧૮૫૭ માં કેશવચંદ્ર સેન સમાજમાં જોડાયા. તેમની પ્રતિભા તથા કર્તવ્યપરાયણતાથી ઘણા ફેરફારો કરવામાં આવ્યા અને અંતે ૧૮૬૫ માં સમાજની નવી શાખા સ્થપાઇ. ખ્રિસ્તી ધર્મની કેશવચંદ્ર સેનપર પ્રબલ અસર થઇ એટલે તેમનો ધર્મ "ઇસુ વિનાનો ખ્રિસ્તી ધર્મ" ગણાવા લાગ્યો. ઇંગ્લંડ અને અમેરિકાના આસ્તિકવાદીઓ સાથે તેઓ ગાઢ સંબંધમાં આવ્યા તથા થિઓડોર પારકર, જેમ્સ માર્ટીન અને ફ્રાન્સીસ પાવર કોબેના લેખોની પણ તેમના હૃદયપર ભારી અસર થઇ. દેવેન્દ્રનાથ ટાગોરના નેતૃત્વ નીચે હિંદુ આદર્શને જે સભાસદો વળગી રહ્યા તેઓ આદિ બ્રહ્મો સમાજી ગણાયા. ૧૮૬૬ માં કેશવચંદ્ર સેને નવી બ્રહ્મ સમાજ સ્થાપી. મદ્રાસમાં તો એ પહેલાં વેદ સમાજ સ્થપાઇ ચૂકી હતી. મુંબઇમાં ૧૮૬૭ માં તેમનું આગમન થયલું તેને પ્રતાપે ૧૮૬૭ માં પ્રાર્થના સમાજ સ્થપાઇ અને ૧૮૬૮ માં તેમણે પુનઃ આવીને એ સમાજમાં નવું ચેતન રેડ્યું. ૧૮૮૧ માં સમાજમાં બીજી ફાટ પડી. ૧૮૭૫ પછી કેશવચંદ્ર સેન શ્રી રામકૃષ્ણ પરમહંસના સહવાસમાં વારંવાર આવવા લાગ્યા તેથી સર્વ ધર્મો સાચા છે એવી તેમની ખાત્રી થઇ અને તેમની સાથે જેઓ રહ્યા તેઓ નૂતન બ્રહ્મ સમાજી ગણાયા. મી૦ રાનાડે, સર આર. જી. ભાંડારકર અને સર નારાયણ ચંદાવરકરના નેતૃત્વ નીચે મુંબઇની પ્રાર્થના સમાજે સામાજિક, રાજકીય તથા શૈક્ષણિક દિશામાં ચળવળ કરીને હિંદનું રાષ્ટ્રીયત્વ ઘડવામાં ઉમદા ફાળો આપ્યો અને જેમ જેમ રાષ્ટ્રીય ભાવના ખીલતી ગઇ તેમ તેમ આ સમાજ હિંદુત્વ તરફ વધુ ને વધુ

ઢળતી ગઇ. આદિ બ્રહ્મો સમાજે હિંદને બે રત્નો આપ્યાં છે. એક આપણા લાડકા કવિ રવીંદ્રનાથ ટાગોર અને બીજા તેમના ભાઇ ચિત્રકાર અવનીન્દ્રનાથ ટાગોર. આ બન્ને વિરલ આત્માઓ રાષ્ટ્રીય ભાવનાના વિકાસમાં પોતાનો અમુલ્ય હીસ્સો આપી રહ્યા છે. પાછળની બ્રહ્મો સમાજનું ખ્રિસ્તીધર્મ પ્રત્યે વિશેષ વલણ છે તેથી તે રાષ્ટ્રીય જીવનમાં બહુ ઓછો ભાગ ભજવે છે. સર વેલનટાઇન શીરોલ નવા બ્રહ્મો સમાજીઓ વિષે લખે છેઃ "બ્રહ્મો સમાજની અસર હજુય સારી છે પણ ક્રમશઃ તેનામાંથી ચેતન ઉડતું જાય છે અને જો કે તેનું સાહિત્ય હજુ પણ લક્ષ ખેંચે એવું છે પણ તેના સભાસદોની સંખ્યા ઘટતી જાય છે. પ્રાર્થના સમાજ તો મરવા પડી છે." ( Indian unrest, p. 27 )

આવી રીતે ખ્રિસ્તીઓ અને એંગ્લો ઇંડિયનો બ્રહ્મોસમાજનાં વખાણ કરે છેઃ પણ તેથી આપણે તેના પ્રત્યે અભાવ દર્શાવવાનો નથી. આખી બ્રહ્મસમાજની એકંદર પ્રવૃત્તિએ હિંદના રાષ્ટ્ર જીવનને મૂર્તિમંત બનાવવામાં જેવો તેવો હીસ્સો આપ્યો ન હતો. જૂની સમાજના અભેદ્ય કિલ્લાપર હૂમલો કરનાર એજ સમાજના વીર સ્થાપક અને તેમના અનુયાયીઓ હતા તથા આપણા માનીતા કવિ રવીંદ્રબાબુ પણ એજ સમાજના છે કે જેઓ રાષ્ટ્રીય જીવનમાં અમૂલ્ય ફાળો આપી રહ્યા છે. તે માટે આપણે એ સમાજના ઋણી છીએ. એ સમાજના કર્ત્તવ્યપરાયણ સભાસદોએ શ્રદ્ધાપૂર્વક આત્મભોગ આપીને હિમ્મતથી જુના મતના કિલ્લા તોડયા હતા અને આપણો રસ્તો તેમણે સુગમ કર્યો હતો તે આપણે ભૂલવાનું નથી.

## આર્ય સમાજ.*

બીજી મહા ચળવળ બ્રહ્મો સમાજ કરતાં જરા સંકુચિત અને વિશેષ તોફાની હતી. ગ્રેટબ્રિટનની પ્યુરીટન ચળવળનો આર્ય સમાજની પ્રવૃત્તિ જોતાં ઇતિહાસના અભ્યાસીને ખ્યાલ આવે છે. પ્યુરીટનો જેવાંજ બળ, હિમ્મત, શ્રદ્ધા અને દૃઢતા આર્ય સમાજીઓમાં તેના સ્થાપકે જન્માવ્યાં. મૂર્તિપૂજા સામે આ સમાજને પ્રબળ વિરોધ હોવાથી તેના કેટલાક અનુયાયીઓએ મૂર્તિઓ તોડવાની તોફાની વૃત્તિ પણ બતાવી. ઉત્તર હિંદુસ્થાનપર આર્યસમાજની અસર ભારી હતી અને છે. તેણે મનુષ્યની સ્વાતંત્ર્ય ભાવના અને ચારિત્ર્ય સંઘટ્ટન માટે પ્રશંસાપાત્ર કામ કર્યું. છે. હિંદુ ધર્મને તેણે વ્યાપક સ્વરૂપ આપ્યું, જૂની સંકૂચિતતા તોડી નાખી, આર્ય સંસ્કૃતિની ઉચ્ચતા સિદ્ધ કરી પ્રજામાં આર્યત્વનું અભિમાન પ્રકટાવ્યું અને એ રીતે હિંદી રાષ્ટ્રની ઇમારત ચણવામાં મોટો ફાળો આપ્યો છે. રાજા રામમોહનની પેઠે આર્યસમાજ પણ સમાજ સુધારણા માટે ધાર્મિક, શૈક્ષણિક, સામાજીક અને રાજકીય ક્ષેત્રમાં ઘૂમી રહી છે.

આર્યસમાજના મૂલ સ્થાપક પુર્વાશ્રમના મૂળશંકર–સ્વામી દયાનંદ સરસ્વતી એક બ્રાહ્મણ કુંટુંબમાં. મોરબી( કાઠીઆવાડ ) સંસ્થાનના ટંકારા ગામમાં ૧૮૨૪ માં જન્મ્યા હતા. તેમના પિતા અતિ જૂના વિચારના હતા અને તેમનાં માતા, લાલાજીના શબ્દોમાં કહીએ તો એક “ આદર્શ આર્ય ગૃહિણી ” હતાં.

પિતાના ઘરમાં જૂના વાતાવરણમાં ઉછરતા બાળક મૂળશંકરને ચૌદ વર્ષની મૂર્તિપૂજા માટે એક શિવરાત્રીએ મહાદેવની

---

* આયસમાજના અગ્રગણ્ય નેતા લાલા લજપતરાયના “ આર્યસમાજ.” નામના પુસ્તક પરથી આ હકીકત લખવામાં આવી છે.

પૂજા કરતાં કરતાં શંકા ઉદ્દભવી. તેમણે પોતાની શંકા પિતા સમક્ષ રજુ કરી અને તેનો બુદ્ધિપૂર્વક ખુલાસો કરવાને બદલે તેમના પિતાએ તેમને સખત ઠપકો આપ્યો. પિતા જેવીજ હઠ પુત્રમાં પણ હતી એટલે તેણે મૌન ધારણ કરી પોતાની ઇચ્છાનુસાર પિતાની સત્તાની પરવા કર્યા વિના પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો. ૧૮૪૫ માં તેમના પિતાએ તેમને બળજબરીથી પરણાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેઓ ઘરમાંથી નાસી ગયા અને બ્રહ્મચારી બન્યા. ત્રણેક વર્ષ આમ તેમ રખડયા પછી તેમણે સરસ્વતી ગોત્રના એક સન્યાસી પાસે વિધિપુરઃસર સન્યસ્ત લીધું અને આ રીતે ટંકારાના બ્રાહ્મણ પુત્ર દયાનંદ સરસ્વતી બન્યા. બ્રહ્મોસમાજ તથા તેની શાખાઓ સાથે તેમણે કાર્ય કરવા માંડયું અને ૧૮૭૫ ના એપ્રિલ માસમાં મુંબઇમાં આર્યસમાજની સ્થાપના કરી. બે વર્ષ પછી, ૧૮૭૭ માં તેમણે લાહોરમાં સમાજ સ્થાપી અને તે તેમની પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન થઇ પડયું. તેમણે થિઓસોફિકલ સોસાયટીના સ્થાપકો મેડમ એચ. પી. બ્લેવેટસ્કી અને કર્નલ એચ. એસ. ઓલ્કટને હિંદમાં આવવાનું નિમંત્રણ કર્યું અને આ બન્ને સમાજો થોડોક વખત જોડાઇ ગઇ. પણ એ બન્ને સમાજોના નેતાઓ અતિ સ્વતંત્ર વિચારના હોવાથી તેઓ લાંબો વખત સાથે રહી શકયા નહિં. ૧૮૮૦ માં બન્ને સમાજના પ્રમુખોએ મસલત ચલાવી "એકના વિચારો માટે બીજી સમાજે જવાબદાર નહિ રહેવાનો" ઠરાવ કર્યો. ઉભય સમાજ વચ્ચે મિત્રતા ચાલુજ રહી; પણ ઉભય એક બીજાનાં કાર્યો માટેની જોખમદારીમાંથી મુક્ત થઇ. આ મહાન્ હિંદુ વિષે મેડમ બ્લેવેટસ્કીએ અત્યંત પ્રશંસાપાત્ર ઉદ્દગારો કાઢયા છે અને કર્નલ ઓલકોટે સ્વામીજીના અવસાન પ્રસંગે (તા. ૩૦ અકટોબર ૧૮૮૩) "થિઓસોફીસ્ટ" માસિકમાં અત્યંત ભક્તિભાવથી

તેમને નિવાપાંજલિ અર્પી, એ મહાપુરૂષને મહાન્ દેશભક્ત તથા મહાન્ ઉપદેશક ગણી તેમના પ્રત્યેનું અનહદ માન વ્યક્ત કર્યું હતું. સ્વામીજીને વિદેશીઓ પ્રત્યે લેશ માત્ર ધિક્કાર ન્હોતો. તેમનું દેશાભિમાન જ્વલંત હતું અને તેમના અનુયાયીઓમાં તેમણે એવી રાષ્ટ્રીય ભાવના જગાવી છે કે જેથી ભારતવર્ષને અપુર્વ લાભ થયો છે. સ્વામી દયાનંદ સરસ્વતીએ પહેલ વહેલી આણુ વર્તાવી કે "હિંદુસ્થાન હિંદીઓ માટે છે."

સ્વામી દયાનંદ સરસ્વતીના મુખ્ય સિદ્ધાંતો નીચે પ્રમાણે છેઃ જાતિ કર્મ પ્રમાણે મનાવી જોઇએ, જન્મ પ્રમાણે નહિ. કોઇપણ માણસ જે જાતિના ગુણ ધરાવતો હોય તેને તે જાતિના ગણાવાનો હક છે. વેદોનો અભ્યાસ કરવાનું સર્વ હિંદુઓનું કર્તવ્ય છે અને કોઇપણ માનવીને વેદોનો અભ્યાસ કરવાની મના નથી. આ સિદ્ધાંતથી સ્વામીજીએ હિંદુધર્મને વિશ્વ ધર્મ બનાવી તેનાં દ્વારા સર્વને માટે ઉઘાડી મૂકયા. વળી તેમણે એવો પણ બોધ કર્યો કે વેદોના પ્રાચીન ધારા પ્રમાણે ભાષાંતર કરીને તેનો અભ્યાસ કરવો. મધ્યકાલિન માન્યતા તથા અંધ શ્રદ્ધા તેમણે તોડી નાખી. પાછળથી થયલી અજુગતી ટીકાઓ માનવાની તેમણે ના પાડી. તેમણે એવો ઉપદેશ આપ્યો કે ધર્મ અનંત છે—આત્મા અમર છે—બ્રહ્મ સર્વવ્યાપક છે. વેદ બ્રહ્મનાં વચનો છે. વેદમાં તેઓ સંહિતા અને મંત્રોનોજ સમાવેશ કરે છે. જગતમાં ત્રણ અમર વસ્તુઓ છે. ઇશ્વર, આત્મા અને સ્થૂલ જગત્ ! પ્રવૃત્તિ નિવૃત્તિ કરતાં ઉચ્ચ છે અને પ્રવૃત્તિથીજ ભાવી નિર્માણ થાય છે. તેમણે વૈદિક સિદ્ધાંતોપર પોતાના તત્વજ્ઞાનનો પાયો ચણ્યો છે. આર્યસમાજના દશ નિયમોમાં ઇશ્વર, અને વેદ વિષેના ઉપર જણાવેલા સિદ્ધાંતો તથા મૂલ નૈતિક ફરજોનો સમાસ કરવામાં આવેલો છે. ૧૮૭૭

માં લાહોરમાં એ નિયમો ઘડવામાં આવ્યા હતા અને સમાજના સભ્ય થવા માટે એ નિયમો સ્વીકારવાની જરૂર પડે છે.

૧૮૯૨ માં આર્ય સમાજમાં બે પક્ષો પડયા. એક પક્ષે એવું સમર્થન કર્યું કે દયાનંદના વિચારો સમાજને બંધનરૂપ છે અને તેથી દરેક સભાસદે માંસાહાર તજવો જોઇએ. બીજો પક્ષ એમ કહેવા લાગ્યો કે સમાજના દશ નિયમોજ સભાસદને બંધનકારક છે અને બાકીના કાર્ય માટે તે પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાને સ્વતંત્ર છે. પણ આ બે ફાટ પડવાથી સમાજ નબળી પડી નથી. તેની પ્રવૃત્તિ જોર શોરથી પહેલાંની માફકજ ચાલી જાય છે. સમાજના આઠમા નિયમ પ્રમાણે "જ્ઞાનના પ્રચાર અને અજ્ઞાનના નાશ" માટે આ સમાજ કેળવણીના ક્ષેત્રમાં અતિ પ્રશંસાપાત્ર કામ કરી રહી છે તે "આપણી કેળવણી" નામના પ્રકરણ પરથી માલૂમ પડશે. અત્રે એટલુંજ નોંધવું પૂરતું થઇ પડશે કે એ સમાજ પ્રતિવર્ષે જન સમાજને શ્રદ્ધાળુ, દૃઢ, બહાદૂર, ઉદાર અને સ્વતંત્ર હિંદુઓ કેળવી આપે છે કે જેઓ માતૃભૂમિની સેવા કરવાને તત્પર બને છે. સ્ત્રી અને પુરૂષ જાતિને સમાન માનીને આર્યસમાજ કન્યા કેળવણી પર પણ ઘણું ધ્યાન આપે છે અને સ્ત્રીસમાજમાં નવયુગનું ચેતન રેડવાનું ઉમદા કામ બજાવવામાં તેનો હીસ્સો જેવો તેવો નથી. સામાજિક દૃષ્ટિએ સમાજે માનવ બંધુભાવના સિદ્ધાંતને અનુસરીને તથા વૈદિક કાળમાં જાતીય પરંપરા ન્હોતી એવી તેની માન્યતા પ્રમાણે વર્તીને અંત્યજોના શિક્ષણ પ્રચારનું ઉમદા કામ સારી રીતે કર્યું છે અને કર્યે જાય છે. અસ્પૃશ્ય જાતિને તે સમાન હકકો આપી પોતાના મંડળમાં દાખલ કરે છે. ગૃહસ્થાશ્રમને સુંદર બનાવવા માટે તેણે પુરૂષને માટે ૨૫ અને કન્યા માટે ૧૬ વર્ષનું વય નકકી કર્યું છે; તથા સ્ત્રી તથા પુરૂષ ઉભય

પુનર્લગ્ન ન કરે એમ ઇચ્છે છે, છતાં વિધવાપુનર્લગ્નનો આ સમાજ વિરોધ કરતી નથી.

આખી આર્યસમાજ રાજક્રિય ક્ષેત્રમાં ઘૂમતી નથી; પણ તેની શિક્ષણ પ્રણાલીને પ્રતાપે આર્યસમાજીઓમાં માતૃભૂમિને પ્રત્યેનો પ્રેમ છલકાય છે, સ્વાતંત્ર્યભાવના ઉભરાય છે, આત્મશ્રદ્ધા વધે છે એટલે સ્વાભાવિક રીતે તેના સભ્યો રાજકીય ક્ષેત્રમાં ઘૂમવા નીકળી પડે છે. મૂળ આર્ય સિધ્ધાંતને માની આર્ય સંસ્કૃતિને ઉન્નત કરવા માટે પશ્ચિમના સારા તત્વોનો તે સ્વીકાર કરે છે; પણ પાશ્ચાત્ય આદર્શોપર મરી ફીટતી નથી ! આર્યસમાજ મનુષ્યનું ચારિત્ર્ય ઘડે છે–તેને સ્વાત્માભિમાની બનાવે છે અને મરદાઇ ગુણો જે સર્વ સંસ્કૃત દેશોમાં આદરને પાત્ર ગણાય છે તેને જો હિંદમાં રાજદ્રોહી ગણવાની પ્રથા ચાલુ થાય તોજ સર વેલનટાઇન શીરોલ જેવા શિક્ષિત ભારતના દુશ્મનોની નિંદા યોગ્ય ગણી શકાય. સર વેલનટાઇન શીરોલ લખે છે:

" આર્યસમાજ જે પંજાબ અને સંયુક્ત પ્રાંતમાં વ્યાપક થતી જાય છે તે એક રીતે જૂની હિંદુસમાજ સામે બળવો ઉઠાવે છે, પણ તે સાથેજ તે પાશ્ચાત્ય આદર્શો સામે પણ બંડખોર ભાવના પેદા કરે છે; તેના સ્થાપક દયાનંદના ઉપદેશપરથી તે આર્યત્વનો દાવો કરે છે. તેના બધા સિદ્ધાંતો વેદપરથી રચાયલા છે; અને વેદનેજ તે પાર્થિવ તથા દૈવી સંપત્તિના એક માત્ર સાધનરૂપ ગણે છે. " ( Indian unrest, p. 27 )

ભારતીઓ પોતાની અનંતકાળની ધર્મપ્રણાલી પ્રમાણે ચાલે તે સામેના આવા ક્રોધને લીધે બ્રિટિશોની ધુંસરી આપણને અસહ્ય લાગે છે. તેઓ આપણને "તાબેદાર પ્રજા" ગણી આપણને આપણા આદર્શોથી પણ વિમુખ કરવા માગે છે અને એ આદર્શોને વળગી રહેવામાં રાજદ્રોહ ગણે છે.

રાષ્ટ્રીય વ્યક્તિત્વ કચડી નાખવાનો આવો પ્રયાસ હિંદમાં કદિપણ પૂર્વે થયો ન્હોતો. આર્યસમાજે ભારતની રાષ્ટ્રીય ભાવનાનો પુનરૂદ્ધાર કરવામાં ઘણો ભાગ ભજવ્યો છે. તે બ્રિટિશોની વિરોધી નથી, પણ આર્યત્વની પક્ષપાતી તો છેજ. બધા દેશાભિમાની હિંદીઓની ઇચ્છા સામ્રાજ્યમાં સ્વતંત્ર ભાગીદાર થવાની છે અને આર્યસમાજ પ્રત્યક્ષ રીતે નહિ પણ પરોક્ષ રીતે આ ધ્યેયની પ્રાપ્તિ માટે મથી રહી છે.

તેનું ધાર્મિક કાર્ય કંઇક બંડખોર અને ખ્રિસ્તી ધર્મનું વિરોધી છે. લાલા લજપતરાય કહે છે કે "એ અસ્વાભાવિક નથી. ખ્રિસ્તી મિશનરીઓ અતિ કટુ પ્રહારો અને નિર્દય ટીકાઓ કર્યા કરે તો આર્યસમાજે તેમને પહોંચી વળવુંજ જોઇએ." આર્યસમાજે પણ પોતાના ખ્રિસ્તી વિરોધીઓપર સખત ચર્ચા કરવા માંડી. આ બાણ દુશ્મનની છાતીમાં આબાદ વાગ્યું અને જે મિશનરીઓ આર્યસમાજની સ્થાપના પૂર્વે "ગોરાદેવ" હોવાનો દાવો કરતા હતા તેઓના દીલમાં હિંદુત્વની પ્રબલ ભાવના જગાવનારી ચળવળ જોઇ તેલ રેડાયું. ખ્રિસ્તી મિશનરીઓએ બ્રિટિશ તાજ પ્રત્યેની વફાદારી આગળ ધરીને આર્યસમાજના કાર્યને રાજદ્રોહી ગણાવવા માટે સત્તાવાળાઓના કાન ભંભેરવાનું નિંદ્ય કૃત્ય કરવા માંડ્યું અને પરિણામે ૧૯૦૭ પછીના અશાંતિ યુગમાં સમાજને ઘણું વેઠવું પડ્યું. છેલ્લા દુકાળ અને રેલમાં સમાજે જે સુંદર કાર્ય કરી બતાવ્યું તેથી ઘણા સત્તાવાળાઓની શંકા નષ્ટ થઇ ગઇ અને હાલમાં ઘણે ભાગે સમાજ શાંતિથી પોતાનુ કાર્ય કરી જાય છે.

## થિઓસોફિકલ સોસાઇટી.

ભારતવર્ષના ધાર્મિક જીવનના પુનરૂદ્ધાર માટે અતિ ઉપયોગી કાર્ય કરનાર ત્રીજી સંસ્થા થિઓસોફીકલ સોસાઇટી છે. ૧૮૭૫ ના નવેમ્બર માસની ૧૭ મી તારિખે આ સમાજની સ્થાપના રશિયન

ઉમરાવજાદી હેલીના પેટ્રોવના બ્લેવેટસ્કી અને હેન્રી સ્ટીલ ઓલ્કોટ નામના એક સૈનિકે કરી હતી. કર્નલ ઓલ્કોટે અમેરિકાના સ્વાતંત્ર્ય યુધ્ધ (civil war) માં અમેરિકન મીલીટરી ડીપાર્ટમેંટમાં ઉચ્ચ પદવી ભોગવી હતી. ૧૮૭૭ માં હિંદમાંથી પાછા ફરેલા એક અમેરિકન ગૃહસ્થ આ સમાજનાં સ્થાપકોને મળવા ગયા હતા ત્યારે તેમણે દિવાલપર એક હિંદુની છબી ટાંગેલી જોઇ કે જે ગૃહસ્થને તે મુંબઇમાં મળ્યા હતા. કર્નલ ઓલ્કોટે તેમની પાસેથી તે હિંદુ ગૃહસ્થનું ઠેકાણું માગી લીધું અને તેમની સાથે સોસાઇટી વિષે પત્રવ્યવહાર કરતાં તેમને જણાયું કે " એક હિંદુ પંડિત તથા સુધારકે પવિત્ર વૈદિક ધર્મના ઉધ્ધાર માટે એક પ્રબળ પ્રવૃત્તિ શરૂ કરી છે." પત્રવ્યવહાર ચાલુજ રહ્યો અને ૧૮૭૮ ના મે માસમાં ટી. એસ. કૌંસિલે " આર્યસમાજની થિઓસોફિકલ સોસાઇટી " એવું નામ રાખવાની સૂચના કરી. વધુ પત્રવ્યવહારથી આગળ જતાં માલૂમ પડયું કે એમ કરવાથી સોસાઇટીનું ક્ષેત્ર સંકૂચિત થઇ જશે. કેમકે આર્યસમાજ હિંદુ સંસ્થા છે જ્યારે થિઓસોફિકલ સોસાઇટી આંતરરાષ્ટ્રીય સંસ્થા છે. આમ હોવાથી સપ્ટેમ્બર માસમાં એક માધ્યમિક વર્ગ સંયુકત સંસ્થા તરિકે ઉપલે નામે શરૂ કરવામાં આવ્યો. સ્વામી દયાનંદ સરસ્વતીના નિમંત્રણથી આ સમાજનાં બન્ને સ્થાપકો હિંદ આવવા તૈયાર થયાં અને તા. ૧૬ ફેબ્રુઆરી, *૧૮૭૯ ને દિને મુંબઇના કિનારાપર ઉતર્યાં. કર્નલ ઓલ્કોટે પોતાનું પ્રથમ ભાષણ મુંબઇમાં ફરામજી કાવસજી હોલમાં " થિઓ-સોફિકલ સોસાઇટી અને તેના સિદ્ધાંતો " ઉપર તા. ૨૩ મી માર્ચે આપ્યું. એ વિષે લખતાં તેઓ કહે છેઃ

---

* Old diary Leaves, By Colonol Olcott.

" પૌર્વાત્ય ધર્મશાસ્ત્રોની પૂર્ણતા તથા પ્રૌઢત્વ વિષે એ ભાષણમાં અસરકારક વિવરણ કરવામાં આવ્યું હતું અને તેમાં નિષ્પક્ષપાતપણે વિચાર કર્યા વિના કાંઇપણ તજી ન દેવાની, તેમના પૂર્વજોના સ્મરણને કૃતજ્ઞભાવથી વફાદાર રહેવાની અને જૂના ધર્મોને પડખે ઉભા રહેવાની વિનંતિ કરવામાં આવી હતી."

એ વિષે કર્નલ વિશેષ જણાવે છે:

"અત્રે નોંધવું જોઇએ કે તે સમયે એવી ભાવના વ્યાપક હતી કે કોઇપણ રાષ્ટ્રની મુક્તિ તેનાજ નેતાઓ દ્વારા થવી જોઇએ અને જો હિંદના પતનનો અટકાવ કરવો હોય તો તે માટે વિદેશીઓની સહાયની નહિ પરંતુ હિંદનાજ કોઇ મહાપુરૂષની ચળવળની જરૂર છે. અમે નેતા હોવાનો કે નેતૃત્વની યોગ્યતા ધરાવવાનો બીલકુલ દાવો કર્યો ન્હોતો. હિંદના વિશ વર્ષના અનુભવથી હું માનું છું કે એ ભાવના સાચી છે અને એજ ભાવ જાળવી રાખવો જોઇએ. મેં તે સમયે કહ્યું હતું તેમ હું એમ પણ માનું છું કે જે આધ્યાત્મિક ગુરૂની આવશ્યકતા જણાય છે તે અસ્તિત્વમાં છે અને સમય પૂરો થયે તે જરૂર દર્શન દેશે. તેના આગમનના ચિન્હો દિવસે દિવસે વધતાંજ જાય છે અને એ ધન્ય દિન કે જે સમયે પૌર્વાત્ય હૃદયો પુનઃ તાત્વિક ભાવનાથી ઉભરાઇ જશે અને ભૌતિક અધમતા અંધકારમય ભૂતકાળની બીના થઇ જશે, તેનો સાક્ષાત્કાર કરાવવા આવનાર મહાપ્રભુના કાસદો જેવાં આપણી સોસાઇટી, મિસીસ બેસન્ટ, વિવેકાનંદ, ધરમપાલ અને બીજા મહાન્ આત્માઓ નથી એમ કોણ કહી શકશે ?"

સોસાઇટીએ ઉપરોક્ત ભાષણમાં બતાવેલા માર્ગેજ હિંદમાં કાર્ય કર્યું છે. કર્નલ ઓલ્કોટે જરથોસ્તીઓ સમક્ષ ભાષણો આપ્યાં અને યુવાન વર્ગને સ્થૂલવાદ તરફ ઘસડાતો અટકાવી તેમના ધર્મમાં

ઓતપ્રોત થઇ રહેલ સૂક્ષ્મવાદ–આધ્યાત્મિકવાદનું રહસ્ય સમજાવ્યું. હિંદના એક નાકાથી બીજા નાકા સૂધી ભાષણો આપીને તેમણે હિંદુઓના રાષ્ટ્રીય પતનનું તેમને ભાન કરાવ્યું, ભૂતકાળના સુંદર હિંદુત્વને લાગેલી ઉધાઇ જે તેનું જીવનજ કોતરી ખાય છે તેનાથી મુક્ત કરવાની જન સમાજને વિનતિ કરી અને હિંદુધર્મના અભ્યાસ માટે તેમણે અનેક કુમાર મંડળીઓ સ્થાપી. તેઓ લંકામાં ગયા–ત્યાં બૌદ્ધ ધર્મના પુનરૂદ્ધાર માટે સતત પ્રયાસ કર્યો અને આજે તેમને પ્રતાપે ૨૨૫ શાળાઓ તથા વિદ્યાપીઠો લંકામાં થિઓસોફિકલ સોસાઇટીની વ્યવસ્થા નીચે ચાલે છે કે જેમાં બૌદ્ધ ધર્મનો અભ્યાસ કરાવામાં આવે છે. જ્યાં જ્યાં તેમનાં પનોતાં પગલાં ગયાં ત્યાં ત્યાં સ્વાત્માભિમાન પ્રકટી નીકળ્યું. પ્રગતિશીલ અમેરીકા નિવાસી–સ્થૂલવાદી પશ્ચિમનો એક રહીશ પૂર્વમાં આવી પૌર્વાત્ય સંસ્કૃતિને નમન કરે એજ બીનાએ ભારતીય હૃદયો હલમલાવી નાખ્યાં; પણ એ કાર્ય ૧૮૭૯ માં કેટલું બધું આશારહિત હતું તે તેમના મુંબઇમાંના પ્રથમ ભાષણપર કલકત્તાના દેશભક્ત પત્ર ‘અમૃતબઝાર પત્રિકા’ ના વિવરણ પરથી જણાઇ જશે:

“જો દરદી તદ્દન રહી ગયો હોય–ઠંડો થઇ ગયો હોય તો હકીમ શું કરી શકે? ભારત ગૌરવ અને માનની બધી ભાવનાઓને મારી નાખીને પરવારી બેઠું છે. હિંદ જડ–ગતિહીન લાકડા જેવું બની ગયું છે કે જેને દૂર કરવા ભૂતકાળની કોઇ શક્તિ વિજયી થઇ નથી......ભારતને હૃદય નથી અને તેનાં જે બાળકોમાં થોડું ઘણું હૃદય રહ્યું છે તે પણ ઘોર નિરાશાથી મરતું જાય છે, હિંદના પુનરૂધ્ધારની ભારતીઓ સમક્ષ વાત કરવી તે પત્થરપર પાણી રેડવા સમાન છે.”

૧૮૭૯ માં 'અમૃતબઝાર પત્રિકા'એ ઉપલું ભવિષ્ય ભાખ્યું હતું. ૧૯૨૨ નું ભારતવર્ષ ચેતન, જાગ્રતિ અને સ્વાત્માભિમાનથી ઉછળી એ કથનને આનંદી હૃદયે ખોટું પાડે છે; અને શ્રધ્ધા છે, આશા છે, ઉત્સાહ છે, પુરૂષાર્થ છે તો શું છે અજિત આ અવનિમાં ?

સોસાઇટીએ પોતાનું મુખ્ય સ્થલ મદ્રાસમાં રાખ્યું. કર્નલ ઑલ્કોટે ૧૮૮૨ના જુન માસના આરંભમાં અદિયારની જગ્યા ખરીદી અને એજ વર્ષના ડિસેમ્બર માસમાં સમાજ અદિયારમાં ગઇ. ક્રમશઃ સોસાઇટી પ્રગતિ કરતી ગઇ, મિશનરીઓનો વિરોધ પણ વધતો ગયો અને ૧૯૦૭ પછી જેમ આર્યસમાજને રાજ્ય તરફથી મિશનરીઓની ભંભેરણીથી સહન કરવું પડયું તેમ ૧૮૮૪ માં અદિયારમાં મેડમ બ્લેવેટસ્કી સામે પણ મિશનરીઓએ અદ્યિારમાંના સોસાઇટીના કારભારી તથા હાઉસકીપર સાથે મળી નીચ કાવત્રું કર્યું. ૧૮૮૫ માં કર્નલ ઑલ્કોટે મદ્રાસના પચાપા હોલમાં વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ આપતાં "ધર્મહીન સરકારી કેળવણી" તથા મિશનરીઓના "રાષ્ટ્ર વિરોધી શિક્ષણ"ના ભય બતાવ્યા કે જેનો હેતુ આપણા રાષ્ટ્રીય ધર્મ પ્રત્યેનું આપણું માન નષ્ટ કરવાનો હતો. ધર્મમાંથી રાષ્ટ્રીય ભાવનાનું સ્ફૂરણ થવુંજ જોઇએ. એ મંત્ર તેમણે વારંવાર ફૂંકયો હતો. "એશિયામાંના અમારા ઉપદેશમાં પ્રારંભથીજ અમે આ મંત્રને ફૂંકતા આવ્યા છીએ અને મિસીસ એસન્ટે બનારસમાં સેંટ્રલ હિંદુ કોલેજ સ્થાપીને આ બીના શકય બનાવી છે." પ્રારંભથીજ થિઓસોફિકલ સોસાઇટીએ શિક્ષણમાં ધર્મને દાખલ કરવાનો પુણ્યમય પ્રયાસ કર્યો હતો.

૧૮૯૩ માં મિસીસ એની બેસન્ટ હિંદમાં આવ્યાં ત્યારથી સમાજનું કામ જોસભર આગળ વધવા માંડયું. તેમણે પ્રથમ ધર્મોદ્ધારપરજ લક્ષ આપ્યું, કેમકે હિંદી રાષ્ટ્રીયત્વની ભાવના જન્માવવા માટે ધર્મભાવનાની આવશ્યકતા છે. તેમણે ધર્મ સિવાયની બીજી બાબતોપર દેશની સ્થિતિનો અભ્યાસ કર્યા વિના કોઇપણ પ્રકારનો અભિપ્રાય આપ્યો નહિ. તેમનું હૃદયજ ભારતી હોવાથી તેમણે હિંદુ ધર્મનો તેના વિરોધીઓના પ્રહારોથી બચાવ કર્યો, તથા કેટલીક ધર્મક્રિયાઓ જેને આર્યસમાજ ધિક્કારતી તથા છૂંદી નાખતી હતી તેને પ્રાચીન તથા અર્વાચીન વિજ્ઞાનથી સત્ય પૂરવાર કરી આપી. આથી કેટલાક ઉદાર વિચારના સનાતનીઓ પણ આકર્ષાયા અને એ રીતે મિસીસ બેસન્ટે તેમનામાં પણ રાષ્ટ્રીયભાવના જવલંત કરી. સર વેલનટાઇન શીરોલની આંખને આ બીના ખૂંચ્યા વિના રહી નહિ. તે લખે છે:

" મેડમ બ્લેવેટસ્કી અને કર્નલ ઑલ્કોટે સ્થાપેલી થીઓસોફિકલ સોસાયટીના આગમનથી હિંદની રાષ્ટ્રીય ભાવનાને નવું બળ મળ્યું અને એ ભાવનાને પોષવા માટે મિસીસ બેસન્ટે જેટલું કામ કર્યું છે તેટલું કોઇપણ હિંદુએ કર્યું નથી. તેમણે પોતાની બનારસ સેંટ્રલ હિંદુ કોલેજમાં તથા મદ્રાસ નજીક અદ્યિારમાં આવેલી થિઓસોફિકલ સંસ્થામાં સ્પષ્ટ જાહેર કર્યું કે પશ્ચિમની સંસ્કૃતિ વિષે જે બડાશ મારવામાં આવે છે તે સાચી નથી. ઉંચામાં ઉંચી સંસ્કૃતિ આર્ય સંસ્કૃતિ છે. જ્યારે એક સુશિક્ષિત, બુધ્ધિશાળી અને અસામાન્ય વકતૃત્વશકિતની સ્વામિની-યૂરોપીઅન સ્ત્રી હિંદુઓને આવીને કહે કે ઉચ્ચતમ જ્ઞાનની ચાવી તો હમ્મેશાં તેમની પાસે હતી અને હજુય છે; તેમના દેવો, તેમનું તત્વજ્ઞાન અને તેમની નીતિની ભૂમિકા પશ્ચિમ કરતાં ઘણી ઉંચી છે એમ જ્યારે

તેમને કહેવામાં આવે ત્યારે તેઓ આપણી સંસ્કૃતિ તરફ પીઠ ફેરવે એમાં કાંઇ આશ્ચર્યજનક છે." ( Indian unrest pp. 28, 29 ).

મિસીસ એસન્ટ હિંદમાં આવ્યાં તે પહેલાંજ ભારતને સજીવન કરવાનો મંત્ર તો ફૂંકાઇ ગયો હતો. ૧૮૮૪ માં મદ્રાસમાં મળેલા થિઓસોફિકલ સોસાઇટીના વાર્ષિક અધિવેશન પછી તેમાંના કેટલાક પ્રતિનિધિઓએ તથા બીજા ગૃહસ્થોએ નેશનલ કોંગ્રેસ માટે એક કમિટી સ્થાપવાનો વિચાર કર્યો. સોસાઇટીના સભ્યો કોંગ્રેસ સ્થપાઇ ત્યારે મોટી સંખ્યામાં જોડાયા અને હિંદુધર્મ માટેના તેમનામાં જન્મેલા અભિમાન તથા આત્મશ્રદ્ધાને પ્રતાપે તેમણે 'સ્વરાજ્ય' નો આદર્શ ઘડવામાં અમૂલ્ય સહાય કરી.

સેંટ્રલ હિંદુ કોલેજ* અને બીજી શાળાઓ તથા કર્નલ ઑલ્કોટની મદ્રાસની પંચમ (અસ્પર્શ્ય) વર્ગની ફ્રી સ્કૂલો શિક્ષણપ્રકરણમાં આવે છે. થિઓસોફિકલ સોસાઇટી આર્યસમાજની પેઠે શિક્ષણને આવશ્યક માની તે દિશામાં કામ કરે છે; "જાતિ, રંગ કે વર્ણના તફાવત વિના બંધુભાવ પ્રચારવાના" સમાજના ઉદ્દેશ અનુસાર હિંદની સ્થિતિને અનુકૂળ શિક્ષણ આપવાનો તથા જૂદી જૂદી સુધારણાઓ કરવાનો સોસાઇટીના સભાસદો પ્રયાસ કરે છે. પણ એ બધા વ્યક્તિગત પ્રયાસો છે. સોસાઇટીનું મુખ્ય કાર્ય સર્વ જાતિઓમાં બંધુભાવનાનો પ્રચાર કરી વિશ્વધર્મ સ્થાપવાનું છે. કર્નલ આલ્કોટ જૂદા જૂદા સામાજિક સુધારાઓ વિષે લખે છે :

"એક સંસ્થા તરીકે અમે તેમાં—સામાજીક સુધારણામાં ભેળાતા નથી; પણ સ્વતંત્ર વ્યકિત તરિકે સામાજિક વિગ્રહોમાં ભાગ લેવાને અમે પૂર્ણ મુકત છીએ......બનારસની મિસીસ

* આ કોલેજ પંડિત માલવિયાજીની હિંદુ યુનિવર્સિટીને આપી દેવામાં આવી છે. આજની મહાન હિંદુ યુનિવર્સિટીનું મૂલ આ કોલેજ છે.

એસંટની સેંટ્રલ હિંદુ કૉલેજ, લંકામાંની મારી ત્રણ બૌધિક કૉલેજો તથા ૨૦૦ શાળાઓ અને મદ્રાસમાંની મારી પંચમ ફ્રી સ્કૂલો વ્યક્તિગત પ્રવૃત્તિમાં સમાય છે—સોસાઇટીની એ પ્રવૃત્તિ નથી."

આવીજ રીતે જીવનને આદર્શ બનાવવા માટે બનારસની હિંદુ કૉલેજમાં પરણેલા છોકરાઓને દાખલ ન કરવાનો નિયમ ઘડી સોસાઇટી સામાજિક ક્ષેત્રમાં કાર્ય કરવા લાગી. મીસીસ એસન્ટના કેટલાક જીજ્ઞાસુ અનુયાયીઓએ પોતાની પુત્રીઓનાં લગ્ન અટકાવવાના તથા વિલાયતગમન કરી આવેલાને ન્યાતમાં લેવા માટે પ્રયાસ કરવાના સોગન લીધા. ત્રણ વર્ષના પ્રબલ પ્રયાસ પછી તેઓ દક્ષિણ હિંદુસ્થાનના "જગદ્ ગુરૂ" (શંકરાચાર્ય) પાસે એક ઇંગ્લંડ જઈ આવેલા બ્રાહ્મણને પુનઃ ન્યાતમાં લેવરાવવામાં વિજયી થયા. સમાજસેવા, કન્યા કેળવણી, વિદેશગમન અને બીજી સુધારણાઓ માટે સંસ્થાઓ સ્થપાવા લાગી. ૧૯૧૩ માં મિસીસ એસન્ટે વિશ વર્ષ સુધી સામાજિક, શૈક્ષણિક અને ધાર્મિક ક્ષેત્રમાં અત્યંત કાર્ય કરી મેળવેલી લોકપ્રિયતા રાષ્ટ્રીય ક્ષેત્રમાં ઉપયોગમાં લીધી. તેમની સાથે તેમના અનેક અનુયાયીઓ પણ રાજકીય ક્ષેત્રમાં ધૂમવા આવ્યા. અને હોમરૂલની પ્રચંડ ચળવળ શરૂ થઇ. લોર્ડ પેન્ટલેંડને તેમની ચળવળ ખૂંચી—મિસીસ એસન્ટ અને મેસર્સ આરંડેલ તથા વાડિયાને નજરકેદ કરવામાં આવ્યાં. આખો દેશ તેથી ખળભળી ઉઠ્યો—મિસીસ એસન્ટ અને તેમના સાથીઓ છૂટયાં—ચળવળ અવિશ્રાંત ચાલુ રહી—'હોમરૂલ' નો મંત્ર ગામડે ગામડે ફૂંકાયો—મિ. મોંટેગ્યુને હિંદમાં આવવાની જરૂર પડી—મોંટફર્ડ રિપોર્ટ બહાર પડયો અને તેમાં ઘણા ફેરફારો સહિત અંતે ૧૯૧૯ નો ઇંડિયા એક્ટ પસાર થયો—સ્વરાજ્યનો અર્ધો રસ્તો કપાઇ ગયો અને સ્વરાજ્યના દરવાજા ખુલ્લા થઇ ગયા. ભવિષ્યના

મહાન ઈંડો-બ્રિટિશ કોમનવેલ્થમાં સમાન ભાગીદાર તરિકે પૂર્ણ સ્વતંત્રતા ભોગવવાનો આપણને હક્ક છે અને એ હક્ક કોઇપણ શક્તિથી ખૂંચવી લઇ શકાય એમ નથી.

## રામકૃષ્ણ મિશન.

આ સંસ્થાનું અસ્તિત્વ શ્રી રામકૃષ્ણ પરમહંસના જગદ્‌વિખ્યાત પટ્ટ શિષ્ય સ્વામી વિવેકાનંદને આભારી છે. સ્વામી વિવેકાનંદ રામકૃષ્ણ પરમહંસને મન ક્રાઇસ્ટના સેંટપોલ જેવા હતા.વિવેકાનંદે તેમના ગુરૂના આદર્શો જગત્ સમક્ષ ધર્યા અને વિવેકાનંદેજ રામકૃષ્ણ પરમહંસને તેમના યથાવિધ સ્વરૂપમાં ઓળખાવ્યા. દયાનંદ સરસ્વતી અને રાજા રામમોહનરાયની પેઠે આ ધર્મ સંસ્થાપક મહાત્મા પણ બ્રાહ્મણ કુળમાં જન્મ્યા હતા. ગદાધર ચટરજી બંગાલના એક નાના ગામડા કમ્પુકરમાં જન્મ્યા હતા અને કલકત્તામાં તેમના મોટા ભાઇ પ્રોફેસર હતા. તેમણે તેમને પ્રાથમિક શિક્ષણ આપ્યું હતું; પણ સ્વામી વિવેકાનંદ આપણને કહે છે કે ફક્ત આધ્યાત્મિક જ્ઞાનનીજ ભૂખ હોવાથી નાની વયમાં તેઓ દક્ષિણેશ્વરમાં એક મંદિરના પૂજારી બન્યા. બ્રહ્મસાક્ષાત્કાર માટેનો તેમનો પ્રેમ દિનપ્રતિદિન બલવત્તર થતો ગયો અને અંતે તેઓ મંદિર છોડી નજીકના જંગલમાં રહેવા ગયા. ત્યાં તેમને એક યોગિની મળી. તેણે તેમને યોગાભ્યાસમાં કેટલાંક વર્ષો સુધી મદદ કરી અને પછી એક સન્યાસી આવતાં તેમની પાસે ગદાધર ચટરજીએ સન્યસ્ત લઇ રામકૃષ્ણ નામ ધારણ કર્યું. હવે તેઓ જૂદા જૂદા ધર્મો પ્રમાણે વર્તવા લાગ્યા અને સર્વ ધર્મો એકબીજા સાથે સંકલિત છે એવું તેમને ભાન થયું. હલકામાં હલકું કાર્ય કરવામાં પણ તેમને શરમ ન્હોતી. તેઓ પરમહંસ થવા માગતા હતા. સર્વ મનુષ્યમાં પ્રભુનો સાક્ષાત્કાર કરવાને આતુર હતા તેથી

તેઓ બ્રાહ્મણ હોવા છતાં એક અંત્યજનું ઘર સાફ કરતા. ૪૦ વર્ષના સતત પ્રયત્નથી તેમણે પૂર્ણ આત્મજ્ઞાન મેળવ્યું અને જગતને ભવ્ય સંદેશ સૂણાવવા તૈયાર થયા. સ્વામી વિવેકાનંદ કહે છેઃ “ સર્વ ધર્મના મૂળમાં રહેલો ઐકયભાવ સ્પષ્ટ રીતે જગતને બતાવવાનું મારા ગુરુનું ધ્યેય હતું...તેમણે કોઇપણ ધર્મપર આક્ષેપ કર્યો નથી કેમકે તેમને ભાન થયું હતું કે બધા ધર્મો એક અનંત ધર્મના અંશ છે......”

આ સંતની આસપાસ જીજ્ઞાસુઓનાં ટોળાં મળતાં. શિક્ષિત, અશિક્ષિત, સાદા, ભોળા, શ્રદ્ધાળુ અને નાસ્તિક–બધાય તેમને મળવા જતા. કેશવચંદ્ર સેન અને પી. સી. મઝુમદાર પણ આ મહા પુરૂષની અમીધારા ઝીલવા જતા. ઇશ્વરપ્રાપ્તિ માટે તલસતા ઘણા જીવાત્માઓ તેમને શરણે ગયા હતા. ૧૮૮૨ માં નરેંદ્રનાથ સેન–કલકત્તા યુનિવર્સિટીનો એક યુવાન ગ્રેડ્યુએટ તેમનો ચેલો થયો અને એક વેળાના નાસ્તિક નરેંદ્ર સ્વામી વિવેકાનંદ બન્યા. ૧૮૮૬ માં શ્રી રામકૃષ્ણ પરમહંસ પંચત્વ પામ્યા તે સમયે તેમના કેટલાક અનુયાયીઓએ સંન્યસ્ત લઇ તેમના ધર્મનો પ્રચાર કરવાના સોગન લીધા અને નરેંદ્રનાથ દત્ત સ્વામી વિવેકાનંદ થયા. લગભગ ૬ વર્ષ સૂધી વિવેકાનંદે હિમાલય સેવ્યો અને ૧૮૯૨ માં મદ્રાસ ગયા. આ અપરિચિત પણ પ્રતિભાસપંન્ન યુવાનનું ડૉ. એસ. સુબ્રહ્મણ્ય. આયરે સ્વાગત કર્યું–કેટલાક મિત્રોએ તેમને માટે ફંડ ભેગું કર્યું અને ૧૮૯૩ માં શીકાગોમાં મળનારી સર્વ ધર્મ પરિષદમાં હિંદુધર્મના પ્રતિનિધિ તરિકે સ્વામીજીને મોકલાવવાની વ્યવસ્થા કરી.

સ્વામીજી અમેરિકા ગયા. તેમના અનંત જ્ઞાનથી, તેમની સત્ય પ્રકાશમાં મૂકવાની અદ્ભૂત રીતથી તથા તેમની અસામાન્ય વકતૃત્વ-શકિતથી સર્વ ધર્મમહાપરિષદ ચકિત થઇ ગઇ. પરિષદ પછી તેમણે અનેક

સ્થળે ભાષણો આપ્યા–કેટલીક વેદાંત સભાઓ સ્થાપી–અનેક અનુયાયીઓ મેળવ્યા–જેમાંના કેટલાક તેમની સાથે ૧૮૯૫ માં ઈંગ્લંડ ગયા–૧૮૯૬ ના એપ્રિલમાં ઈંગ્લંડની મુલાકાત લીધી લંડનમાં તેમણે ભાષણો આપ્યા–ધાર્મિક વર્ગો ચલાવ્યા અને મારગ્રેટ નોબલ–ભગિની નિવેદિતા સ્વામીજીની શિષ્યા બની. મિસીસ બેસન્ટ અને બહેન નિવેદીતા ભારતવર્ષ પ્રત્યેના પ્રેમને લીધે ૧૮૯૮ માં હિંદમાં આવ્યાં અને સ્વામીજીની વિનંતિથી મિસીસ બેસન્ટ હિમાલય નજીક આવેલા આલમોરામાં ભગિની નિવેદિતાએ આપેલા પહેલ વહેલા ભાષણ વેળાએ પ્રમુખસ્થાને વિરાજ્યાં.

સ્વામી વિવેકાનંદે ૧૮૯૬ ના ઉન્હાળામાં આખા યૂરોપખંડમાં પ્રવાસ કર્યો અને ૧૮૯૭ માં જ્યારે પુનઃ સ્વદેશ પધાર્યા ત્યારે તેમને ભારતીઓએ ઉછળતા અંતરે વધાવી લીધા. તેમની શૂરીલી ભાષા, પાશ્ચાત્ય સંસ્કૃતિ પ્રત્યેનો તેમનો અભાવ, પૌર્વાત્ય સિધ્ધાંતો પ્રમાણે જીવવાને બદલે પશ્ચિમની નકલ કરનારાઓને તેમણે આપેલો ઠપકો, દેશનું છોડી પરદેશનું લેવા જનારાઓને તેમણે ગૌરવશીલ ભારતની ઉચ્ચતમ સંસ્કૃતિનું કરાવેલું ભાન–આ બધાને લીધે તેમણે ભારતીઓમાં પ્રબલ રાષ્ટ્રીય ભાવ જન્માવ્યો. તેમણે આધુનિક ભારતની નિર્બળતા માટે યુવાન વર્ગને ચાબુકો લગાવી અને પ્રાચીન આર્ય સિધ્ધાંતોની ઉચ્ચતા સિધ્ધ કરી. પશ્ચિમ સ્થૂલવાદનું ભૂખ્યું છે–પૂર્વ સૂક્ષ્મવાદનું તરસ્યું છે–એમ કહી તેમણે આર્ય સંસ્કૃતિની મહત્તા બતાવી. ભારતવર્ષ જગતનો આધ્યાત્મિક ગુરૂ હતો તે સ્વામીજીએ યુવાન વર્ગના મગજપર ઠસાવ્યું. ભગિની નિવેદિતા તેમના 'દેશ પ્રત્યેના પ્રેમ તથા એ દેશનાં દુઃખો જોઇ તેમને ઉપજતા ક્રોધ'નો ઉલ્લેખ કરી કહે

છે કે: "એ બધાં વર્ષોમાં મેં દરરોજ તેમને ભારતવર્ષનો વિચાર કરતા જોયા છે." ( The Master as I saw Him )

૧૮૯૮ માં સ્વામીજી પુન:. યૂરોપ તથા અમેરિકા ગયા અને તબિયત લથડવાથી ૧૯૦૦ માં પાછા આવ્યા ભાષણ આપવાને તદન અશક્ત થયા ત્યારે તેમણે પોતાના અનુયાયીઓને જનસેવાના કાર્ય કરવા માટે તૈયાર કરવા માંડયા અને ફક્ત ૪૨ વર્ષની વયે ૧૯૦૨ માં સમાધિસ્થ થયા. સ્વામીજીએ પોતાના ગુરૂને આપેલું વચન ઉમદા રીતે પાળ્યું. જ્યાં જ્યાં રામકૃષ્ણ મિશનના સેવાશ્રમો છે ત્યાં ત્યાં સ્વામીજીના અનુયાયીઓ રોગી, કંગાલ, રગતપીતીઆઓની સેવા કરી આત્મભોગના જીવંત નમુના કેવા હોય તેનું ભાન કરાવી રહ્યા છે.

## ચાર સંસ્થાઓનો પરસ્પર સંબંધ.

આ ચાર ધાર્મિક સંસ્થાઓને પરસ્પર સંબંધ છે. તેમણે ભારતની જાગ્રતિમાં ઘણો ઉમદા ભાગ ભજવ્યો છે અને તેમને પ્રતાપે હાલની રાષ્ટ્રીય જાગ્રતિ આપણી નજરે પડે છે.

ઇસ્ટ ઇંડિયા કંપનીએ ભારતના પ્રગતિ માર્ગમાં એક પથરો મૂકયો હતો તે બ્રહ્મો સમાજે દૂર ફેંકી દીધો, પણ એ પ્રથમ જાગ્રતિ પ્રસંગે નવી પરદેશી સંસ્કૃતિના પંઝામાં સપડાવાથી મુઝાઈ જઇને તથા લોકો વહેમી તથા અજ્ઞાન હોવાથી તેના સ્થાપકે એક બળવાન પ્રજાના સત્તાના દમામથી અંજાઇ પશ્ચિમના આદર્શો અનુકરણીય છે એમ ગુપચુપ માની લીધું હોય તો તે અસ્વાભાવિક નથી. આ પ્રમાણે બ્રહ્મો સમાજ જન્મી; પણ કેશવચંદ્ર સેનના નેતૃત્વ નીચે તેણે પોતાની સુધારક અને પ્રગતિવંત સંસ્થા તરિકેની કીર્તિ ગુમાવી કેમ કે કેશવચંદ્રસેનપર ખ્રિસ્તી ધર્મની પ્રબલ અસર થઇ હતી. આદ બ્રહ્મો સમાજ અને પ્રાર્થના સમાજોમાં હિંદી રાષ્ટ્રીયત્વનું અમૂલ્ય બીજ જળવાઇ રહ્યું.

ખ્રિસ્તીધર્મ પ્રત્યેનું બ્રહ્મોસમાજનું વલણ તથા તેનાપરની સામાન્ય પાશ્ચાત્ય અસરને લીધે આર્ય સમાજનો જન્મ પૌર્વાત્ય આદર્શોના સંરક્ષણ માટે આવશ્યક થઇ પડયો. પશ્ચિમના તેજના અંબારમાં દેશનો નાશ થવાનો ભય ઉત્પન્ન થયો; અંગ્રેજી શિક્ષણ પ્રસ્થાપિત કરવાના સબલ પ્રયત્નો થવા લાગ્યા અને તે દ્વારા યુવાન વર્ગ સમક્ષ સ્વાતંત્ર્યના અંગ્રેજી સિધ્ધાંતો રજુ થવા લાગ્યા. આમ થવાથીપૂર્વની આખી વિચારપ્રણાલીજ પાશ્ચાત્ય થઇ જવાનો ભય ઉત્પન્ન થયો. આ સમયે હિંદુત્વના સંરક્ષણ માટે—હિંદુ આદર્શના બચાવ માટે અને જરૂરના વહેમોના નાશ માટે બંડખોર ચળવળની ખાસ જરૂર ઉત્પન્ન થઇ. આર્યસમાજે આ કામ ઉપાડી લીધું. ખ્રિસ્તી મિશનરીઓ બ્રહ્મોસમાજનું ખ્રિસ્તી ધર્મ પ્રત્યેનું વલણ જોઇ મલકાતા હતા તેમને આ નવી ચળવળ જોતાંજ ભય ઉપજ્યો. ઉત્તર હિંદુસ્થાનના બહાદૂર હિંદુઓએ પ્રબળ આવેશથી સમાજને વધાવી લીધી—હિંદુપણાનું અભિમાન જન્મ્યું—આર્યસમાજે પોતાના દુશ્મનોને "જેવા સાથે તેવા" થઇનેજ સખત જવાબો આપવા માંડયા અને ખ્રિસ્તી પાદરીઓની "નર્કમાં જતા હિંદને સ્વર્ગે લઇ જવાની" આશાપર પાણી ફેરવી વાળ્યું !

આર્યસમાજે આર્યસંસ્કૃતિના આવશ્યક અંશનું સંરક્ષણ કર્યું પણ તે સાથે કેટલાક ઉપયોગી અને કિમતી રિવાજોને ફેંકી દીધા તેથી સનાતનીઓમાં ખળભળાટ થઇ રહ્યો. મુસલમાનો પણ આર્યસમાજથી અળગા રહ્યા. આર્યસમાજનું બંધારણ જોઇએ તે કરતાં કંઇ વિશેષ પ્રતિબંધક છે. બધાએ તેના ખાસ સ્વરૂપને સ્વીકારવુંજ જોઇએ આ જરા વધારે પડતી આપખુદી થઇ. સર્વ ધર્મોને સ્થાન આપવાની વ્યાપકતા અત્રે ઉડી જાય છે. શ્રધ્ધાળુ ભક્તો માટે તેમાં જગ્યા રહેતી નથી અને શ્રધ્ધા એ તો હિંદુસ્થાનના જીવનનું સત્વ છે તે ભૂલી જવાનું નથી. આર્યસમાજે રાષ્ટ્રમંદિરના ચણતરમાં જે

ઉમદા અને પ્રશંસાપાત્ર ભાગ ભજવ્યો છે તેની અમે અગાઉ પ્રશંસા કરી ગયા છીએ; પણ હજુ કંઇક વિશેષ ઉદારતાની જરૂર છે.

પશ્ચિમે પૂર્વના માલીક તરિકે નહિ પણ નોકર તરીકે આવી તેની મહત્તા સ્વીકારવીજ જોઇએ, પૂર્વ પ્રત્યે ધિક્કાર નહિ પણ સન્માન દર્શાવવું જોઇએ અને તેમ કરી જગતમાં હિંદના મહાન્ પદ માટેનો રસ્તો તૈયાર કરવો જોઇએ. ભારતવર્ષે ભવિષ્યમાં એકલા પૂર્વ માટેજ કામ કરવાનું નથી; પણ આખા વિશ્વને ધર્મ સદેશ સુણાવવાના છે. પશ્ચિમે પૂર્વના જીવનમાં ભળી જઇ, પોતાની શક્તિ, સ્વતંત્રતા માટેના તેના યુધ્ધમાં સહાય કરવા, તેને ચરણે ધરવી જોઇએ અને પૂર્વને પડતા શ્રા આનંદથી ઝીલી લેવાને તેણે તત્પર થવુ જોઇએ.

આવી જ્યારે જરૂર જણાઇ ત્યારે થિઓસોફિકલ સોસાઇટી આવી. સર્વ ધર્મના એકીકરણનો આ સમાજ સ્વીકાર કરતી હોવાથી તથા પ્રત્યેક વ્યક્તિએ પોતપોતાની દિશામાં સેવા કરવી જોઇએ એવું તેનું મંતવ્ય હોવાને લીધે તેણે સર્વ જાતિઓને એકત્ર કરવા માંડી. જરથોસ્તી, બુધ્ધિષ્ટ, હિંદુ, થોડાક ઇસ્લામીઓ વિગેરે બધા તેમાં ભળ્યા અને તે બધામાં રાષ્ટ્રીય ભાવના જન્મી. જાતીય વિરોધ નરમ પડ્યો. ઐક્ય ભાવની વૃધ્ધિ થવા લાગી. સોસાઇટીએ કેટલાક રિવાજો જેને આર્યસમાજ તોડી નાખતી હતી તે સાચા છે એમ પૂરવાર કર્યું એટલે સનાતનીઓ પણ આ સમાજના ઉદાર મંતવ્યમાં માનવા લાગ્યા. સનાતની હિંદુઓ હવે વધુ અને વધુ ઉદાર થતા જાય છે અને આર્યસમાજ પણ હવે તેમનાપર પ્રબલ હૂમલા કરતી નથી એટલે બન્ને વચ્ચે દ્વેષભાવ ઓછો થતો જાય છે. થિઓસોફીકલ સોસાઇટી સામાજિક ક્ષેત્રમાં મિત્રભાવે જાતીય ભેદ રાખ્યા શિવાય સેવા કરે છે. કેળવણીમાં તેની સેવાનું મૂલ્ય થઇ શકે એમ નથી. રાજકીય બાબતમાં પણ આ સમાજ પ્રબલ સહાયક થઇ પડી છે.

---

# પ્રકરણ ૩ જું.



## આપણી કેળવણી.

ઈ. સ. ૧૮૪૭ માં ઈંગ્લંડમાં આમની સભામાં મી. મેકોલેએ તે સમયે રાષ્ટ્રીય શિક્ષણ પરત્વે વિચાર કરવા નીમાયલી શિક્ષણખાતાની કમિટીએ રજુ કરેલી યોજના અનુસાર એક લાખ પૌંડની સહાય માગતાં કહ્યું હતું કે "સામાન્ય પ્રજાજનોને કેળવણી આપવાનું રાજ્યનું કર્ત્તવ્ય છે." પ્રજાને શિક્ષણ માગવાનો હક્ક છે. રાજ્ય કેળવણીનાં સાધનો પૂરાં પાડવાને બંધાયલું છે. જો પ્રજામાં શિક્ષણનો પ્રચાર સારી રીતે થયલો હોય તોજ શાંતિ તથા વ્યવસ્થા સ્થાપી શકાય છે. આદમ સ્મિથ પણ કહે છે કે "ગરિબોના શિક્ષણને રાજ્ય સાથે અતિ નિકટનો સંબંધ છે. જેમ નિરોગી લોકોમાં રગતપીતનો ચેપી રોગ દાખલ થતો અટકાવવા માટે તેમને જનસમૂહથી દૂર રાખવાની સત્તાધીશની ફરજ છે તેવીજ રીતે અજ્ઞાનતા રૂપ રોગ પણ પ્રજામાંથી નાબુદ કરવાની તેની ફરજ છે; કારણ કે અજ્ઞાનતાના નાશપર પ્રજાના નૈતિક વિકાસનો આધાર રહેલો છે. પ્રજા સુશિક્ષિત હોય તો તેથી સરકારનું કામ પણ ઘણું સરળ થઇ જાય છે કારણ કે કેળવાયલી પ્રજા વિશેષતઃ સુલેહ શાન્તિ ચાહનારી હોય છે."

૧૮૩૩ માં મેકોલેએ આમની સભામાં અંગ્રેજી સંસ્કૃતિ તથા અંગ્રેજી સ્વાતંત્ર્યભાવના હિંદી પ્રજામાં દાખલ કરવાના ઇરાદાથી હિન્દુસ્થાનને અંગ્રેજી કેળવણી આપવાનો આગ્રહ કરતાં કહ્યું હતું કે "હિંદુસ્થાનના લોકોને તાબેદાર રાખવા માટે શું આપણે તેમને અજ્ઞાન રાખી મૂકવા જોઇએ?" હિન્દુસ્થાનમાં આવીને જે સિદ્ધાંત

તેણે પાર્લામેંટમાં રજુ કર્યો હતો તે અમલમાં મૂકયો અને ૧૮૩૫ માં ધારાસભાના કાયદાશાસ્ત્રી તથા કેળવણીની કૌંસિલના સભાસદ તરિકે તેણે એક ખરડો ઘડી કાઢયો કે જેમાં હિંદની પ્રાચીન સંસ્કૃતિનું તેનું ઘોર અજ્ઞાન તેણે બતાવી આપ્યું છે. તેના ખસિતાને માન્ય રાખી સરકારે એક ઠરાવ કરી અગ્રેજી કેળવણી હિંદીઓમાં પ્રચારવાનો નિશ્ચય કર્યો. લોર્ડ વિલિયમ બેન્ટીકની સરકારે તે સમયે જાહેર કર્યું કે "હિન્દુસ્થાનના વતનીઓમાં યુરોપિયન સાહિત્ય તથા વિજ્ઞાનનો પ્રચાર કરવાનો સરકારનો હેતુ છે અને તેથી તેને માટે જે પૈસા કેળવણીને માટે જૂદા કાઢવામાં આવશે તેનો ફકત અગ્રેજી કેળવણીનો પ્રચાર વધારવા માટે ઉપયોગ કરવામાં આવશે."

આ સમય પૂર્વે હિંદુસ્થાનમાં કેળવણી માટે વ્યવસ્થા ન્હોતી એમ નહોતું. ઘણા પ્રાચીન કાળથી અનેક શિક્ષિત હિંદુ મુસલમાનો મફત કેળવણી આપવાના કામને ધર્મકર્ત્તવ્ય માનતા હતા અને તેમને રાજકર્તાઓ તથા પ્રજાજનો તરફથી નજરાણાં તથા બક્ષિસો મળતી. દેશના જૂદા જૂદા ભાગોમાંથી આવાં ગુરૂકુળો અથવા મદ્રેસામાં અનેક વિદ્યાર્થીઓ આવતા અને તેમને શિક્ષણ આપવા ઉપરાંત તેમનું ગુજરાન પણ શિક્ષણસંસ્થાઓદ્વારાજ થતું. હજુ પણ આ રિવાજ કોઇ કોઇ જગ્યાએ ચાલુ છે. હિંદી બાળક પોતાના જન્મસિદ્ધ હકક તરિકે શિક્ષણની માગણી કરે છે. પ્રાચીન ઋષિ મુનિઓનાં ગુરૂકુળો એ બીનાનાં સાક્ષીભૂત છે. સરકાર પણ આ બીનાનો સ્વીકાર કરતાં કહે છેઃ—

Village schools were scattered over the country-side, in which a rudimentary education was given to the children of the trading classes, the petty

land–holders, and the well-to-do cultivators...Seated under a tree or in the veranda of a hut, the children learned to trace the letters of the alphabet with their fingers in the sand, or recite in monotonous tones their spelling or a multiplication table which extends far beyond the twelve-times–twelve of the English school-room.

Simple mensuration and accounts and the writing of a letter are the highest accomplishments at which this primitive course of instruction aims ( Imp. Gazetteer, iv. 407, 408 ) *

રામાયણમાં પણ એવો ઉલ્લેખ છે કે દશરથના રાજ્યમાં દરેક મનુષ્યને લખવા વાંચવા જેટલું જ્ઞાન હતું. આ બીના સત્ય હો કે ન હો તોપણ એટલું તો નિઃસંદેહ છે કે રામાયણના લેખક પ્રાથમિક કેળવણીનો સિધ્ધાંત જાણતા હતા અને તેપરથી એમ સરળતાથી માની શકાય કે પ્રાચીન ભારતવર્ષમાં પ્રાથમિક શિક્ષણનો પ્રચાર ઉત્કૃષ્ટ

---

* દેશમાં છૂટી છવાઈ ગ્રામ્ય શાળાઓ હતી જેમાં કારિગરો, જમીનદારો તથા સારી સ્થિતિના ખેડૂતોનાં બાલકોને પ્રાથમિક શિક્ષણ આપવામાં આવતું હતું....વૃક્ષની છાયા નીચે અથવા ઘરના આંગણામાં બેસી છોકરાંઓ આંગળીઓ વડે ધૂળમાં બારાખડી લખતા, શબ્દોની જોડણી ગોખતા અથવા એક સ્વરે આંક બોલી જોતા કે જે આંકથી અંગ્રેજી નિશાળના ૧૨×૧૨=૧૪૪ કરતાં વધુ મોટી સંખ્યાનું જ્ઞાન મળતું હતું.

આ પ્રાથમિક શાળાઓનો ઉદ્દેશ સાદાં માપ, હિસાબ તથા કાગળ લખવા જેટલું જ્ઞાન આપવાનો હતો.

રીતે થયલો હોવો જોઇએ. સંન્યસ્ત ધર્મ પાળતા પ્રવાસી સંન્યાસીઓ મોટી ઉમ્મરનાં સ્ત્રીપુરૂષોને શિક્ષણ આપવાનું કામ કરતા. વડના ઝાડ નીચે સભા મેળવી આ સંન્યાસીઓ પ્રજાની આવશ્યકતા વિષે વકતવ્ય કરતા એ બીના તો સર્વવિદિતજ છે.

પ્રાચીન કાળને બાજુએ રાખી હવે આપણે બ્રિટિશ અમલ નીચેના શિક્ષણના આરંભ કાળ તરફ નજર કરીએ. અંગ્રેજી અમલ થયા પછી વોરન હેસ્ટીંગ્સે ઇ. સ. ૧૭૭૨ માં કલકત્તામાં મુસલમાનો માટે પહેલવહેલાં એક મદ્રેસા સ્થાપી અને ૧૭૯૧ માં જોનાથન ડંકને હિંદુઓ માટે બનારસમાં એક કોલેજ શરૂ કરી. ઇસ્ટ ઇંડિયા કંપનીને ૧૮૧૩ માં ચાર્ટર એક્ટની રૂએ મૂળ ભાષા તથા પાશ્ચાત્ય વિજ્ઞાનની કેળવણીને ઉત્તેજન આપવા માટે દર વર્ષે એક લાખ રૂપિયા ખર્ચવાની ફરજ પાડવામાં આવી પણ પાશ્ચાત્ય વિજ્ઞાનનું જરાપણ જ્ઞાન તેણે હિંદીઓને આપ્યું નહિ. ૧૮૧૫ માં લોર્ડ હેસ્ટીંગ્સને કેળવણી માટે પધ્ધતિ નક્કી કરવાની જરૂર જણાઇ. પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રશંસકો વચ્ચે તે સમયે પ્રબલ વાદવિવાદ ચાલતો હતો. રામ મોહનરાય અંગ્રેજી શિક્ષણના પ્રબળ હિમાયતી હતા. ૧૮૧૭ માં તેમણે કલકત્તામાં હિંદુઓ માટે એક કોલેજ કાઢી જેમાં હિંદુ છોકરાંઓને યૂરોપીઅન તથા એશિઅન ભાષા તથા વિજ્ઞાનનું જ્ઞાન આપવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો હતો. ખ્રીસ્તી મિશનરીઓ પણ શિક્ષણ પ્રચારનું કામ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવામાં સરળતા કરવાના ઉદ્દેશથી કરી રહ્યા હતા. ડો. કેરી અને બીજાઓએ દેશી ભાષામાં શિક્ષણ આપવા માંડયું તથા ૧૮૧૮ માં ખુલ્લી રીતે હિંદુઓને ખ્રિસ્તી થવાનો બોધ કરવાને સીરામપુર કોલેજ સ્થાપી કે જે તે સમયે ડેનીશ સત્તાધીશોના અમલ નીચે હતી. ૧૮૨૦ માં ખ્રિસ્તી યુવાનોને અખ્રિસ્તીઓને બોધ કરવા માટે તૈયાર કરનારી એક કોલેજ કલકત્તામાં સ્થપાઇ. ૧૮૩૦ માં

રામ મોહનરાયની સહાયથી ડૉ. ડફે અંગ્રેજીદ્વારા ધાર્મિક, વૈજ્ઞાનિક તથા સાહિત્યનું શિક્ષણ આપવા માટે એક નિશાળ કાઢી અને તે દ્વારા શિક્ષણ પ્રવાહને વેગવંત બનાવ્યો. ડૉ. ડફની એવી પ્રબળ માન્યતા હતી કે અંગ્રેજી ભાષાના પ્રચારથીજ ઉત્તમ રીતે ખ્રીસ્તી ધર્મ પ્રચાર કરી શકાશે. મિશનરીઓએ હિંદુસ્થાનને અંગ્રેજી શિક્ષણ આપવા માટે ઘણો શ્રમ લીધો હતો એ વાત ખરી છે પરંતુ તેમનો મૂળ હેતુ શિક્ષણપ્રચારનો નહિ પણ ધર્મપ્રચારનોજ હતો. પણ હિંદીઓએ ખ્રીસ્તી ધર્મ પ્રત્યે દુર્લક્ષ આપ્યું અને શિક્ષણનો લાભ લઈ લઈ તે સમયે સરકારી કારકુનોની જે નાની નાની જગ્યાઓ હિંદીઓને મળતી તે માટેની યોગ્યતા મેળવી.

શિક્ષણ વિષે વિચાર કરતાં ૧૮૨૪ ના માર્ચ માસમાં બહાર પડેલી માઉંટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનની નોંધ આપણે ભૂલી જવી જોઈએ નહિ. પાશ્ચાત્ય વિજ્ઞાન શાસ્ત્રનો પ્રચાર કરવાની તેમણે જરૂર દર્શાવી પરંતુ તે સાથે હિંદી સાહિત્ય તરફ દુર્લક્ષ ન કરવાની પણ તેમણે તેટલીજ આવશ્યકતા જણાવી. તેમના શબ્દો આ સ્થલે નોંધવા અસ્થાને નહિ ગણાય. તેઓએ લખ્યું હતું:—

It would surely be a preposterous way of adding to the intellectual treasures of a nation to begin by the destruction of its indigenous literature: and I cannot but think that the future attainments of the natives will be increased in extent as well as in variety by being, as it were, engrafted on their own previous knowledge and imbued with their own original and peculiar character.

ઉપર દર્શાવેલા વિચારોમાં એક સાચા અંગ્રેજની ઉદારતા અને સ્વાતંત્ર્યપ્રિયતા શમાયલી જણાય છે. માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન અંગ્રેજી તથા હિંદી સાહિત્યનું ઉત્તમ શિક્ષણ પ્રજાને અપાય તો તેમનું રાષ્ટ્રીયત્વ સુરક્ષિત રહેવા સાથેજ તેઓ અંગ્રેજી જ્ઞાનને પ્રતાપે અંગ્રેજી સાહિત્યની વિશિષ્ટ ભાવના–સ્વતંત્રતા–પોતાનામાં પ્રકટાવી ઇંગ્લંડની પેઠે સ્વતંત્રતા માટેજ જીવતાં શીખે એમ માનતા હતા. તેઓ સાચા ઉદાર મુત્સદ્દી હતા–વીર અંગ્રેજ હતા–બ્યુરોક્રટ ન્હોતા.

બીજી બાજુએ રાજા રામમોહનરાય અને તેમના અનુયાયીઓ તથા મિત્રો અંગ્રેજીના પ્રચાર માટે અવિશ્રાંત પ્રયત્ન કરી રહ્યા હતા. સરકારને પણ પોતાનો કારભાર ચલાવવા માટે અંગ્રેજી જાણતા કારકુનોની ઘણીજ જરૂર હતી તેથી તે પણ અંગ્રેજી શાળાઓને ઉત્તેજન આપતી હતી. અને એ તો સ્પષ્ટ સમજી શકાય એવું છે કે, આપણને અંગ્રેજી ભણાવવામાં સરકારનો મુખ્ય હેતુ સરકારી ઓફિસોમાં જોઇતા કારકુનો મેળવવાનો હતો. અંગ્રેજી કેળવણી લઇ સ્વતંત્રતાના ભક્ત બની હિંદીઓ સ્વાધીનતા મેળવવા માટે મથન કરે એવી ઇચ્છા તો માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન જેવા કોઇ કોઇ વિરલ અંગ્રેજોનીજ હતી.

વિદેશી સરકારની રાજ્યનીતિથી પ્રજાને જે હાનિ થાય છે તે એ છે કે પરદેશી સરકાર પોતાની સગવડનોજ વિચાર કરે છે અને પોતાનાં લાભ હાનિપરજ લક્ષ આપે છે. કારકુનોની જરૂર જણાઇ ત્યારે સરકારે એવોજ શિક્ષણક્રમ ઘડયો કે જેમાંથી સરકારી કચેરીમાં ઘસડઓરો કરનારા પંતુજીઓજ પેદા થાય. અક્ષરજ્ઞાન–સાહિત્યજ્ઞાન આપવામાં આવ્યું પણ ઔદ્યોગિક જ્ઞાન, કલાકૌશલ્ય તથા વ્યાપારી અને વૈજ્ઞાનિક જ્ઞાન તરફ સાવ દુર્લક્ષ કરવામાં

આવ્યું હતું તે એટલે સુધી કે બે ત્રણ દાહેકા પૂર્વે પ્રયોગશાળામાં એક પણ પ્રયોગ કરાવ્યા વિના B. sc ની ડીગ્રી આપી દેવામાં આવતી. આવા વિજ્ઞાનશાસ્ત્રીઓ શું ઉકાળી શકે તે તરત સમજી શકાય એવું છે.

અંગ્રેજી સાહિત્ય હિંદીઓ સમક્ષ યોગ્ય કારકુનો તથા સહાયક મુત્સદ્દીઓ પેદા કરવા માટે ખુલ્લું મૂકવામાં આવ્યું છતાં બુદ્ધિશાલી હિંદીઓએ તેમાંથી સાર તારવી કાઢયો. અંગ્રેજી શીખી તેઓએ તે સાહિત્યના મૂળમાં રહેલા સ્વાતંત્ર્યભાવને પોતાનો કરી લીધો અને ટેનીસનની

...Freedom broaden down
From precedent to precedent.

એ પંક્તિનો મર્મ સમજી તે પોતાના જીવનમાં ઉતારવા લાગ્યા. કાયદાશાસ્ત્રીઓ–વકીલોમાં અંગ્રેજી ભાષાના જ્ઞાનથી સ્વાધીનતા પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઇ. ઇંગ્લંડના કાયદાઓનો ઇતિહાસ વ્યાપક સ્વતંત્રતાના ઇતિહાસ જેવો છે. એ ઇતિહાસથી પરિચિત થઇ હિંદી વકીલો અને ન્યાયાધીશો પોતાના દેશ માટે ઇંગ્લંડ જેવી સ્વતંત્રતા મેળવવાને ઉત્સુક થયા. સનદશીર ચળવળ કેમ કરવી તેમનું તેમને ભાન થયું અને આપણી રાજકીય ચળવળમાં રસપૂર્વક ભાગ લેનાર સર્વ ભાઇ બ્હેનો જાણે છે કે આપણા રાજકીય નેતાઓમાંના લગભગ બધાય વકીલો અને ન્યાયાધીશો હતા અને છે.

આ રીતે અંગ્રેજી શિક્ષણનો આરંભ થયો; પણ પ્રાથમિક શિક્ષણ તરફ–ગરિબ તથા મધ્યમ વર્ગનાં બાળકોના શિક્ષણ તરફ સરકારે ૧૮૫૪ સુધી કાંઇ ધ્યાન આપ્યું નહિ. જનસમૂહનો મોટો ભાગ હજુ ગાઢ અજ્ઞાનતાના અંધકારમાં સબડે છે. દરેક હિંદી સુધારકે મફત અને ફરજિયાત શિક્ષણની જનસમૂહ માટે વારંવાર

માગણી કરી છે પણ હજુ એ અવાજ બહેરા કાનો પર અથડાઈ વિલીન થઇ જાય છે.

હિંદમાં લોકોમાં અંગ્રેજીનો પ્રચાર ત્રણ રીતે થયો. સરકાર તરફથી, મીશનરીઓ તરફથી અને પ્રજા તરફથી. પણ આ ત્રણે વર્ગના પ્રયાસથી હિન્દુસ્થાનની વિશાળ વસ્તીના એક અતિ નાના વિભાગને કેળવણી મેળવવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું. લોકસમૂહ તો બહુધા અભણજ રહ્યો. આ ત્રણે સંસ્થાઓએ દેશીભાષાઓ પ્રત્યે તો બહુ શોકજનક બેદરકારી બતાવી. હિન્દુસ્થાનની મોટામાં મોટી જરૂરિયાત તો તેના વિશાળ જનસમૂહને કેળવવાની તથા તે કેળવણી દેશી ભાષામાં આપવાની છે.

શિક્ષણ ખાતાની પ્રગતિ વિષે વિશેષ વિચાર કરવા પૂર્વે હાલમાં એ વિષયમાં આપણી સ્થિતિ કેવી છે તે જરા જોઇએ.

દેશી સંસ્થાનોની ૭૦,૦૦૦,૦૦૦ વસ્તી સાથે હિન્દુસ્તાનની વસ્તી ૩૧,૫૧,૩૨,૬૩૭ માણસોની છે. ૧૯૧૪ ની Indian year Book માં બ્રિટિશ હિન્દુસ્થાનની વસ્તી ૨૫,૫૩,૯૮,૫૫૩ માણસોની જણાવી છે: પણ કેળવણીનું પ્રમાણ જોવા માટે આપણે દેશી રાજ્યોની વસ્તી બાદ ન કરતાં કુલ વસ્તીનોજ વિચાર કરીશું. ૧૯૧૪ માં હિંદુસ્થાનની જાહેર તથા ખાનગી શિક્ષણ સંસ્થાઓમાં– પ્રાથમિક શાળાઓ, હાઇસ્કૂલો તથા કૉલેજોમાં છોકરા તથા છોકરીઓની સંખ્યા ૬૭,૮૦,૭૨૧ હતી. ( Indian year Book of 1914. page No. 213 )

જર્મની અને ઑસ્ટ્રીઆમાં ૭થી ચૌદ વર્ષનું વય નિશાળે જવા યોગ્ય ગણાય છે. ફ્રાન્સમાં ૫ થી ૧૩ અને ઇંગ્લંડમાં ૫ થી ૧૪ વર્ષની ઉમ્મર નક્કી કરવામાં આવેલી છે. આ નિયમમાંથી અમુક કારણસર કોઇ બાળકને મુક્ત પણ

કરવામાં આવે છે; પણ સામાન્ય રીતે બાળકોને માટે એ કાળ વિદ્યાપ્રાપ્તિનો ત્યાં મનાય છે. ઈંગ્લંડ અને વેલ્સની વસ્તી ૩,૬૦,૭૦,૪૯૨ છે અને ત્યાંની નિશાળોમાં ૬០●០០០០ વિદ્યાર્થીઓ ભણે છે. આપણા દેશમાં સરકારના અનુમાન પ્રમાણે છથી બાર વર્ષની વયના ૪,૭૦,૦૦,૦૦૦ બાળકો છે એટલે કે આખી વસ્તીનો પંદર ટકા ભાગ નિશાળે જવા લાયક છે. તેમાંથી ફક્ત ૪૨,૦૨,૬૩૧ છોકરાઓ તથા ૭૮૫,૫૧૧ છોકરીઓ પ્રાથમિક શાળાઓમાં જતી જણાય છે. નિશાળે જવા લાયક છોકરાઓ-માંથી સેંકડે ૨૬·૮ છોકરાઓ નિશાળે જાય છે. છોકરીઓનું પ્રમાણ ૪·૭ છે. આખી વસ્તીમાં છોકરાઓ તથા છોકરીઓના શિક્ષણનું પ્રમાણ ફક્ત ૨·૬ ટકા છે. અમેરિકામાં ૯,૧૦,૦૦,૦૦૦ ની વસ્તીમાંથી ૧,૮૦,૦૦,૦૦૦ બાળકો એટલે કુલ વસ્તીનો ૧/૫ ભાગ અથવા ૨૦ ટકા પ્રાથમિક શાળાઓમાં શિક્ષણ લે છે. હિન્દુસ્થાનમાં હાઇસ્કૂલોમાં ૧૯૧૪ માં ૩,૯૦,૮૮૧ છોકરા અને કૉલેજોમાં ૨૯,૩૬૮ હતા જ્યારે કન્યાઓની સંખ્યા હાઇસ્કૂલોમાં ૧૬,૮૮૪ અને કૉલેજોમાં ફક્ત ૨૭૯ ની હતી. આનું પરિણામ એ આવ્યું છે કે ૧૦૦૦ માંથી ફક્ત ૧૪૮ બાળકોને કેળવણી મળે છે અને ૧૦૦૦ મોટા માણસોમાં ફક્ત ૧૦૬ પુરુષો અને ૧૦ સ્ત્રીઓ લખી વાંચી શકે છે. હિન્દુસ્થાનપર રાજ્ય કરીને પ્રજાને કેળવણી આપવાની પોતાની મુખ્ય ફરજ અંગ્રેજોએ કેવી રીતે બજાવી છે તે ઉપર જણાવેલા કંગાળ આંકડાઓ પરથી સાબીત થાય છે. ફક્ત એક લાભ એ કેળવણીથી થયો છે અને તે હિંદના એક અતિ નાના વર્ગમાં–મુઠ્ઠીભર ગ્રેજ્યુએટોમાં અંગ્રેજોના જેવી સ્વતંત્રતા મેળવવાની ઉત્પન્ન થયલી ભાવના છે. સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની પ્રથમ ઇચ્છા આજ નાના વર્ગમાં જન્મ પામી હતી તે આપણે નિઃસંકોચ સ્વીકારવું જોઇએ.

પ્રથમ તો સરકારી કેળવણી અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે શીખવા માગનારાઓનેજ મળતી હતી અને તેથી ૧૮૫૪ માં વિશ વર્ષ પછી સરકારી નિશાળોમાં ફક્ત ૧૨૦૦૦ વિદ્યાર્થીઓ હતા. સર ચાર્લ્સ વુડે એજ વર્ષમાં પોતાનો પ્રખ્યાત ખલિતો પ્રકટ કર્યો અને તે પ્રમાણે અહિંયા જાહેર સરકારી શાળાઓ સ્થપાઇ અને કેળવણીનું ક્ષેત્ર વ્યાપક કરવામાં આવ્યું. તેમાં ત્રણ વિશ્વવિદ્યાલયો સ્થાપવાની સૂચના પણ કરવામાં આવી હતી એટલે ૧૮૫૭ માં કલકત્તા, મુંબઇ તથા મદ્રાસમાં યુનિવર્સિટીઓ સ્થાપવામાં આવી. ગ્રાંટ-ઇન-એડની પદ્ધતિ ચાલુ કરી ઘણી ખાનગી સંસ્થાઓને પણ ઉત્તેજન આપવાની રીતિ ચાલુ થઇ. સર હંટરના પ્રમુખપદ નીચેના ૧૮૮૨-૮૩ ના કમિશને પ્રાથમિક કેળવણીની જરૂરિયાત વિષે ખાસ ભલામણ કરી અને લોર્ડ રિપને ખંતપૂર્વક એ સૂચનાનો શક્ય અમલ કર્યો.

પણ ૧૮૮૬-૮૭ ના પબ્લીક સર્વિસ કમીશને કેળવણીના કારભારમાં કમનસિબ ફેરફાર કર્યો. તેણે શિક્ષણ ખાતાના નીચે પ્રમાણે વિભાગ પાડયા: (અ) શહેનશાહી શિક્ષણ સંસ્થા. ( Imperial or Indian Educational Service.) આ ખાતામાં યુનાઇટેડ કિંગ્ડમ (ઈંગ્લંડ, આયર્લંડ અને સ્કોટલંડ) માં પસાર થયલા પદવીધરોનેજ રૂ. ૧૫૦૦ ના માસિક પગારે દાખલ કરવા; (બ) પ્રાંતિક કેળવણી ખાતું-હિંદીઓને માસિક ૭૦૦ નો પગાર આપવો, (ક) સહાયક પ્રાંતિક ખાતું-૪૦૦ ના પગારના માણસોનું બનાવવું. આ વિભાગોથી અત્યંત અસંતોષ જન્મ્યો; કારણ કે ગ્રેટબ્રિટનમાં ડીગ્રી લીધા વિના કોઇ પણ હિંદી એ વિભાગ પ્રમાણે ઉંચી પદવીપર જઇ શકે નહિ ને ૭૦૦ થી વધુ માસિક પગાર મેળવી શકે નહિ. એથી વધારે પગાર અંગ્રેજો તથા બ્રિટનમાં ભણી આવનારનેજ મળે. આ નિયમ એક હિંદીના અપમાનના સિક્કા જેવોજ ગણાય.

૧૮૮૨ પછી શિક્ષણનો પ્રચાર એટલો બધો વધી ગયો કે ૧૯૦૧ માં લૉર્ડ કર્ઝને હિંદના વાઇસરોયપદ પરથી કેળવણીના વિકાસપર કાપ મૂકવાનો નિશ્ચય કરી સીમલામાં ફક્ત યુરોપીઅનોની એક પરિષદ હિંદી શિક્ષણ સંબંધી વિચાર કરવાને બોલાવી કે જેનું કામકાજ બંધબારણે ચલાવવામાં આવ્યું હતું. બીજુ પગલું ૧૯૦૨ માં ભરાયું અને તે ઇંડિઅન યુનિવર્સિટી કમીશન નીમવાનું. આ કમીશનનું બંધારણ પણ અસંતોષજનક હતું. તેણે અપશુકનીયા વાતાવરણમાં પોતાનું કામ શરૂ કર્યું. બહુ ઓછા વખતમાં કામ આટોપી લેવાયું. તેની સમક્ષ પડેલી જુબાની પ્રકટ કરવામાં આવી નહિ અને બે હિંદી સભાસદોમાંથી એક તેના નિર્ણયથી જૂદા પડયા. શિક્ષિત હિંદીઓએ આ પગલાને હિંદીઓના ઉચ્ચ શિક્ષણ સામેના અંગ્રેજી પ્રપંચ સમું માન્યું અને એ કમિશનના ફળ તરીકે ઇ. સ. ૧૯૦૪ નો યુનિવર્સિટી એક્ટ ઘડાયો. એ કાયદાની કલમોથી વિશ્વવિદ્યાલયો *સરકારી ખાતાં જેવાં થઇ ગયાં. સ્વ. દેશભક્ત ગોખલે લૉર્ડ કર્ઝનના ગુસ્સા તથા કઠોર કટાક્ષની દરકાર કર્યા વિના બહાદુરીથી યુનિવર્સિટી એક્ટની સામે લડયા; પણ વ્યર્થ! શ્રીયુત ગોખલેએ ફરિયાદ કરી હતી કે "આ દેશનાં બાળકોનું ઉચ્ચ શિક્ષણ જેઓ અલ્પકાળમાં આ દેશ છોડી જવાના છે અને જેઓ આ દેશના પ્રશ્નોમાં અલ્પકાળ માટેજ રસ લે છે તેમના સંપૂર્ણ અંકૂશમાં આપી દેવું તે ન્યાયયુક્ત નથી." તેમણે સ્પષ્ટ કહી દીધું હતું કે "એ પગલું ક્રાંતિકારક છે અને અમને લાગે છે કે આ ખલિતો અત્યંત હાનિકારક છે તથા દેશના ઉંચા શિક્ષણને નુકશાનકારક છે તેથી અમે તેની કલમો સ્વીકારવા અશક્ત છીએ અને અમારી સઘળી શક્તિથી તેની સામે થવાની અમારી ફરજ માનીએ છીએ."

તેમની ભવિષ્યવાણી ખરી પડી છે. હવે હમ્મેશાં અતિ અગત્યની બાબતમાં સરકાર હિંદીઓની સામી પડે છે; સેનેટ સરકારી બની ગઇ છે. ૪/૫ ભાગ સરકારના નીમેલા સભાસદોનો રહે છે અને આ રીતથી સેનેટમાંથી સ્વતંત્ર પ્રતિનિધિઓને દૂર કરવામાં આવ્યા છે. વળી આવા નીમાયલા સભાસદોમાંથી પણ કોઇ જરા મગજ ફેરવીને સરકારની ઇચ્છાથી વિરૂદ્ધ વર્તે તો તેને પાણીચું આપી દેવા માટે સરકારે સેનેટના સભાસદોની ટીપનું દર વર્ષે પુનરાવલોકન કરવાનો હક્ક પોતાની પાસે અનામત રાખેલો છે. યુનિવર્સિટીનો કોઇ ફેલો જો સ્વાતંત્ર્યપ્રિય માલૂમ પડયો કે આપી દો લીલું નાળિયર ને સૂકો ગોળ ! આનાં પરિણામો શોકજનક આવ્યાં છે. ફી એટલી વધારવામાં આવી કે ઉચ્ચ શિક્ષણ મોંઘું ને મોંઘુંજ થતું ગયું, કેળવણીના ક્ષેત્રમાંના ખાનગી પ્રયત્નોને હતાશ કરવામાં આવ્યા, સરકારી અંકુશ વધતો ગયો અને ઉંચી કેળવણી સરકારી યંત્ર જેવી બની ગઇ. પરીક્ષાઓ દર વર્ષે સખત થતી ગઇ.

શિક્ષણ ઉપર એવો ભયંકર કાપ મૂકવામાં આવ્યો કે કોઇ કોઇવાર યુનિવર્સિટીઓની કોલેજોમાં દાખલ થવાની ૭૦ થી ૮૦ ટકા વિદ્યાર્થીઓને ના પાડવામાં આવતી. મેટ્રીકની પરીક્ષા એટલી સખત લેવાતી કે જેથી ભાગ્યે ૪૦–૫૦ ટકા પરિણામ આવતું અને આ બધું કેળવણી ખાતામાં પ્રગતિ થાય છે એવા ડોળ સહિત ચાલુ રહ્યું. અનેક શાળાઓપર અયોગ્યતાનો સીક્કો મરાયો અને તે રામશરણ થઇ ગઇ. લોર્ડ કર્ઝનની આ મૂર્ખતાએ, બંગાલના ભાગલાની પેઠે આખા હિન્દુસ્થાનમાં સ્થાનિક સરકાર સામે પ્રબળ તિરસ્કાર ઉત્પન્ન કર્યો. સર વેલન્ટાઇન શીરોલ કે જેના દીલમાં હિંદના હિતની વાત સાંભળતાંજ તેલ રેડાય છે તે તો લોર્ડ કર્ઝનની પ્રશંસા કરે છે.

અને આપણા એ "વ્હાલા મિત્ર" તેમ કરે એમાં નવાઇ નથી. મેટ્રીકયુલેશનની પરીક્ષા કડક થઇ તેથી ખુશી થઇ આ સાહેબ બહાદૂર લખે છે કે તેથી "મેટ્રીકયુલેશનના વિદ્યાર્થીઓની સંખ્યામાં જબરજસ્ત ઘટાડો થયો છે અને શિક્ષણની મહત્તા વધવા પામી છે." જ્યાં પરદેશી સરકારનું રાજ્ય ચાલતું હોય ત્યાંજ પ્રજાની અભણ હાલત માટે આનંદોત્સવો ઉજવવામાં આવે—ત્યાંજ વિદ્યાર્થીઓની સંખ્યામાં "જબરજસ્ત ઘટાડો" થતાં સર શીરોલ જેવા નાચવા મંડે! તે વધારે "જબરજસ્ત ઘટાડો" કરવા માટે હજુ પણ ફી વધારવાની સૂચના કરે છે!

ઘણીખરી પ્રાથમિક શાળાઓ લોકલ બોર્ડોની વ્યવસ્થા નીચે ચાલે છે. સરકારનો તેનાપર સીધો અંકુશ નથી છતાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત બનાવવાની યોજના જ્યાં સૂધી ગ્રામ્યપંચાયતોનો દરેક ગામમાં પુનરૂધ્ધાર કરવામાં ન આવે અને ગામની શાળાઓ પંચાયતને હસ્તક મૂકવામાં ન આવે ત્યાં સૂધી વિજયી થવી સંભવિત નથી. દરેક શાળામાં કારિગીરી—હુન્નર ઉદ્યોગનો અભ્યાસક્રમ હોવો જોઇએ કે જેથી બાળકો ગામની કારિગીરી શીખી શકે. ગામના કારિગરોજ એ માટે શિક્ષક તરિકે ઉપયોગમાં લેવામાં આવે તો પરિણામ ચમત્કારિક આવે. સહકારી સોસાઇટીઓની સ્થાપનાથી પણ આ દિશામાં ગામડાંઓને વિશેષ સહાય મળી શકે તેમ છે. તેઓ ખેડુતોને પૈસા ધીરી તેમને મારવાડી તથા શાહુકારોના રાક્ષસી વ્યાજમાંથી બચાવી લે તથા સોસાઇટીના નફામાંથી અમુક ટકા ગામની કેળવણી પાછળ ખરચી એક કાંકરે બે પક્ષી મારી શકે.

કેળવણી અને હુન્નર ઉદ્યોગના વિકાસ માટે હિંદી રાજ્યદ્વારીઓ સ્વરાજ્યની જરૂર જુએ છે. તેઓ ૪૦ વર્ષમાં જાપાનની પ્રજાને શિક્ષિત થયલી જુએ છે. ૮૦ વર્ષના બ્રિટિશ અમલ પછી અહિં કેળવણીનું

પ્રમાણ ૨'૬ આવ્યું તે સાથે તેની સરખામણી કરે છે. ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે અહિં શિક્ષણનું પ્રમાણ ૧૦-૧૨ ટકા છે અને મોંટફર્ડ રિપોર્ટ પ્રમાણે તો તે ૬ ટકાજ છે. જાપાનની ૨૭,૧૩૮ પ્રાથમિક શાળાઓમાં ૫,૦૦,૦૦૦,૦ વિદ્યાર્થીઓ છે અને મહાશાળા તથા કોલેજોના વિદ્યાર્થીઓ તો જૂદા. જાપાનની વસ્તી ૫૦૦૦૦૦૦૦ માણસોની છે. તેની પ્રાથમિક શાળાઓમાં તેની વસ્તીનો ૧/૧૦ ભાગ ભણે છે.

૧૮૯૬ સુધી શ્રીયુત્ ગોખલેએ બ્રિટિશ સરકારની ગ્રેટબ્રિટનમાંની અને હિંદમાંની શિક્ષણપધ્ધતિની તુલના કરી હતી. બ્રિટનમાં કેળવણી ફરજીયાત છે. દરેક બાળકે નિશાળે જવુંજ જોઇએ. અહિંયાં ૧૮૯૪ માં નિશાળે જવા લાયક બાળકોમાંથી ફક્ત ૧૯ ટકા શાળામાં જતાં હતાં. બ્રિટનમાં પ્રાથમિક શિક્ષણ મફત મળે છે, જો કે એક હિંદી કરતાં એક અંગ્રેજની આવક ઘણીજ વધારે છે. આપણા દેશમાં લોકો ગરિબ હોવા છતાં શાળામાં અમુક ટકાજ માફી આપવામાં આવે છે. ત્યાં દર ચાર ચોરસ માઇલને છેટે નિશાળ હોય છે, આપણે ત્યાં દર તેર ચોરસ માઇલે: ૧૮૯૫ માં ૪ કરોડમાંથી ૩૨૦૦૦ વિદ્યાર્થીઓને ગ્રેટબ્રિટનમાં યુનિવર્સિટીનું શિક્ષણ મળતું હતું જ્યારે અહિયાં ૨૩ કરોડમાંથી ફક્ત ૧૬૦૦૦ ને કોલેજનું શિક્ષણ મળી શક્યું હતું. અને આવી શોકજનક પરિસ્થિતિ હોવા છતાં સર વેલનટાઇન શીરોલ ૧૯૦૯-૧૦ માં એ સંખ્યા ૨૨,૯૨૦ ની થઇ ત્યારે શિક્ષણમાં થતો "જબરજસ્ત ઘટાડો" જોઇ આનંદ પામે છે. શ્રીયુત્ ગોખલેએ ૧૮૫૪ નો સર ચાર્લ્સવુડનો ખરિતો કે જેને કેળવણી કમીશને હિંદીઓની કેળવણીના ચાર્ટરની ઉપમા આપી છે તે પર સરકારનું વારંવાર લક્ષ ખેચ્યું હતું. તેમાં ૧૮૫૪ માં હિંદી પ્રજાને કેળવણી આપવાની રાજ્યની ફરજ

છે એવો સ્વીકાર કરવામાં આવ્યો હતો અને ૧૮૫૯ માં કેળવણી કમીશને એ પવિત્ર–ઉદાત્ત સિદ્ધાંતને અનુમોદન આપ્યું હતું. લોર્ડ રિપને ૧૮૮૨ માં નીમેલા કમીશનની ઉદાર સૂચનાઓ તેમની સરકારે માન્ય કરી હતી કે જેમાં સરકારે સ્થાનિક સરકારો કેળવણી માટે દ્રવ્યની મદદ માગે તો તેપર લક્ષ આપવાનું વચન આપવામાં આવ્યું હતું પણ ૧૮૮૬ માં લૉર્ડ ડફરીને ઉંધોજ રસ્તો લીધો અને તેણે સ્થાનિક સરકારને કેળવણી પાછળનો ખર્ચ વધારવાને બદલે ઘટાડવાનો હુકમ કર્યો.

શ્રીયુત્ ગોખલે કહેતા હતાઃ

"ઈંગ્લંડ તથા વસાહતોમાં પ્રજા પાસેથી ઉઘરાવેલા કરોની આવકના ૧૦ થી ૨૦ ટકા લોકોને કેળવણીના આકારમાં પાછા મળે છે તો આપણે ફક્ત બે ટકાનો ટૂકડો લઇ સંતુષ્ટ થવું એમ શાને આધારે આપણને કહેવામાં આવે છે? શિક્ષણપર રાજ્યનિષ્ઠાનો ખરો આધાર છે. શિક્ષણ એ પ્રજાની પ્રગતિનો મિનારો છે અને શિક્ષણ પાછળ ખર્ચ કરવાથી શિક્ષિત સમુદાયમાં એવું બળ આવશે કે જે જ્યારે સરહદપરનાં જંગલી ટોળાંઓ ખંડણી આપવા છતાં શાંત નહિ રહે તથા વૈજ્ઞાનિક યંત્રો પણ નિષ્ફળ જશે ત્યારે સરકારને મદદરૂપ થઇ પડશે."

વડી ધારાસભાના સભાસદ તરિકે શ્રીયુત્ ગોખલેએ કેળવણી ફરજિયાત કરવા માટે સતત પ્રયાસ કર્યો હતો. ૧૯૧૦ માં તેઓ એ વિષે એક ઠરાવ લાવ્યા હતા કે જેપર સરકાર વિચાર કરશે એવું વચન મળવાથી તેમણે તે ખેંચી લીધો હતો. ૧૯૧૧ માં "પ્રાથમિક શિક્ષણના પ્રચાર માટે વધારે સગવડ કરવા" માટે એક બીલ તેમણે અતિ સાવધાનીથી ઘડયું હતું. તેમાં તેમણે હથેલીમાં ચાંદ માગ્યો ન્હોતો. તે દ્વારા તેમણે ક્રમશઃ

શિક્ષણ ફરજિયાત કરવાની તથા ફી ન આપી શકે એવા બનાવોમાં ફી કાઢી નાખવાની અને શિક્ષણનો કાળ ૬ થી ૧૧ રાખવાની–સૂચના કરી હતી. તેમણે કહ્યું હતું:

" પ્રાથમિક કેળવણીથી ફક્ત લખવા વાંચવા જેટલોજ લાભ થાય તોપણ આખી પ્રજા એ લાભ મેળવી શકે તે અત્યંત જરૂરનું છે કારણ કે અભણ દશા કરતાં લખતાં વાંચતાં આવડતું હોય એવી દશા વધારે સારી છે, અને આખી પ્રજાની અભણ હાલતનો નાશ કરવો એ કાંઇ જેવો તેવો વિજય નથી. પણ પ્રજાની પ્રાથમિક કેળવણીનો અર્થ લખવા વાંચવાની યોગ્યતામાંજ શમાઇ જતો નથી. કેળવણી એટલે જીવનના આનંદનું ભાન–ઉંચુ જીવન જીવવાની ઇચ્છા! આખી પ્રજાની બુદ્ધિમત્તાનો ઉચ્ચ વિકાસ! જેમ નિરોગી શરીર રાખવાને માટે નિર્મળ હવા અને પ્રકાશની જરૂર છે તેમ માનવ જીવન નિરોગી રાખવા માટે પ્રાથમિક શિક્ષણની આવશ્યકતા છે. સરકાર પોતાની પ્રજાના કલ્યાણ માટે કેટલી આતુર છે તે જનસમૂહને કેળવવાની તેની આકાંક્ષાપરથી માલૂમ પડી જાય છે. એ રીતે જોતાં આ દેશની સરકારે તે જગતની સંસ્કૃત સરકારોમાં પોતાનું યોગ્ય સ્થાન લે તે પહેલાં શિક્ષણના ક્ષેત્રમાં પોતાની ફરજ બજાવવાને વિશેષ જાગ્રત થવું જોઇએ કારણ કે તેણે પોતાનુ એ કર્ત્તવ્ય યોગ્ય રીતે બજાવ્યું નથી."

૧૯૦૧ ના વસ્તીપત્રકના આંકડા પરથી તેમણે પૂરવાર કરી આપ્યું હતું કે હિંદની વસ્તીનો ફક્ત ૭ ટકા ભાગ લખી વાંચી શકે છે જ્યારે રશિયા–કે જે યૂરોપમાં સૌથી પાછળ પડેલો દેશ ગણાય છે–તેમાં પણ ૨૫ ટકા શિક્ષણનું પ્રમાણ છે. તે સમયે પ્રાથમિક શાળાઓમાં વસ્તીનો ૧.૯ ભાગ હતો ( ૧૯૧૩ માં ૨.૬ ) જ્યારે ગ્રેટબ્રિટન, કેનેડા અને ઓસ્ટ્રેલીઆમાં તેનું પ્રમાણ ૨૦ થી ૨૭

ટકા હતું. મી. ગોખલે બોલતા હતા તે સમયથી ૧૩ વર્ષ પૂર્વે ફીલીપાઇન ટાપુ અમેરિકાના કબજામાં આવ્યો હતો. ત્યાં યુનાઇટેડ સ્ટેટસની સરકારે ૧૩ વર્ષમાં ત્યાંની પ્રજામાં શિક્ષણનું પ્રમાણ ૬ ટકા આણ્યું જ્યારે બ્રિટિશ અમલ નીચે ૮૦ વર્ષે લોકોને સેંકડે ફક્ત બે ટકા શિક્ષણ મળી શકયું. વડોદરામાં દેશી રાજાના અમલમાં છથી દશ વર્ષની છોકરીઓને પ્રાથમિક શિક્ષણ ફરજીયાત આપવામાં આવે છે. ૧૯૦૯ માં વડોદરા રાજ્યમાં કેળવણીનું પ્રમાણ ૮-૬ થયું અને શાળામાં જવા યોગ્ય બાળકોનું પ્રમાણ ૭૯.૬ હતું જ્યારે બ્રિટિશ હિંદમાં તેનું પ્રમાણ ૨૧.૫ હતું. વડોદરામાં સેંકડે ૪૭.૬ નું કન્યા કેળવણીનું પ્રમાણ હતું જ્યારે બ્રિટિશ હિંદમાં ફક્ત ચાર ટકા હતું. ગાયકવાડ સરકાર ૧૯૦૯ થી કેળવણી પાછળ દરેક માણસ દીઠ વર્ષે ૬ાા આના ખરચે છે જ્યારે બ્રિટિશ હિંદમાં વર્ષે ફક્ત એક આનો ખરચાય છે. આવી સ્થિતિમાં શિક્ષિત હિંદીઓ પોતાનો કારભાર હાથમાં લેવા તૈયાર થાય તો તેમાં આશ્ચર્યજનક શું છે?

ધારાસભામાં શ્રીયુત ગોખલેનું બીલ રજુ થયું ત્યાંથી તે સ્થાનિક સરકારો પર મોકલવામાં આવ્યું અને સ્થાનિક સરકારો તરફથી બોર્ડો તથા બીજાં સરકારી ખાતાંઓનો અભિપ્રાય માગવામાં આવ્યો. ૧૯૧૨ ના માર્ચની ૧૮ મી તારીખે શ્રીયુત્ ગોખલેએ એ બીલ સીલેક્ટ કમીટીને સોંપવાની સૂચના કરી પણ એ મહાન્ દેશભકતનો બહાદૂરીભર્યો પ્રયાસ વિજયી થયો નહિ. એમનું બીલ ૧૩ વિરૂદ્ધ ૩૮ મતે રદ ગયું. શ્રીયુત્ ગોખલેના વખતમાં ધારાસભામાં બીનસરકારી સભાસદોની બહુમતી હતી. અમલદારો હિંદીઓને શિક્ષણમાં પાછળજ રાખવાના રસિયા હતા; કારણ કે શિક્ષિત વર્ગજ સરકારની રાજનીતિ વિષે ટીકા કરી શકે છે.

તેઓજ જુલમની સામા થાય છે. અશિક્ષિત વર્ગને સરકાર શું કરે છે ને સરકારે શું કરવું જોઇએ તેનું ભાન નથી હોતું.

૧૯૧૯ ના ગર્વમેંટ ઓફ ઇંડિયા એક્ટ પ્રમાણે શિક્ષણ ખાતું આપણા પ્રધાનોને હસ્તક મૂકાયું છે. દરેક પ્રાંતિક ધારાસભા તથા વડી ધારાસભા તથા કૌંસિલ ઓફ સ્ટેટમાં લોકનિયુક્ત સભાસદની બહુમતી છે. જો આ સમયે સ્વર્ગસ્થ દેશભક્ત ગોખલેના પ્રાથમિક શિક્ષણ ફરજિયાત અને મફત બનાવવાના બીલ જેવું કોઇ બીલ કોઇ દેશભક્ત સભાસદ લાવે તો તેને ઉડાવી દેવાને સરકાર શક્તિમાન થાય એમ નથી. મુંબઇમાં કેળવણીખાતાના મંત્રી તરિકે સુવિખ્યાત શિક્ષણશાસ્ત્રી શ્રીયુત પ્રાંજપે નીમાયા છે અને તેઓ શ્રી રાષ્ટ્રીય શિક્ષણ તથા પ્રાથમિક શિક્ષણ માટે યોગ્ય વ્યવસ્થા કરશેજ એવી આપણે આશા રાખીશું.

આ પ્રકરણમાં પૂર્વે જણાવવામાં આવ્યું છે કે ખ્રિસ્તી મિશનરીઓએ સૌથી પહેલાં અંગ્રેજી કેળવણીનો આપણા દેશમાં પ્રચાર કરવા માંડયો હતો અને તેમા તેમણે કેટલેક અંશે કામ પણ સારૂં કર્યું હતું. તેમનો ઉદ્દેશ હિંદીઓને ખ્રીસ્તી બનાવવાનો હતો. તેમણે જે સામાન્ય શિક્ષણ હિંદીઓને આપ્યું તેથી જે લાભ થયો છે તેના કરતાં હાનિ વિશેષ થઇ છે. તેઓ ધર્મવટાળ કરાવવામાં સફળ થયા નહિ પરંતુ તેમણે અંગ્રેજી કેળવણી આપીને હિંદી યુવાનોને નાસ્તિક બનાવ્યા. ધાર્મિક દૃષ્ટિએ હિંદને આ ભારી હાનિ થઇ. શ્રદ્ધાળુ હિન્દનાં બાળકો પાશ્ચાત્ય ભૌતિકવાદ તરફ ઢળવા લાગ્યાં અને એક આધ્યાત્મિક પ્રજાને આ કાંઇ ન્હાનો સૂનો ગેરલાભ નથી.

ધર્મહીન શિક્ષણથી ભારતનો શ્રદ્ધાવાદ તૂટયો અને તેટલે અંશે આપણું રાષ્ટ્રીયત્વ પણ તૂટયું કેમકે ધર્મ અને રાષ્ટ્રીયત્વ આપણા

દેશમાં એકતાર થઇ રહેલાં છે. એક દૃષ્ટિએ આ હાનિ થઇ પણ તેથી એક લાભ પણ થયો છે. ધર્મના સુન્દર અને વ્યાપક સ્વરૂપને અજ્ઞાન, સ્વાર્થ, પરિસ્થિતિ, સંજોગો તથા ખોટા ધર્માભિમાનને લીધે વિકૃત અને સંકૂચિત કરી નાખવાનો પ્રયત્ન મધ્યકાલિન યુગમાં એટલો બધો થયો હતો કે તેથી પ્રજામાં એક જાતની શબવત્ મંદતા આવી ગઇ હતી અને પ્રજાનો તરૂણ વર્ગ ધર્મને નામે ખોટા વહેમો અને રિવાજોની જંજીરથી નિરંતર જકડાયલો રહેતો. હતો આ ધાર્મિક ગુલામગીરીને ફના કરી નાખવા માટે એક પ્રચંડ આક્રમણની જરૂર હતી. સારે અથવા માઠે ભાગ્યે અંગ્રેજી કેળવણીએ જૂના મતની અભેદ્ય દિવાલની કાંકરીઓ તોડવા માંડી અને આપણા યુવાનો કંઇક અંશે સ્વતંત્ર વિચારશક્તિની ખીલવટ કરવા લાગ્યા. શિક્ષણમાં ધાર્મિક કેળવણીને સ્થાન છે એ બીના સાચી છે, પણ એ સમય એવો હતો કે જે વખતે ધર્મના એ કહેવાતા અભેદ્ય કિલ્લાને ભેદવાની જરૂર હતી. લાલા લજપતરાય જેવા સમર્થ વિચારકે પણ આ વિચારને પુષ્ટિ આપી છે અને " આ ધર્મહીન કેળવણી માટે પણ કોઇ કોઇવાર તેમનું હૃદય આભારના ભાવ"થી ઉભરાઇ જાય છે એમ તેઓ જણાવે છે.*

સરકારી શાળાઓએ પણ જડવાદનું ઝેર પ્રજામાં રેડવામાં બાકી રાખી નથી. પણ મીશનરીઓએ જડવાદના પ્રચારમાં ઘણો મોટો હિસ્સો આપ્યો હતો. હિંદુસ્થાનના પ્રાચીન ધર્મો ઢોંગ ધતીંગ છે, વહેમથી ભરેલા છે એવી છાપ યુવાનોના મગજપર પાડવાનો ખ્રિસ્તી ધર્મગુરૂઓએ પ્રયાસ કર્યો પણ તે વ્યર્થ ગયો અને યુવાનોએ બીજા ધર્મો સાથે ખ્રીસ્તી ધર્મને પણ વહેમરૂપજ માની લીધો. ખ્રિસ્તીઓ તરફથી અપાતા શિક્ષણથી સમાજને થતી હાનિ અનેક

* The problem of national education in India.

પરદેશી શિક્ષકોના હાથ નીચે એ શિક્ષણ હોવાને આભારી છે. જર્મનો, ફ્રેંચો, ઇટાલીઅનો, ડેન, સ્વીસ તથા અમેરિકન—સર્વેએ હિંદી બાળકોની કેળવણીમાં માથું મારવા માંડયું. આવી સ્થિતિ મહત્તા ભરી ન કહેવાય તેમ સલામત પણ ન ગણાય. દેશની સંસ્કૃતિ તેથી હણાવા લાગી. જૂની સંસ્કૃતિના સ્થાને નવી—પાશ્ચાત્ય સંસ્કૃતિ આવી અને જડવાદનો ભયંકર વધારો થવા લાગ્યો. મિશનરી-ઓને સરકારે તે પોતે પણ ખ્રિસ્તી હોવાથી ઘણી મદદ કરી. ખાસ કરી દક્ષિણ હિંદમાં ખ્રિસ્તી મિશનરીઓ ઘણા ફાવી ગયા. તેમને લોકોના પૈસામાંથી સરકાર ઉદાર થઇ જઇને મોટી મોટી ગ્રાંટો આપતી જ્યારે અખ્રિસ્તી શાળાઓને ગ્રાંટ આપતી વખતે એજ સરકાર "પૈસા નથી" નું બહાનું શોધવા માંડતી. વળી ખ્રિસ્તીઓના અંકુશ નીચે ચાલતી શાળાઓમાં કાંઇ અંધેર, ખામી અથવા અનિયમિતતા હોય તો તે તરફ સરકારે આંખ આડા કાન કરવાની પધ્ધતિ રાખી જ્યારે હિંદી શાળાઓ—તેમની શોકગોને જરા વાંક માલૂમ પડતાં કચડી નાખવાને "બહાદૂર અમલદારો" હમ્મેશાં કાગને ડોળે રાહ જોતાજ બેસી રહેતા.

હિંદીઓના અંકુશ નીચે અપાતા રાષ્ટ્રીય શિક્ષણે ક્રમશઃ એક નવોજ વિદ્યાર્થીવર્ગ ઉભો કર્યો. સરકારી કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓ કરતાં આ વિદ્યાર્થીઓ બુદ્ધિમત્તામાં ઉતરે તેવા નથી પણ સાથે સાથેજ તેમનામાં હિંદી શિક્ષણ શાસ્ત્રીઓએ દેશાભિમાન અને ધર્માભિમાનના અંકૂરો પ્રકટાવ્યા. તેમને માતૃભૂમિ માટે આત્મભોગ આપવાને તત્પર રહેવાનો મંત્ર શીખવ્યો. અંગ્રેજી શિક્ષણના પ્રારંભ કાળમાં વિદ્યાર્થીઓમાં દેશાભિમાન થોડું ઘણું આવ્યું હતું પરંતુ ધાર્મિક જ્ઞાનનો અભાવ હતો. ધાર્મિક જ્ઞાન પ્રજાને આશાવાદી બનાવે છે અને એ આશાવાદ દેશાભિમાની પ્રજાને ખાસ જરૂરનો છે. બ્રહ્મો

સમાજના પ્રારંભમાં તેને શિક્ષણના ક્ષેત્રમાં સરકારે સારી મદદ કરી હતી. આર્યસમાજે એ ક્ષેત્રમાં અતિ સુંદર અને પ્રશંસાપાત્ર કામ કર્યું છે. લાહોરની દયાનંદ એંગ્લો–વૈદિક કોલેજ આર્યસમાજના સુંદર કાર્યનું અમર સ્મારક છે. તેનો અભ્યાસક્રમ સામાન્ય અંગ્રેજી શિક્ષણ જેવોજ છે પણ વધારામાં વિદ્યાર્થીઓને આર્યસમાજનું ધાર્મિક શિક્ષણ અપાય છે–સંસ્કૃત ભાષા, વેદ અને હિંદુ સાહિત્યનો પણ એ કોલેજના અભ્યાસ-ક્રમમાં સમાવેશ કરવામાં આવેલ છે. લાલા હંસરાજે પોતાનું જીવન એ કોલેજને અર્પણ કર્યું છે અને ૧૮૮૬ માં શાળા ઉઘડી ત્યારપછી તે હિંદુઓનાજ અંકુશ નીચે રહી છે. સુવિખ્યાત પંજાબી નરકેસરી લાલા લજપતરાયે આ શિક્ષણ સંસ્થા પાછળ પોતાનાં તન મન ધન અર્પવામાં આનંદ માન્યો હતો અને તેમના સતત પ્રયત્નને લીધેજ દયાનંદ આર્ય કોલેજ હાલની ઉન્નત દશામાં આવવા પામી છે. સરકારી શાળાઓ કરતાં તેની ફી લગભગ અરધી છે. ૧૯૧૩ માં એ કોલેજના આશ્રય નીચે ૧૭૩૭ શાળાઓના અને ૯૦૩ કોલેજના વિદ્યાર્થીઓ હતા. એ કોલેજમાંથી અનેક દેશાભિમાની, આત્મભોગી વીરો અત્યાર સુધીમાં બહાર પડયા છે. ગુરૂકુળની શાળાઓ પ્રાચીન હિંદુ પદ્ધતિપર ચાલે છે. યજ્ઞોપવિતની પવિત્રક્રિયા પછી બાળકને ગુરૂને સોંપવામાં આવે છે અને જ્યાંસુધી તે પચીસ વર્ષનો થાય–તેનો અભ્યાસ પૂરો કરે ત્યાં-સુધી તેને તેના કુટુંબીઓથી વિખુટા રહેવું પડે છે. આર્યસમાજ તરફથી બીજી પણ કેટલીક નિશાળો ચાલે છે. ખાસ કરીને કન્યા કેળવણી માટે સમાજ સતત પ્રયત્ન કરે છે અને અંત્યજ વર્ગ માટે પણ આર્યસમાજ શિક્ષણની વ્યવસ્થા કરી રહી છે.

મિસીસ બેસન્ટે બનારસમાં ૧૮૯૮ માં સેંટ્રલ હિંદુ કોલેજ સ્થાપી કે જેમાં હિંદુ ધર્મનું શિક્ષણ ફરજીયાત વિષય તરિકે આપવામાં આવતું હતું. એ કોલેજ ન હોત તો પંડિત માલવિયાજીના અમર વિજય રૂપ

હિંદુ વિશ્વવિદ્યાલયની સ્થાપના થવામાં વિલંબ થાત. મિસીસ બેસન્ટે પંડિત માલવિયાજીને સેંટ્રલ હિંદુ કૉલેજ ખુશીથી આપી દીધી છે. આજે તે બનારસ હિંદુ યુનિવર્સિટીને નામે જગમશહૂર છે. સેંટ્રલ હિંદુ કૉલેજે કદિપણ સરકારી ગ્રાંટ લીધી ન્હોતી. પંદર વર્ષ સુધી મિસીસ બેસન્ટે એ સંસ્થા ફતેહમંદ રીતે ચલાવી હતી. થિઓસોફીકલ એજ્યુકેશન ટ્રસ્ટમાંથી ૧૯૧૩ થી ૧૯૧૭ સુધી કેટલીક શાળાઓ તથા એક કોલેજ ચલાવવામાં આવ્યા બાદ તે સંસ્થાઓ રાષ્ટ્રીય શિક્ષણ વધારનારી સંસ્થા ( Society for the promotion of National Education, Adyar, Madras ) ને સોંપવામાં આવી. આ સોસાઇટી હાલમાં ૬ કૉલેજો અને ૧૧ નિશાળો ચલાવે છે. વળી થિઓસોફીકલ સોસાઇટીએ અંત્યજોને માટે પણ નિશાળો સ્થાપી છે જેમાંની પાંચ મદ્રાસમાં છે અને દેશના જૂદા જુદા શહેરોમાંના સમાજના લૉજો અનેક નિશાળો ચલાવે છે. લંકામાં ત્રણ બુદ્ધિસ્ટ કૉલેજો તથા ૨૨૫ નિશાળો આજ સોસાઇટી ચલાવે છે જેમાંથી બૌદ્ધ ધર્મનો અભ્યાસ કરી હજારો વિદ્યાર્થીઓ પ્રતિ વર્ષે બહાર પડે છે.

રામકૃષ્ણ મિશને પણ અસ્પર્શ્ય વર્ગ માટે કેટલીક શાળાઓ સ્થાપી છે.

અલીગઢની મુસલમાન કૉલેજ એક બીજી મહાન્ હિંદી શિક્ષણ સંસ્થા છે કે જેમાં મુસલમાન બીરાદરોને, તેમના ધર્મનું જ્ઞાન મળવા સાથે નવયુગની કેળવણી પણ મળે છે. આ કૉલેજ હવે મુસ્લીમ યુનિવર્સિટીમાં પરિવર્તિત થઇ ગઇ છે. મુસલમાન ભાઇઓ બીજી પણ કેટલીક શાળાઓ દેશના જૂદા જૂદા ભાગમાં ધરાવે છે.

મદ્રાસ ઇલાકામાં અંગ્રેજી કેળવણી માટે પ્રથમ ચળવળ કરનાર ઇસ્ટઇંડિયા કંપનીના એક નોકર પચાપા મુડલીઅર હતા. ૧૭૫૪ થી ૧૭૯૪ ના અંગ્રેજ ફ્રેંચ મારામારીના તોફાની યુગમાં આ પુરુષે

હિંદમાં અંગ્રેજી શિક્ષણનો પ્રારંભ કર્યો—પોતાની દોલતનો અમુક ભાગ શિક્ષણ માટે વાપર્યો અને એ દિશામાં પોતાનું નામ ઉજ્વલ કર્યું. તેમના દ્રવ્યમાંથી મદ્રાસમાં હિંદુ કૉલેજ તથા તેમનાં નામ ધરાવતી શાળા સ્થપાઇ. કાંજીવરમ અને ચીંદાબરમમાં પણ બીજી શાળાઓ સ્થપાઇ. તે સઘળી "પચાપા ચેરીટી" ફંડના ટ્રસ્ટીઓ ચલાવે છે.

આપણા દેશમાં બીજી પણ કેટલીક રાષ્ટ્રીય શિક્ષણ પ્રચાર સંસ્થાઓ જુદે જુદે સ્થળે ચાલે છે. બંગાલમાં રાષ્ટ્રીય શિક્ષણ માટે નેશનલ કૌંસિલે ઘણું ઉમદા કામ કર્યું હતું પણ ચાલુ સરકારી વિરોધને લીધે તેનું કામ ઘણું કઠીન બન્યું. સરકારી અમલદારોની સતાવણી અને દબાણથી ઘણા સહાયકો કૌંસિલનો ત્યાગ કરી ગયા અને કાઉન્સીલ અંતે મૃત દશામાં આવી પડી.

પુનાની ફરગ્યુસન કોલેજ હિંદી દેશભકતોના આત્મભોગ અને દેશભક્તિના અમર સ્મારકરૂપ છે. આવી સ્વતંત્ર શિક્ષણ સંસ્થાઓપર આપણી ભાવી આશાઓનું અવલંબન છે.

શું અંગ્રેજી શિક્ષણને લીધે હિન્દુસ્થાનની રાજનિષ્ઠા ઘટી ગઇ છે ? સર વેલનટાઇન શીરોલને તે વિષે કશો શક નથી. "ટાઇમ્સ" પણ તેના ગાડામાંજ છે. લોર્ડ કર્ઝન પણ એજ સંઘના જણાય છે. ૧૯૦૪ માં યુનિવર્સિટી બીલ રજુ કરતી વખતે એ. મી. રાલેએ કહ્યું હતું કે અંગ્રેજી શિક્ષણ આશિષ તેમજ શાપરૂપ થઇ પડયું છે; કારણ કે તેને પ્રભાવેજ "અસંતુષ્ટ બી. એ." ઉત્પન્ન થયા છે અને નિષ્ફળ થયલા ઉમેદવારો તાબેદારીભરી નોકરી માટે વલખાં મારી રહ્યા છે. શ્રીયુત ગોખલેએ જવાબમાં જણાવ્યું હતું કે ઓક્ષફર્ડ અને કેમ્બ્રીજમાં શિક્ષણ લઇ આવતા હિંદીઓ વધારે અસંતોષી હોય છે. તેમણે વિશેષમાં કહ્યું હતું:—

"પણ સત્ય એ છે કે એ કહેવાતો અસંતોષ કાંઇજ નહી પણ હાલની અસંતોષજનક પરિસ્થિતિમાંથી ઉત્પન્ન થયલી સ્વાભાવિક લાગણી છે. એક બાજુ આ દેશનાજ બાળકોનો એક મોટો વર્ગ શિક્ષિત થઇ ધીમે ધીમે આગળ વધતો જાય છે અને બીજી બાજુએ સત્તાધીશ અમલદારો તેમની ઇર્ષ્યા કરી, પોતાની એક હથ્થુ રાજસત્તાને જાળવી રાખવાને વલખાં મારે છે. આ પદ્ધતિ મહાન્ હિંદી વાઇસરોય લોર્ડ રીપને જોઇ હતી અને તેનો સરળ હૃદયે સ્વીકાર પણ કર્યો હતો. ૧૮૯૯ માં મુંબઇ યુનિવર્સિટીમાં ભાષણ કરતાં તેમણે કહ્યું હતું:

'મારી ખાત્રી થઇ ગઇ છે કે આ અને બીજી યુનિવર્સિટીઓ પાશ્ચાત્ય સંસ્કૃતિનું જે શિક્ષણ આ દેશમાં ફેલાવે છે તેથી આ દેશની સરકાર માટે નવી મુસ્કેલીઓ ઉભી થાય છે. મારે કબુલ કરવું જોઇએ કે પાશ્ચાત્ય શિક્ષણના દરવાજા તદ્દન ખુલ્લા મૂકી દઇ આ દેશના વતનીઓમાં યૂરોપીઅન આદર્શો પ્રકટાવવા, તેમને યૂરોપી વિચારસૃષ્ટિના વિહારી બનાવવા અને ત્યાર પછી તેમનામાં ઉત્પન્ન થયલી અભિલાષાઓ તરફ બીલકુલ ધ્યાન ન આપવું તે મને તો લાગે છે કે એક જાતની મૂર્ખતા છે. મારા મત પ્રમાણે આ દેશનો સૌથી અગત્યનો અને સૌથી મુસ્કેલ સવાલ એજ છે કે આ નવીન અભિલાષાઓને કેવી રીતે પોષવી અને એવી આશાવાળા માણસોને સંતોષી અને સરકારના એકનિષ્ઠ સહાયક કેવી રીતે બનાવી લેવા ?'

"મારા લોર્ડ ! હું ધારૂં છું કે આ અસંતોષી બી. એ. ઓને આ દેશના રાજ્યકારભારમાં વધુ અને વધુ ભાગીદાર બનાવીને સરકારના ટીકાકાર મટાડી ગાઢ મિત્ર બનાવવાનું સરકારનાજ હાથમાં છે. સરકારે હવે પોતાનો સત્તાધીશ અવાજ મિત્રભાવ

અર્પો બનાવી વિશેષ ઉદારતા ધારણ કરવી જોઇએ. જે ખરાબી અથવા અસંતોષની ફરિયાદ કરવામાં આવે છે તેનો આ એક માત્ર ઉપાય છે. મારી ખાત્રી છે કે તેનો બીજો કોઇ ઉપાય નથી."

સરકારે હવે શિક્ષણનો પ્રશ્ન સંતોષજનક રીતે ઉકેલવોજ પડશે. હિંદમાં દોઢસો વર્ષના બ્રિટિશ અમલ પછી શિક્ષણનું પ્રમાણ સેંકડે ૧૦–૧૨ ટકા હોય તો તે સ્વાતંત્ર્યપ્રિય બ્રિટનને કલંકરૂપ છે. લોર્ડ કર્ઝનની શિક્ષણમાં "મનમાનતો ઘટાડો" કરવાની પદ્ધતિએ અસંતોષની આગ વધુ પ્રજ્વલિત કરી છે. આ સવાલનો એજ રીતે ફડચો થઇ શકશે. શિક્ષણનો સમૂળો નાશ કરી બળવો વહોરી લો અથવા શિક્ષણનો પ્રચાર કરી હિંદમાં સ્વરાજ્યની સ્થાપના કરો!

આ સવાલ નવો નથી. મેકોલેની દીર્ઘ દૃષ્ટિ એ જોઇ શકી હતી અને તેણે બળવા કરતાં બીજો રસ્તો વધુ પસંદ કર્યો હતો. ૧૮૩૩ માં આમની સભામાં આપણા દેશમાં આપણને ઉચ્ચ પદવીઓ આપવા તથા જાતીય ભેદ નષ્ટ કરવા વિષે બોલતાં મી. મેકોલેએ કહયું હતું:

"હિન્દી પ્રજાને તાબેદાર રાખવા માટે આપણે તેમને અજ્ઞાન રાખવા અથવા જો અજ્ઞાન ન રાખવા હોય તો તેમનામાં જાગ્રતિ લાવ્યા વિના–તેમનામાં નવીન અભિલાષા જન્માવ્યા વિના શું આપણે તેમને શિક્ષણ આપી શકીએ? અથવા એવી અભિલાષા જાગ્રત કર્યા પછી તેની તૃપ્તિ કર્યા વિના આપણને ચાલશે ખરૂં? કોણ આ સવાલોનો હકારમાં જવાબ આપી શકશે? અને જેઓ દેશીઓને ઉચ્ચ પદવીથી હમ્મેશાં દૂર કરવા માગે છે તેઓએ એ ત્રણ સવાલોમાંથી એકનો જવાબ હકારમાં આપવોજ પડશે. મારા મનમાં બીલકુલ ભય નથી. આપણો કર્ત્તવ્ય માર્ગ ખુલ્લો છે અને એજ રસ્તો ડહાપણભર્યો, રાષ્ટ્રની આબાદીનો તથા માનદાનો વાજો છે.

"આપણા હિન્દી સામ્રાજ્યનું ભાવી ગાઢ અંધકારમાં વીંટળાયલું છે. જે સંસ્થાન ઇતિહાસમાં બીજા કોઇ સાથે સમાનતા ધરાવતું નથી અને જે રાજકીય પધ્ધતિમાં એક જુદા વર્ગ તરિકે તરી આવે છે તેના ભાવીની કલ્પના કરવાનું કામ વિકટ છે. જે કાયદાઓ તેના વિકાસ અથવા હ્રાસમાં ઉપયોગી થઇ પડે એવા હોય તેનાથી આપણે હજુ અજાણ છીએ. આપણી પધ્ધતિ પ્રમાણે હિંદી પ્રજાનાં મન વધુ વિકસિત થાય તે સંભવિત છે. આપણે ભલી સરકાર દ્વારા પ્રજાને કેળવી વિશેષ સારી સરકારને લાયક બનાવીએ; યૂરોપીય જ્ઞાન મેળવ્યા પછી ભવિષ્યમાં તેઓ યુરોપીય રાજ્યપદ્ધતિ માગશે અને તેમ થાય તેમાં કાંઇ નવાઇ નથી. એવો દહાડો કોઇવાર આવશે કે નહિ તે હું જાણતો નથી પણ હું એવા દહાડાના આગમનમાં કોઇપણ જાતની અડચણ કે વિઘ્ન કદિ પણ નાખીશ નહિ. જ્યારે એવો દિવસ આવશે ત્યારે તે બ્રિટિશ ઇતિહાસમાં ગૌરવશીલ દિન ગણાશે. ગુલામગીરી અને વહેમોની ખાઇમાં સબડતા દેશને નાગરિક તરિકેના સર્વ હકકોને લાયક બનાવવાનું કામ આપણે માટે અત્યંત માનભર્યું જ લેખાશે. અણધાર્યા અકસ્માતો આપણી યોજનામાં કદાચ બાધા રૂપ થશે, આપણાં શસ્ત્રો કદાચ નિરંતર વિજયી ન પણ થાય. છતાં કેટલાંક કામો એવાં છે કે જેમાં હમ્મેશાં વિજયજ મળે છે. એક એવું સામ્રાજ્ય હસ્તીમાં છે કે જેનાપર કુદરતી હ્રાસનાં કારણોની અસરજ થતી નથી અને તે જંગલીપણા પર બુદ્ધિવાદનું સામ્રાજ્ય છે. આપણી કલાઓ, નૈતિક સિદ્ધાંતો, સાહિત્ય અને આપણા કાયદાઓનું સામ્રાજ્ય અનંત અને અવિનાશી છે."

જે દિવસને મેકોલે બ્રિટિશ ઇતિહાસનો ગૌરવશીલ દિવસ માની ગયા છે તે દિવસ કયારનો આવી પહોંચ્યો છે; પણ મેકોલે કયાં છે ?

સ્વર્ગસ્થ દાદાભાઇ નવરોજજી લખી ગયા છેઃ—

"અંગ્રેજી શિક્ષણના પ્રચારથી,તેના સમૃદ્ધ, ઉમદા, જ્યોતિર્મય સાહિત્ય અને વિકસિત વિજ્ઞાન શાસ્ત્રથી અંગ્રેજોએ હિંદપર ઉપકાર કર્યો છે. તેમનાં સારાં કામોમાં એ કામની ગણના થશે અને હિંદીઓની કૃતજ્ઞતાનો એ કામથી તેઓ દાવો કરી શકશે. એ શિક્ષણે બ્રિટિશ નાગરિક પદનો ઉચ્ચતમ આદર્શ આપણને શીખવ્યો છે અને શિક્ષિત હિન્દીઓમાં એ ઉચ્ચ શિખરપર પોતાના દેશબંધુઓને લઇ જવાની આશા જન્માવી છે. દોઢ સદીમાં સહન કરવી પડેલી અનેક નિરાશાઓ, આપખુદ રાજ્યસત્તા તથા જૂલમો છતાં હિંદીઓના હૃદયોમાં જે સાચી વફાદારી રહેલી છે તેનું મૂળ એ આશા અને અભિલાષામાં છે."

૧૮૮૦ માં તેમણે ઇંડિયા ઓફિસને લખ્યું હતુંઃ

"જે હજારો યુવાનો યુનિવર્સિટીમાંથી પ્રતિવર્ષે બહાર પડે છે તેમની સ્થિતિ કરૂણ થઇ પડે છે. તેમને માટે તેમની માતૃ-ભૂમિમાં સ્થાન નથી......તેઓ કાંતો મરી જાય અથવા ફાવે તેમ કરે પણ આ દેશમાંથી (ઇંગ્લંડમાંથી) મુઠ્ઠીભર અંગ્રેજો જે તેમના બાપનું છે તે લેવા માટે ત્યાં જવાજ જોઇએ......તેઓજ હિંદીઓના ભલા માટે હિંદપર રાજ કરવાને લાયક ગણાય છે...શિક્ષિત હિન્દીઓ પદવીઓ મેળવવા છતાં શોભાનાં પૂતળાં જેવા રહે છે—તેમની આશા અને મનોરથો ચીમળાઇ જાય છે. આના અનિવાર્ય પરિણામનો વિચાર કોઇ દિવસ કર્યો છે ?..."

સર જોન માલ્કમ કહી ગયા છેઃ

"જો આપણે જે જ્ઞાન આપીએ છીએ તેનો ઉપયોગ નહિ કરીશું તો તેનો આપણી સામે ઉપયોગ થશે...આપણે જેમના અંતરોમાં જ્યોતિ રેડીએ છીએ તેમના તરફની આપણી ફરજો

જો આપણે નહિ બજાવીશું તો આપણે એવાં તત્વો પેદા કરીશું કે જે સત્વર આપણા સામ્રાજ્યનો નાશ કરશે. "

ડયુક ઓફ્ ડેવનશાયર સ્પષ્ટ લખી ગયા છેઃ

" હિંદીઓને કેળવવા, તેમને આપણી સંસ્કૃતિ શીખવવી, આપણા વિકાસ તથા આપણા સાહિત્યથી પરિચિત કરવા અને તેજ સમયે તેમને તેઓ તેમના યૂરોપીઅન રાજકર્ત્તાઓને પહેલી તકે દૂર ન કરે ત્યાંસૂધી તેમને તેમના રાજ્યકારભારમાં કદિપણ ભાગ લેવા દેવામાં આવશે નહિ એમ કહેવું એ શાણા મુત્સદ્દીનું કામ નથી. "

સામ્રાજ્યની આફતના વખતમાં હિંદુસ્થાનની રાજનિષ્ઠા અકલંકિત રહી હતી એ બીના તો હવે સર્વ સ્વીકારે છે. જો કેળવણી લીધા પછી શિક્ષિત વર્ગ સરકાર સામે ગુસ્સે થઇ રહ્યો છે તે શી રીતે રાજનિષ્ઠ રહે છે ? આનો જવાબ સ્પષ્ટ છે. અંગ્રેજી શિક્ષણે આપણને અંગ્રેજી સ્વતંત્રતાનો ઝળહળાટ બતાવ્યો છે, અને આપણે તેનો ઉપભોગ કરવાને આતુર બન્યા છીએ. અંગ્રેજી કેળવણી લઇને આપણે સમજી શકયા છીએ કે આપણે બુદ્ધિમાં પણ અંગ્રેજોના જેવાજ છીએ, તેમનાથી કોઇ રીતે ઉતરતા નથી અને તેમ ન હોય તો પણ જેમ અંગ્રેજોને તેમના દેશપર રાજ્ય કરવાનો હકક છે તેવોજ હકક આપણને પણ છે અને એ સિદ્ધાંત આપણને અંગ્રેજોએ શીખવ્યો છે. આ કારણને લીધે હિંદી વજીર, વાઇસરોય તથા નોકરશાહીની આપખુદ અને જૂલમી રાજ્યપધ્ધતિથી આપણે કંટાળી ગયા છીએ અને આપણા પ્રતિનિધિઓ દ્વારા સામ્રાજ્યમાં સમાન ભાગીદારી સહિત સ્વરાજ્ય ભોગવવા માગીએ છીએ.

મેકોલેએ સરળ હૃદયે અનેક વર્ષો પૂર્વે કહ્યું હતું કે " આપણે હિન્દુસ્થાનમાં એક નવી બ્રાહ્મણ જાતિ તરિકે જઇ,

આખી પ્રજાને અંત્યજ જેવી ગણીને તેમની સાથે વર્તીએ એવો શાપિત સમય ન આવે એવી મારી પ્રભુને પ્રાર્થના છે." કમનસિબે થોડે ઘણે અંશે અંગ્રેજો આ દેશમાં શાપરૂપજ થઇ પડયા છે અને મેકોલેની પ્રાર્થના જોઇએ તેવી ફળી નથી.

અંગ્રેજી કેળવણીથી સ્વરાજ્ય અથવા જોખમદાર સરકારની માગણી કરવાનું આપણને ભાન થયું એ વિષે તો કાંઇ શંકા નથી. આજે આખી પ્રજા આખા ભારત-વર્ષ માટે સ્વરાજ્ય માગે છે. શું આવી વ્યાપક ભાવના શિવાજી, હૈદર, ઔરંગઝેબ અથવા રણજીત સિંગની રાજ્યપધ્ધતિના સિધ્ધાંતોથી આપણામાં જન્મી શકત? સામ્રાજ્યમાં અંગ્રેજો ભોગવે છે તેવી સ્વાધીનતા સમાન ભાગીદાર તરિકે ભોગવવાની આશાના ફલિતાર્થ માટે આપણે લડી રહ્યા છીએ; અને એ દિવસ હવે બહુ દૂર નથી કે જ્યારે તાત્વિક હિંન્દુસ્થાન શાંતિપૂર્વક સામ્રાજ્યમાં સ્વરાજ્ય મેળવી. પોતાની મહત્તા વધારી, પૂર્વનો ભવ્ય સંદેશ જડવાદી પશ્ચિમને સંભળાવશે.

નવા સુધારા (ઈંડિયા એકટ) પ્રમાણે દરેક પ્રાંતનું શિક્ષણ ખાતું હિન્દી મંત્રીના હાથમાં મુકવામાં આવ્યું છે અને તે મંત્રી ધારાસભાના પ્રજાનિયુક્ત સભાસદોને જવાબદાર હોવાથી હવે શિક્ષણને રાષ્ટ્રીય બનાવવામાં આપણને કોઇપણ જાતનો અંતરાય રહયો નથી. રાષ્ટ્રીય શિક્ષણની આવશ્યકતા મહાસભાએ અને દેશના સર્વ નેતાઓએ સ્વીકારી છે અને હવે એ દિશામાં આપણા વિજયનો સદુપયોગ કરવામાંજ આપણી શોભા અને મહત્તા છે. પ્રજાના ખાનગી પ્રયત્નથી આખા રાષ્ટ્રને શિક્ષણ આપવું અશક્ય છે તેથીજ પ્રજાના શિક્ષણનો ભાર સઘળી સંસ્કૃત સરકારોએ પોતાને માથે ઉપાડી લીધેલો છે. ખાનગી પ્રયત્નો પ્રશંસાપાત્ર અને ઇચ્છનીય છે પરંતુ તે શિક્ષણમાં વૃધ્ધિ કરવાના ઉદ્દેશથી થવા જોઇએ.

બ્રિટિશ અમલ શરૂ થવા પહેલાં અહિં મુગલ અને મુસલમાની રાજ્યકાલમાં શિક્ષણની બીલકુલ વ્યવસ્થા ન્હોતી એમ કહેવું એ ભૂલ છે. પૂર્વે અહિં પાઠશાળા, મક્તબ, મદ્રેસા વગેરે સંસ્થાઓ હતી અને તેમાં વિદ્યાર્થીઓને જરૂર જોગું શિક્ષણ મળતું તથા તેમને થોડો ઘણો રાજ્યાશ્રય પણ હતો; પરંતુ બીજા દેશોમાંના રાજ્યકર્ત્તાઓ પેઠે મુગલ રાજ્યકર્ત્તાઓની, રાષ્ટ્રનાં સર્વ મનુષ્યોને શિક્ષણ આપવું એ પોતાનું કર્ત્તવ્ય છે, એવી માન્યતા ન્હોતી. એ કલ્પના અઢારમી સદીના ઉત્તરાર્ધમાં ઉદ્દભવી અને ક્રમશઃ જગત્ સમસ્તમાં પ્રસરી ગઇ એટલે તેની અસર બ્રિટિશ રાજમંડલપર પણ થવા વિના રહી નહિ. રાજકીય બાબતોમાં ૧૮૫૮ નાં જાહેરનામાંથી આપણને જેમ કેટલાક વિશિષ્ટ રાજકીય હકકો મળ્યા તેમ ૧૮૫૪ ના સર ચાર્લ્સ વુડના ખલિતા દ્વારા શિક્ષણ ખાતામાં પણ આપણને અનેક લાભો કેળવણીની દૃષ્ટિએ થયા છે અને તે માટે સર ચાર્લ્સ વુડના ખલિતાને શિક્ષણની દૃષ્ટિએ આપણે આપણી કેળવણીની સનદ કહીશું તો તેમાં અતિશયોક્તિ થયેલી ગણાશે નહિ.

સર વુડના ખલિતામાં સાત મહત્વનાં તત્વોનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. તે નીચે પ્રમાણેઃ—

૧. સ્વતંત્ર શિક્ષણ ખાતાં રાખવાં.

૨. શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ સ્થાપવી.

૩. ઇલાકાના મુખ્ય શહેરમાં યુનિવર્સિટી સ્થાપવી.

૪. સરકારી શાળા, હાઇસ્કૂલો અને કોલેજોની સંખ્યા વધારવી.

૫. મીડલ સ્કૂલે. સ્થાપન કરવી.

૬. પ્રાથમિક કેળવણી પર વિશેષ ધ્યાન આપવું.

૭. કેળવણી ખાતાની સંસ્થાઓને દ્રવ્યની મદદ કરવી.

સને ૧૮૮૨ ના "એજ્યુકેશનલ કમીશને" પોતાના રિપોર્ટમાં આ સાત આવશ્યક તત્વોનો સ્વીકાર કર્યો હતો.

ઉપલી સાત કલમોને અનુસરી અહિં શિક્ષણ ખાતાંઓ શરૂ થયાં અને કોલેજો તથા યુનીવર્સિટીઓ અસ્તિત્વમાં આવી. ૧૮૫૫–૫૬ માં અત્રે ૫૦૯૯૮ કેળવણીની સંસ્થાઓ હતી તથા તેમાં ૯૨૩૭૮૦ વિદ્યાર્થીઓ હતા. ૧૮૮૧–૮૨ માં શાળાઓની સંખ્યા ૧૧૪૧૦૯ થઇ અને તેમાં ૨૬૪૩૯૭૮ વિદ્યાર્થીઓ હતા. ૧૮૫૪ થી ૧૯૧૪ ના ૬૦ વર્ષના અવધિમાં કેળવણીનો જેટલો પ્રચાર થવો જોઇએ તેટલો થયો નથી. એટલાજ કાળમાં જાપાન સર્વ બાબતોમાં અપૂર્વ પ્રગતિ કરી એક પ્રબલ રાષ્ટ્ર બની ગયું છે. જાપાન જેવા ન્હાના ટાપુની પીળી પ્રજા, જેને ૫૦ વર્ષ પૂર્વે જગત્ તો શું પણ એશિયાખંડ પણ પુર્ણપણે ઓળખતો ન્હોતો ,તે પચાસ વર્ષમાં જગતનું શકિતવંત રાષ્ટ્ર બની શકે તો હિન્દમાં શું એવા આનુવંશિક દુર્ગુણો કે કુસંસ્કાર છે કે તે પ્રગતિની સરતમાં બીજા દેશો સાથે દોડી શકતું નથી? વિશ વર્ષમાં ફીલીપાઇન ટાપુને અમેરિકાએ યોગ્ય શિક્ષણ આપી દીધું પણ દિલગીરીની બીના છે કે સાઠ વર્ષમાં હજુ હિન્દ કેળવણીના ક્ષેત્રમાં બહુ જ મંદ પ્રયાણ કરી શકયું છે.

સને ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૩૧ કરોડ હિન્દીઓમાં અભણ, ભણેલા તથા અંગ્રેજી જાણનારાં કેટલાં મનુષ્યો હતાં તે નીચેના કોઠા પરથી વાંચનારના લક્ષમાં આવી શકશે:—

| | પુરૂષો. | | | અંગ્રેજી. |
|---|---|---|---|---|
| જાતિ. | કુલ્લે. | અભણ. | શિક્ષિત. | ભણેલા. |
| હિંદુ | ૧૧૦૮૬૫૭૩૧ | ૯૯૬૪૨૫૯૭ | ૧૧૨૨૩૧૩૪ | ૧૦૧૩૫૯૬ |
| શીખ | ૧૭૩૪૭૭૩ | ૧૫૫૦૬૧૦ | ૧૮૪૧૬૩ | ૧૧૪૯૦ |
| જૈન | ૬૪૩૫૫૩ | ૪૨૪૯૬૮ | ૩૧૮૫૮૫ | ૧૩૦૩૦ |
| બૌદ્ધ | ૫૨૮૬૧૪૨ | ૩૧૫૧૭૬૬ | ૨૧૩૪૩૮૧ | ૨૧૭૬૭ |
| પારસી | ૫૧૧૨૩ | ૧૧૧૨૮ | ૩૯૯૯૫ | ૨૫૩૩૪ |

| | | | | |
|---|---|---|---|---|
| મુસલમાન | ૩૪૭૦૫૩૬૫ | ૩૨૩૧૯૫૯૯ | ૨૩૮૯૭૬૬ | ૧૭૬૦૫૧ |
| ક્રિશ્ચીયન | ૨૦૧૦૭૨૪ | ૧૪૨૨૧૫૪ | ૫૮૮૫૭૦ | ૨૫૨૫૯૧ |
| મૂળ રહેવાશીઓ | ૫૦૮૮૨૪૧ | ૫૦૩૪૪૦૮ | ૫૩૮૩૩ | ૧૫૨૧ |
| બીજા | ૨૮૮૧૮ | ૨૨૪૩૦ | ૬૩૮૮ | ૨૯૮૧ |
| કુલ્લે | ૧૬૦૪૧૮૪૭૦ | ૧૪૩૪૭૯૬૫૫ | ૧૬૯૩૮૮૧૫ | ૧૫૧૮૩૬૧ |

| | | સ્ત્રીઓ. | | અંગ્રેજી |
|---|---|---|---|---|
| જાતિ. | કુલ્લે. | અભણ. | શિક્ષિતા. | ભણેલી. |
| હિન્દુ | ૧૦૬૭૨૦૭૧૪ | ૧૦૫૯૦૫૯૦૪ | ૮૧૪૮૧૦ | ૨૩૬૫૯ |
| શીખ | ૧૨૭૯૬૬૭ | ૧૨૬૨૩૮૭ | ૧૭૨૮૦ | ૨૩૮ |
| જૈન | ૬૦૪૬૨૯ | ૫૮૦૫૦૯ | ૨૪૧૨૦ | ૨૦૯ |
| બૌદ્ધ | ૫૪૩૫૦૮૬ | ૫૧૧૭૭૪૮ | ૩૧૭૩૩૮ | ૧૩૮૩ |
| પારસી | ૪૮૯૭૩ | ૧૭૭૫૫ | ૩૧૨૧૮ | ૮૩૪૭ |
| મુસલમાન | ૩૧૮૮૩૮૧૨ | ૩૧૭૪૬૦૦૫ | ૧૩૭૮૦૭ | ૩૯૪૦ |
| ક્રિશ્ચીયન | ૧૮૬૫૪૭૨ | ૧૬૧૩૧૭૭ | ૨૫૨૨૯૫ | ૧૧૨૬૪૩ |
| મૂળ રહેવાસી | ૫૧૨૯૩૦૩ | ૫૧૨૬૩૧૬ | ૨૯૮૭ | ૭૪ |
| બીજી | ૨૯૨૬૩ | ૨૬૩૫૫ | ૨૯૦૮ | ૧૫૩૩ |
| કુલ્લે. | ૧૫૨૯૯૬૯૧૯ | ૧૫૧૩૯૬૧૫૬ | ૧૬૦૦૭૬૩ | ૧૫૨૦૨૧ |
| સ્ત્રી તથા પુરૂષો મળી. | ૩૧૩૪૧૫૩૮૯ | ૨૯૪૮૭૫૮૧૧ | ૧૮૫૩૯૫૭૮ | ૧૬૭૦૩૮૬ |

ઉપલા કોષ્ટક પરથી આપણા દેશમાં કેળવણીનું પ્રમાણ સેંકડે દશ ટકા પણ આવતું નથી. જ્યાં શિક્ષણની બાબતમાં આટલી બધી હીનતા હોય ત્યાં અનેક જાતની પ્રબલ સત્તાઓ ગમે તેવા જૂલમ ચલાવે અને પ્રજા દિનપ્રતિદીન નિઃસત્વ થતી જાય એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ પણ નથી. શોકની બીના તો એ છે કે

આવી હીન દશામાંથી મુક્ત થવા માટે આપણે પોતે કંઇ પણ પ્રચંડ સાહસો ઉઠાવતા નથી અને મતિહીન મનુષ્યની પેઠે કાળના વક્ર વહનમાં ગમે તેમ ધસડાયા કરીએ છીએ.

આપણા કેળવણી ખાતાના બે વિભાગ છે. એક ( Public Educational institutions ) શિક્ષણખાતાએ ઠરાવેલો અભ્યાસક્રમ ચલાવનારી શાળા–પછી તે ખાનગી હો વા સરકારી–અને (Private Educational Institutions ) સરકારી અભ્યાસક્રમ ન શીખવનારી સંસ્થાઓ. સને ૧૯૧૩–૧૪ માં એવી શાળાઓ કેટલી હતી તથા તેમાં કેટલા વિદ્યાર્થીઓ હતા તે નીચલા કોષ્ટકપરથી જણાશે :—

| | શાળાઓ. | વિદ્યાર્થીઓ. |
|---|---|---|
| પ્રાથમિક શાળાઓ. | ૧૩૧૪૪૪ | ૫૫૨૨૦૪૩ |
| માધ્યમિક. | ૫૮૭૬ | ૧૦૭૫૭૨૪ |
| વિશિષ્ટ શિક્ષણ આપનારી (હાઇસ્કૂલો.) | ૭૨૦૮ | ૨૦૬૦૬૨ |
| કૉલેજો. | ૧૯૭ | ૪૭૩૩૭ |
| ખાનગી શાળાઓ. | ૩૯૮૫૯ | ૬૮૦૩૪૯ |
| કુલે. | ૧૮૫૫૮૪ | ૭૫૩૫૫૧૫ |

આ આંકડાઓ શિક્ષણની દૃષ્ટિએ અતિ ઉપયોગી છે. તે પરથી આપણો દેશ જેને લીધે જગતમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકે એમ છે તેજ દિશાએ કેટલો બધો પછાત છે તે આપણે સમજી શકીશું. જ્યાં સૂધી શિક્ષણનો જ પ્રજામાં અભાવ હોય ત્યાં સૂધી તેનામાં રાષ્ટ્રીય ચેતન જ આવતું નથી અને ચેતનહીન પ્રજા જગતની સપાટીપર આત્મપ્રતિષ્ઠા જાળવવા ઘણી વાર અશક્ત નીવડી છે તે ઇતિહાસ પરથી સિદ્ધ થઇ ચુકયું છે. આથી જો આપણે જગતમાં ઉંચું માથું રાખીને ફરવા માગતા હોઇએ, જો આપણે આપણા

પૂર્વજોની ઝળહળતી કીર્તિને કલંક લગાડવા ન ઇચ્છા હોઇએ અને ભવિષ્યના ઇતિહાસકાર માટે જગતમાં હિન્દુ નામે એક ચેતનહીન, હીચકારી, ક્ષુદ્ર પ્રજા ભારતવર્ષમાં હતી એવું લખાવા ન માગતા હોઇએ તો પ્રથમ આપણાં બાલકો, બહેનો, માતાઓ, પત્નીઓ આદિ સર્વને સુશિક્ષિત બનાવવાના આપણે સોગન લેવા જોઇએ. જ્યાં સૂધી ગરિબમાં ગરિબ ખેડૂત–ભિખારી કે કંગાળ હિન્દીનાં સંતાનો પણ નિશાળે જતાં ન થાય ત્યાંસૂધી તેમના હૃદયપર આપણે દેશાભિમાન કે રાષ્ટ્રીય નવચેતનનાં ઉજ્વલ ચિત્રો ન ચિતરી શકીએ.

અન્ય સભ્ય દેશોના પ્રાથમિક શિક્ષણના પ્રમાણમાં ભારતમાં ૬ કરોડ વિદ્યાર્થીઓ પ્રાથમિક શાળાઓમાં હોવા જોઇએ; પણ અહિં ફક્ત ૪૫,૩૦,૦૦૦ બાળકો શાળામાં જાય છે. એટલે બાકીના સાડાપાંચ કરોડ નિર્દોષ બાળકોને પોતાની બુદ્ધિનો વિકાશ કરવાને માટે અહિં કંઇજ સાધન નથી.

સ્વર્ગસ્થ દેશભક્ત શ્રીયુત્ ગોપાલકૃષ્ણ ગોખલે પ્રાથમિક કેળવણી ફરજીઆત અને મુફ્ત કરવાના પોતાના બીલના વિવાદ સમયે બોલ્યા હતા: "હિન્દમાં ૫ થી ૧૦ વરસની અંદરનાં સવા કરોડ બાળકો છે જેમાંથી ફક્ત ૪૦ લાખ બાળકો શાળાઓમાં ભણવા જાય છે. બાકીના ૮૫ લાખ બાળકોને માટે નિશાળો નથી." દશ વર્ષની વય એ કંઈ બહુ મોટી વય નથી. ૧૦ થી ૧૪ વર્ષની વયનાં બાળકો પ્રાથમિક વિદ્યાર્થીઓ ગણાવાં જોઇએ અને તેમને ઉમેરતાં સંખ્યા કેટલી બધી વધી જાય છે તે ઉપર જણાવવામાં આવ્યું છે.

હિંદમાં સેંકડે ૨૮.૩૭ કુમારો અને ૪.૩૭ કુમારિકાઓ નિશાળે જાય છે.

હવે બીજા દેશોની પ્રાથમિક કેળવણી સાથે ભારતની હીન કેળવણીની સરખામણી કરી જોઇએ.

| | વિદ્યાર્થીઓ. | વસ્તી. |
|---|---|---|
| અમેરિકા | ૧,૬૮,૦૦,૦૦૦ | ૯,૨૦,૦૦,૦૦૦ |
| આસ્ટ્રેલીયા | ૩૮,૦૦,૦૦૦ | ૫૦,૦૦,૦૦૦ |
| સ્વીટ્ઝરલૅન્ડ | ૫,૦૨,૦૦૦ | ૩૫,૦૦,૦૦૦ |
| યુનાઇટેડ કીંગડમ (ઈંગ્લંડ, સ્કોટલંડ ને આયર્લેંડ) | ૭૫,૦૦,૦૦૦ | ૪,૪૨,૦૦,૦૦૦ |
| નાતાલ | ૨૬,૦૦૦ | ૫,૪૪,૦૦૦ |
| જર્મની | ૯૦,૦૦,૦૦૦ | ૬,૫૦,૦૦,૦૦૦ |
| હિન્દુસ્થાન | ૪૫,૩૦,૦૦૦ | ૩૧,૫૦,૦૦,૦૦૦ |

વર્તમાનપત્રો પણ કેળવણીનું એક અંગ ગણાય છે. સને ૧૯૧૦ માં ભારતવર્ષમાં દૈનિક, સાપ્તાહિક, અર્ધ સાપ્તાહિક અને માસિકોની સંખ્યા ૧૬૩૩ હતી. અમેરિકામાં દૈનિક પત્રો ૨૩૪૯ છે, તથા સાપ્તાહિક ૧૫૯૮૩, ૫૫૪ અર્ધ સાપ્તાહિક, અને ૨૨૭૩૦ માસિક પત્રો નીકળે છે. અમેરિકાની અને હિન્દની વસતી જોતાં અહિં એટલી વસ્તી માટે અમેરિકાને હિસાબે એક લાખ પત્રો હોવાં જોઇએ.

પ્રાશ્ચાત્ય દેશની જ્ઞાન પ્રાપ્ત કરવાની ભૂખ કેટલી મ્હોટી છે તે એટલાપરથી જણાશે કે લંડનના 'બ્રિટિશ મ્યુઝિયમ' માં ૪૦ લાખ પુસ્તકો છે અને તેમાં પ્રતિ વર્ષે ૫૦ હજારનો વધારો કરવામાં આવે છે. જો દરેક પુસ્તક હારબંધ ગોઠવવામાં આવે તો તેની હાર ૪૬ માઇલ લાંબી થઇ જાય અર્થાત્ દરેક પુસ્તક જોવા માટે જોનારને ૪૬ માઇલનો પ્રવાસ કરવો પડે.

ઉચ્ચ શિક્ષણની પદવી આપનારી યુનીવર્સીટીઓની સંખ્યા તો ભારતમાં ગણી ગાંઠીજ છે. ઈંગ્લંડમાં ૪૧૦ લાખ માણસો માટે ૧૮, અમેરિકામાં ૮૫૮ લાખ માટે ૧૩૪, ફ્રાંસમાં ૩૯૦

લાખ માટે ૧૫, જર્મનીમાં ૬૪૫ લાખ માટે ૨૨, ઇટાલીમાં ૩૨૦ લાખ માટે ૨૧, યુનીવર્સીટીઓ છે. એ સર્વ દેશોની કુલ વસ્તી ૨૬૬૩ લાખ થઇ. ભારતવાસીઓ માટે ફક્ત પાંચજ યુનિવર્સીટીઓ હસ્તીમાં છે. હાલમાં એ ત્રણનો વધારો થયો છે પણ આપણા દેશની વસ્તી ૩૦૦૦ લાખથી વધુ છે તે લક્ષમાં રાખવાનું છે.

આવી શોકજનક, હૃદય વિદારક દશાનાં કારણો જ્યાં સૂધી નષ્ટ કરવામાં નહિ આવે ત્યાં સૂધી આપણો ઉધ્ધાર શી રીતે થઇ શકે? કર્ત્તવ્ય ક્ષેત વિશાલ છે. ઉઠો, કમર કસો અને કામ કરવા મંડી જાવ: જે કર્ત્તવ્યનું યથોચિત પાલન કરે છે તેને માટે અસમ્ભવિત કંઇ નથી. તેને માટે દૈવ પ્રતિકૂલ નથી પણ હમ્મેશાં સાનુકૂલજ હોય છે. મિસીસ એની એસન્ટ પોતાના Wake up India નામના ગ્રન્થમાં લખે છે કે, "કેળવણી વિના આપણે સ્વતંત્રતા માટે લાયક ગણાઇએ નહિ. કેળવણી વિના આપણામાં નાગરિક તરિકેનાં કર્ત્તવ્યો સ્હમજવાની શકિત આવી શકે નહિ અને શિક્ષણ વિના આપણી આર્થિક કે ઐાધિક ઉન્નતિ થઇ શકે નહિ તે માટે ભારતનાં એકેએક બાલક અને બાલકીને શિક્ષણ મળવું જોઇએ. કારણ શિક્ષણ એ તેમનો જન્મસિધ્ધ હક્ક છે."

એક વાર—બહુ થોડાં વરસો પહેલાં ઇંગ્લંડને માટે કહેવાતું હતું કે: * England must either educate or perish. આબાદ આજ સ્થિતિ હિન્દને માટે અત્યારે ઉભી થઇ છે. ઇંગ્લંડ શિક્ષિત થયું—જીવ્યું; હિન્દ મરશે કે જીવશે?

શિક્ષણક્ષેત્રમાં આપણી દશા કેવી છે તે આપણે સ્પષ્ટ રીતે જોઇ ગયા છીએ. હાલમાં ૧૯૧૯ ના નવા સુધારાથી દરેક

* કાંતો ઇંગ્લંડે શિક્ષિત થવું જોઈએ અથવા મરી જવું જોઈએ.

પ્રાંતનું શિક્ષણખાતું પ્રજાકીય દિવાનના હાથમાં મુકાયલું છે અને દિવાનો ધારાસભાને જવાબદાર હોવાથી જો આપણા પ્રજાકીય પ્રતિનિધિઓના દીલમાં દેશદાઝ હોય તો તેમણે પોતાને મળેલી સુંદર અને અમૂલ્ય તકનો સત્વર લાભ લઇ પોતપોતાના પ્રાંતને અજ્ઞાનના અંધકારમાંથી મુકત કરવોજ જોઇએ. આ દિશામાં તેઓ જે કામ કરશે તેનાપર તેમની ભાવી વરણીનો આધાર રહેશે.

૧૮૮૦ થી લાલા લજપતરાય આદિ નેતાઓ રાષ્ટ્રીય શિક્ષણની આવશ્યકતા માને છે. ડૉ. એની બેસન્ટ ૧૮૯૬ થી રાષ્ટ્રીય શિક્ષણ માટે મથી રહ્યાં છે. ડૉ. રવીન્દ્રનાથ ઠાકૂરનું શાંતિનિકેતન ( વિશ્વભારતી મહાવિદ્યાલય ), સ્વામી શ્રધ્ધાનંદનું હરદ્વાર ગુરૂકુલ, આર્યસમાજની દયાનંદ કૉલેજ, ડો. મિસીસ બેસન્ટ, મી. જ્યોર્જ આરંડેલ અને મી. કઝીન્સના નેતૃત્વ નીચે ચાલતી શિક્ષણસંસ્થાઓ, શ્રીયુત્ ગાંધીજીએ અસહકાર શરૂ થયા પછી સ્થલે સ્થલે સ્થપાયલી રાષ્ટ્રીય શાળાઓ, પંડિત મદનમોહન માલવિયાજીનું હિંદુ વિશ્વવિદ્યાલય, પુનાની ફરગ્યુસન કૉલેજ, મુસ્લીમ યુનિવર્સિટી, સર અસુતોષ મુકરજીનો " ખાસ મહાલ " —કલકતા યુનિવર્સિટી—બંગાલની નેશનલ કાઉન્સીલે ચલાવેલી સંસ્થાઓ— અમદાવાદની ગુજરાત વિદ્યાપીઠ, મદ્રાસની મી. આરંડેલના નેતૃત્વ નીચે ચાલતી નૅશનલ યુનિવર્સિટી—આદિ સંસ્થાઓ રાષ્ટ્રીય શિક્ષણ આપવાના હેતુથી સ્થપાયલી છે.

આપણું રાષ્ટ્રીય શિક્ષણ કેવું હોવું જોઇએ તે વિષે દેશભકત લાલા લજપતરાયે The problem of national education in India નામના પોતાના મનનીય પુસ્તકમાં અણમોલ વિચારો દર્શાવ્યા છે. જૂદી જૂદી દૃષ્ટિએ તેઓશ્રીએ એ ગૂઢ પ્રશ્નપર પ્રકાશ ફેંકયો છે. રાષ્ટ્રીય શિક્ષણમાં રસ લેતાં બંધુઓ તથા બહેનોએ એ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ એવી મારી નમ્ર વિનંતિ છે.

એ પુસ્તકમાં લાલાજીએ ડૉ. એની બેસન્ટની રાષ્ટ્રીય શિક્ષણની વ્યાખ્યાને શ્રેષ્ઠ માની છે તે નીચે પ્રમાણે છે:–

( ૧ ) રાષ્ટ્રીય શિક્ષણ ભારતીઓએજ ઘડવું જોઇએ, તેમણેજ તેનાપર અંકુશ રાખવો જોઇએ અને તેઓ દ્વારાજ શિક્ષણક્રમ અમલમાં મેલાવો જોઇએ. એ શિક્ષણમાં હિંદના ભકિત, નીતિ તથા જ્ઞાનના આદર્શોને અગ્ર સ્થાન મળવું જોઇએ અને તેમાં જાતીય કે એકપંથી ભાવને બદલે ભારતીય ધર્મની ભાવના ઓત પ્રોત રહેલી હોવી જોઇએ. એ ભાવના વિશાલ, સર્વવ્યાપક અને સહિષ્ણુતાપૂર્ણ છે. એ ભાવનાથી એવું ભાન થાય છે કે મનુષ્ય અનેક માર્ગે પ્રભુ પાસેજ જાય છે અને સર્વ પયગંબરો પ્રભુ પાસેથીજ આવ્યા છે.

(૨) રાષ્ટ્રીય શિક્ષણનું વાતાવરણ ગૌરવશીલ તથા પ્રતાપી દેશાભિમાનથી તરવરતું હોવું જોઇએ અને તે વાતાવરણને હિંદી સાહિત્ય, ઇતિહાસ, કલા, વિજ્ઞાન, યુધ્ધ, રાજનીતિ, વેપારઉદ્યોગ, વસાહતો આદિ આદિ દિશામાં હિંદે કરેલા વિજયોના અભ્યાસથી નિરંતર મધુર, તાજું અને વ્યાપક ભાવનાવાળું રાખવું જોઇએ. અર્થશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર ઉભય શીખવવાં જોઇએ. વિજ્ઞાન અને રાજ-નીતિની સાથે સાથેજ ધાર્મિક શિક્ષણ પણ અપાવું જોઇએ.

(૩) રાષ્ટ્રીય શિક્ષણ રાષ્ટ્રના ગૃહમંદિરોથી જૂદું ન હોવું જોઇએ. ગૃહનાં આદર્શો, સિધ્ધાંતો, ભાવનાઓ, ઇચ્છાઓ અને અભિલાષાઓ તેજ શાળાનાં પણ હોવાં જોઇએ; કારણ કે રાષ્ટ્ર કુટુંબોમાંથી ઘડાય છે અને તેથી હાલનો શાળા અને ગૃહમંદિરો વચ્ચેનો વિરોધ નાબુદ થવોજ જોઇએ. શાળા અને પાઠશાળાના શિક્ષકોએ ગૃહ-મંદિરના શિક્ષકો સાથે મીઠાશથી સહકાર કરીને કામ કરવું જોઇએ.

(૪) દરેક મુદ્દામાં રાષ્ટ્રીય શિક્ષણ રાષ્ટ્રીય લક્ષણને પોષક હોવું જોઇએ તથા તેથી રાષ્ટ્રીય ચારિત્ર્યનો વિકાસ થવો જોઇએ. હિંદુસ્થાન નાનું યા મોટું ઇંગ્લંડ થવાનું નથી પણ તે તો વધુ શક્તિશાલી હિન્દુસ્થાનજ બનવાનું છે. બ્રિટિશ આદર્શો બ્રિટન માટે સારા છે પણ હિંદ માટે તો આર્ય આદર્શોજ ઉત્તમ છે. આપણે એકને એક સૂરનો પ્રતિધ્વનિ ચાહતા નથી. આપણને તો સૃષ્ટિ અને સૃષ્ટાની વિધવિધ શક્તિઓનાં પ્રતિબિમ્બ ઝીલતી પ્રજાઓનું મધુર સંગીત સુણવાના અભિલાષો છે. જો સૃષ્ટિ એકરંગીજ હોય, પુષ્પો, વૃક્ષો, પર્વતો અને આકાશ પણ એકજ રંગનાં હોય તો તે દૃષ્ટિને પ્રિય થઇ પડે ખરાં? મધુર વિવિધતાજ પૂર્ણત્વની નિશાની છે."

# પ્રકરણ ૪ થું.



## આપણી આર્થિક સ્થિતિ.

આખા હિન્દુથાનની આર્થિક હાલતનો પુર્ણ ખ્યાલ મેળવવાની જે ભાઇ બહેનોને જીજ્ઞાસા હોય તેમણે સ્વ. દાદાભાઇ નવરોજજી કૃત Poverty and Un.-British Rule in India તથા મેસર્સ રમેશ દત્ત, હીંદમન, ડીગબી, જે. એસ. સરકાર, એસ. કે. શરમા, પી. બેનરજી અને મોં. દે. પી. વેબનાં સત્તા સમાન ગણાતાં પુસ્તકો વાંચી લેવાની કૃપા કરવી. સરકાર તરફથી બહાર પડતી Indian year Books જો કે સરકારી દૃષ્ટિબિંદુથી લખાયલી હોય છે તો પણ તેમાંના આંકડાઓ ઘણા ઉપયોગી હોય છે. દેશની આર્થિક હાલત જાણવા માટે સરકારી "ઇયર બુકસ" અને વસ્તીપત્રકના રિપોર્ટ જોવાની પણ જરૂર છે.

આ લેખમાં ટૂંકમાં આપણે આપણી આર્થિક હાલત વિષે વિચાર કરીશું અને વાંચનારનો સમય વ્યર્થ ગયો નથી એમ તેને લાગે તો તેમાંજ મારી મહેનતની સફળતા છે.

આપણી આર્થિક હાલત ખરાબ થવાનાં મુખ્ય કારણોને પાંચ ભાગમાં આપણે વહેંચી નાખીશું.

૧. પ્રજા પાસેથી મહેસુલ તરિકે ઉઘરાવી સરકારી ખાતાંના ગંજાવર ખર્ચ, અંગ્રેજ અમલદારોનાં પેનશન અને રેલ્વે કંપનીઓમાં રોકાયલી અંગ્રેજોની મૂડીનું વ્યાજ આપવા માટે દર વર્ષે આપણા દેશમાંથી કરવામાં આવતી સુધરેલી-કાયદાસરની લૂંટ. રેલ્વે કંપનીઓ તથા બીજી કેટલીક કંપનીઓ કે જે હિંદમાં નફો કરે છે અને જેના ભાગીદારો

ઈંગ્લંડમાં બેઠા બેઠા એ નફો તથા વ્યાજ ખાઇ જાય છે તેથી દેશ ગરિબ બને છે અને એ કંપનીઓ પર કુલ સત્તા તો અંગ્રેજોનીજ હોય છે. પ્રતિ વર્ષે પરદેશ જતી હિંદી મહેસુલને લીધે દેશ દિનપર દિન ગરિબ બનતો જાય છે. દુકાળો વારંવાર પડે છે. ખેડૂતો દેવામાં ડૂબતા જાય છે. મી. ડી. ઇ. વાચ્છાની ગણત્રી પ્રમાણે હિંદી ખેડૂતોનું દેવું ૫૦૦ ક્રોડ (5000 Millions) રૂપિયા થવા જાય છે. આમાં વારંવાર પડતા દુકાળોને લીધે ઉઘાડવામાં આવતા "ફેમીન રીલીફ" ખાતાનો તથા સામ્રાજ્યવાદીઓની મહત્વાકાંક્ષાને લીધે સળગતી વિદેશી લડાઇઓનો ખર્ચ પણ ઉમેરાય છે.

૨. આ દેશના આધારસ્તંભ ખેડુત વર્ગ પર નાખવામાં આવતો કરોનો કચડી નાખનારો બોજો કે જે વારંવાર પડતા દુકાળો તથા ખેડૂતોની કરજદાર સ્થિતિ માટે કારણભૂત છે.

૩. બ્રિટિશ સરકારના મોટા અમલદારો, યુરોપીઅન એક્સ્પર્ટો અને નવાંનવાં ઉઘાડવામાં આવતાં ખરચાળ સરકારી ખાતાંઓનો ભયંકર ખર્ચ તથા અત્રે વેપાર કરતા અંગ્રેજ વેપારીઓની અદૃસ્ય આવક કે જે દર વર્ષે ગ્રેટ બ્રિટન મોકલી આપવામાં આવે છે તેથી દેશના પૈસા પરદેશમાંજ જાય છે. દેશી વેપારી કરતાં વિદેશીના લાભ સરકાર વધુ સાચવે છે, સરકારી નોકરીઓમાં મોટા પગાર પણ અંગ્રેજોનેજ મળે છે અને હિંદીઓ તો "સંતોષી"–તેમની જરૂરિયાતો ઓછી એટલે તેમને નાના પગારો આપી આ દેશના બાળકોને ભોગે પરદેશી

સરકાર પોતાના જાતભાઇઓને માલેતુઝાર બનાવે છે. આથી સરકાર દેશની આર્થિક હાલત દિન પર દિન કંગાળ બનાવે છે.

૪. આ દેશના વેપાર ઉદ્યોગના વિકાસમાં સરકાર તરફથી ઘણી બાધા નાખવામાં આવે છે. ઇંગ્લંડથી આવતા કાપડ પરની કસ્ટમ ડ્યુટીને પહોંચી વળવા માટે હિંદી મીલોમાં બનેલા કાપડપર કર નખાયો છે. હિંદી મીઠાપર એકસાઇઝ ડ્યુટી નાખી પરદેશથી આવતા મીઠાના વેપારીઓને સરળતા કરી આપવામાં આવે છે. પશ્ચિમના આર્થિક સિધ્ધાંતો આ દેશને પ્રતિકૂળ હોવા છતાં અત્રે લાગુ કરીને સરકાર આપણા મુખ્ય ઉદ્યોગો કે જે આપણી ભૂતકાલિન આબાદીના આધારરૂપ હતા તેને મદદ કરવાની ના પાડે છે અને તેથી જૂના ઉદ્યોગો નાબુદ થતા જાય છે. કાચા માલની પરદેશ થતી નીકાશથી દેશ ઘણો કંગાળ થતો જાય છે. એ કાચા માલમાંથી ઘણો ખરો માલ તો અહિંયાજ પાકો થઇ શકે તેમ છે; પણ પરદેશના લાભને માટે અહિંથી નીકાશ કરવામાં આવે છે અને તેજ માલ પાછો બમણી ગા ત્રણ ગણી કિમ્મતે આપણે ખરીદવો પડે છે.

૫. ૧ લા અને ત્રીજા પેરામાં જણાવેલા ખર્ચોને લીધે સરકાર દેશને ઉપયોગી નહેર, કેળવણી અને આરોગ્ય ખાતાં પાછળ બહુ ઓછો ખર્ચ કરે છે અને તેની એ ખાતાંઓ પ્રત્યેની બેદરકારીથી દેશને ભારી નુકશાન થાય છે.

## ૧. અયોગ્ય લૂંટ.

ગોરી સરકારના ભયંકર ખર્ચો હિંદને ભારરૂપ થઇ પડયા છે. હિંદુસ્થાન પ્રતિ વર્ષે કંગાળ બનતો જાય છે; અને દરેક વર્ષે હિંદના દ્રવ્યની અયોગ્ય લૂંટ થાય છે. આ શબ્દ કેટલાકોને આકરો લાગે છે: પણ મારા માનવા પ્રમાણે એ શબ્દ ઘણો નરમ છે. લૉર્ડ સેલીસબરી તો એથીય કડક શબ્દ વાપરીને કહે છે કે હિંદુસ્થાનનું લોહી ચુસાય છે. ખરેખર, આપણા દેશનું લોહી ચુસાઇજ ગયું છે. હિંદના સેક્રેટરી ઑફ સ્ટેટ તરિકે લૉર્ડ સેલીસબરીએ એક મિનિટમાં લખ્યું છે: "મહેસુલનો મોટો ભાગ પ્રજાને કોઇપણ સીધો બદલો આપ્યા વિના ઘસડી જવામાં આવે છે. જો હિંદનું લોહીજ પીવું હોય તો જે ભાગ તદન ચુસાઇ ગયો છે ત્યાં નહિ પણ જે ભાગ લોહીવાળો છે તેમાં હવે ઘા કરવો જોઇએ." (26–4–1875; C. 3086–1 [1884 P. 144]) અંગ્રેજ મુત્સદ્દીઓને પણ લાગ્યું છે કે આપણા દેશનું લોહી તેઓ પી ગયા છે; પણ અફસોસ! હજુ એજ પદ્ધતિ ચાલુ છે. ત્યાર પછી ૧૮૭૭, ૧૮૯૬ અને ૧૮૯૯ ના ભયંકર દુકાળો આવ્યા. ત્યાર પછી પણ બબ્બે ત્રણ ત્રણ વર્ષે દુકાળ દૈત્યના કારમા દર્શન થતાંજ રહ્યાં છે. બીજા અંગ્રેજ લેખકો પણ આ બીનાની સાક્ષી પૂરે છે. ૧૮૮૦ માં વેસ્ટમીન્સ્ટર રિવ્યુમાં મી. ડબલ્યુ. ટી. થોર્નટને લખ્યું હતું કે "રેલ્વેઓ અને નહેરો સારી છે પણ એ દેશમાંથી ચાલુ ઘસડાઇ આવતા દ્રવ્યને લીધે તેના જીગરનું જે લોહી પીવાય છે તેના અટકાવ માટે નહેરો અથવા રેલ્વે કાંઇ શુક્રવાર વાળવાની નથી. એ દેશના મુખ્ય ઉદ્યોગો સુકાઇને રસકસ વગરના થઇ ગયા છે." રેવરંડ મી. સધરલેંડ સપ્ટેમ્બર ૧૯૦૦ માં બોસ્ટન ખાતે પ્રકટ થતા ન્યુઇંગ્લંડ

મેગેઝીનમાં હિંદના દુકાળો વિષે લખતાં લખે છે કે: " વર્ષાદની તાણુને લીધે કે વસ્તી વધવાથી દુકાળો પડતા નથી પણ દેશની અત્યંત કંગાળ અને હીન ગરિબીને લીધે દુકાળો પડે છે કે જે ગરિબી ખરચાળુ પરદેશી સરકારના ભયંકર ખર્ચોને આભારી છે. હિંદુસ્થાન પર રાજ્ય કરતી સરકાર આખી દુનિયાની કોઇપણ સરકાર કરતાં વધારે ઉડાઉ છે. ૧૯૦૦ માં તેમણે લસ્કર તથા પરદેશી લડાઇઓનો ખર્ચ ૧૦ કરોડ પૌંડ આંકયો હતો જેમાં ઇંગ્લંડે એક લડાઇમાં ૫૦ લાખ અને બીજીમાં ૫ લાખ પૌંડનો નામનો ફાળો આપ્યો હતો. " (રમેશચંદ્ર દત્તકૃત Famines in India. પાનું ૨૯૪.) ડીગબી હિંદના ચુસાતા લોહી વિષે સખત પ્રહાર કરતાં કહે છે કે એક સબળી પ્રજા નબળી પ્રજાનું રકત પી જાય છે. મી. હિંદમન કહે છે કે " એ એક એવી છળ નીતિ છે કે જેથી આપણા સૌથી મોટા સંસ્થાનનું લોહી સૂકાતું જાય છે. " હિંદ દહાડે દહાડે અંગ્રેજોની આંખે પણ નબળું અને નબળું બનતું દેખાય છે. તેમના રાજ્ય નીચે વસતા કરોડો મનુષ્યો દિવસે દિવસે હાડપિંજર જેવા બનતા જાય છે એમ અનેક અંગ્રેજોએ કબૂલ કર્યું છે. પણ એવા લેખકોના ઉદગારોના વધુ ઉતારા કરવાની શી જરૂર છે ? મી. હિંદમન આ માટે ગ્રેટબ્રિટનના મતાધિકારીઓને જોખમદાર ગણે છે, પણ એ ગંભીર જોખમદારીની કોણુ પરવા કરે છે ?

લોકો પાસેથી જે મહેસુલ અથવા કરો વસુલ કરવામાં આવે છે તે જો તેમનાજ દેશમાં વાપરવામાં આવતા હોય તો પ્રજા તે સહેલાઇથી સહી શકે છે; કારણુ કે એવા કરોના પૈસા સરકાર તરફથી પ્રજાને જૂદા જૂદા આકારમાં પાછા મળે છે. સરકાર પોતાની આવક જો આ દેશમાંજ વાપરતી હોય તો આપણા

ખેડુતો, કારિગરો, વણકરો વિગેરેને મદદ કરી શકે અને જો દેશનાં ખેતી હુન્નરકળા આદિ સમૃદ્ધ હોય તો ભારી કરોથી પણ પ્રજા ચગદાઇ જાય નહિ. હિંદુસ્થાનનું બધું દ્રવ્ય તો શોષાઇજ જાય છે. સરકાર જે કરો ઉઘરાવે છે તેમાંથી આપણા દેશને બહુ ઓછું મળે છે અથવા કાંઇજ મળતું નથી એમ કહીશું તોય ચાલશે. સર જ્યોર્જ વીંગેટ કહે છે:

"દેશમાંજ દેશની મહેસુલ વપરાતી હોય તેમાં અને એક દેશમાં કરો ઉઘરાવીને તે બીજા દેશમાં ખર્ચાતા હોય તેમાં બહુ મોટો ફેર છે......એવી રીતે ઉઘરાવેલા કરોનું દ્રવ્ય કર આપનાર દેશમાંથી સમૂળું ચાલ્યું જાય છે એટલે તે એક ભયંકર ખોટરૂપ બને છે....આવીજ રીતની ખંડણી આપણે (અંગ્રેજોએ) હિંદુસ્થાનમાંથી લાંબા વખતથી લીધી છે....આ ખુલાસાપરથી હિંદપર લાદવામાં આવેલી ઘાતકી ખંડણીની દેશને પીલી નાંખનારી અસરનો ખ્યાલ આવી શકશે." (A few words on our financial relations with India, quoted by Romesh Dutt. pp. 101, 102.)

સ્વ. રમેશચંદ્ર દત્તે પણ એવીજ ફરિયાદ કરેલી છે. મુસલમાન રાજકર્તાઓના અમલથી પ્રજાની આબાદી તથા બ્રિટિશ અમલ નીચે પ્રજાની કંગાળ હાલતની સરખામણી કરતાં તેઓશ્રી લખે છે:

"એ વાત ભૂલી જવાય છે કે મુગલ રાજ્યની આખી મહેસુલ આજ દેશમાં વપરાતી હતી. તેથી ખેતીવાડી તથા હુન્નરઉદ્યોગને સહાય મળતી અને કરનાં નાણાં એક અથવા બીજા રૂપમાં પ્રજાનેજ મળતાં. લશ્કર પાછળ જે પૈસા વપરાતા તેમાંથી દેશી સિપાઇઓ પોષાતા; ભવ્ય ઇમારતો તથા વિલાસ વૈભવ પાછળ ખરચાતા દ્રવ્યથી કલાકારોને ઉત્તેજન મળતું; અને નેહેરો તથા રસ્તાના બાંધ કામથી

ખેતીવાડીને લાભ થતો. બીજા દૂરના પ્રદેશના વ્યાપાર ઉદ્યોગને સહાય કરવાને અને તેની મુડીમાં વધારો કરવાને દેશની મહેસુલનો મોટો ભાગ ઘસડાઇ જાય તેના કરતાં દેશપર ભારી કરો નાખીને પણ જો તે પૈસા લોકોને જૂદા જૂદા સ્વરૂપમાં મળતા હોય તો પ્રજા એવા ભારી કરોનો બોજો પણ સહી શકે એ સ્પષ્ટ સમજી શકાય તેવું છે."

વળી જો પરદેશી સરકાર કરતાં સ્વદેશી સરકાર કર નાખતી હોય તો તેથી પ્રજામાં ઓછો અસંતોષ ઉત્પન્ન થાય છે. કર આપનારથી કર નાખનારનું રક્ત જૂદું હોય છે ત્યાં કરો સામે પ્રજામાં સખત ક્રોધ દર્શાવવામાં આવે છે. મીંટો મોરલી સુધારણા પછીની ધારાસભામાં પ્રજાકીય સભાસદોનો અંદાજપત્ર પર અસરકારક અંકુશ ન્હોતો; પણ મોંટફર્ડ સુધારણાને લીધે ઈંડિયા એક્ટ અમલમાં આવ્યા પછી હાલની નવી ધારાસભાઓમાં લશ્કરીખાતા તથા રિઝર્વંડ સબજેક્ટસ શિવાયના ખાતાંઓ પાછળનો ખર્ચ મંજુર કરવાનો હક્ક પ્રજાકીય સભાસદોને મળેલો છે. જો કે હજુ દેશની તિજોરી પર પ્રજાની પૂરતી સત્તા નથી તો પણ ધીમે ધીમે નવા સુધારાથી પૂર્ણ સત્તા પ્રજાના હાથમાં, જો આપણા સભાસદોમાં પાણી હોય તો લઈ લેવાય તેમ છે એમાં તો કશો શક નથી.

જૂની ધારાસભાઓમાં બજેટપર ફક્ત ચર્ચા થતી; પણ ધારાસભાના હાથમાં કોઇ જાતની સત્તા ન્હોતી. નવી ધારાસભાઓના હાથમાં અંદાજપત્રમાં કાપકુપ કરાવવાની થોડીક સત્તા છે. પ્રથમ સરકાર શું કરવા માગે છે તે ધારાસભામાં કહી દેતી પણ પ્રજાકીય સભાસદોની કર નાખવા કે ઓછા કરવા તે વિષે સલાહ માગતી નહિ. હવે જે જે ખાતાંઓ પ્રજાને સોંપાયાં છે તેના ખર્ચપર પ્રજાકીય સભાસદોનો અંકુશ રહે છે.

સ્વ. દાદાભાઇ નવરોજજી સર વિલિયમ હન્ટરનો મત ટાંકી કહે છેઃ

"દુનિયાની વસ્તીનો ૧/૬ ભાગ કે જેની અભિલાષાઓ અંગ્રેજી સ્વતંત્રતાના અભ્યાસથી પોષવામાં આવી છે તેને પોતાના દેશના રાજ્યકારભારમાં હમ્મેશ સુધી ચૂંચાં ન કરવા દેવી એમ બની શકે એવું હું માની શકતો નથી...જે પ્રજામાં આપણે "પ્રતિનિધિત્વ શિવાય પૈસા મળશે નહિ." (no taxation without representation) એવા મંત્રો ફૂંકયા છે તે પ્રજાના દ્રવ્યનો વ્યવહાર તેની ઇચ્છા કે સંમતિ શિવાય અનંતકાળ સુધી કરી શકાશે એમ પણ હું માનતો નથી."

આવા અભિપ્રાયો ઘણા અંગ્રેજ મુત્સદ્દીઓએ આપેલા છે પણ હજી હિંદુસ્થાનનું લોહી ચૂસાયાજ કરે છે. આવું તે કયાં સુધી ચાલશે? હે પ્રભો! આમ તે કયાં સુધી તું ચાલવા દેશે?

આપણા દેશમાંથી કેવી રીતે દ્રવ્યની રેલ ઘસડાઇ જાય છે તે હવે જરા જોઇએ. ૧૮૯૮–૯૯ માં હિંદમાંથી હિંદી વજીરને ૧૬,૩૦૩,૧૯૭ પૌંડ (રૂ. ૨૪૪,૫૪૭,૯૫૫) મળ્યા. તેણે તે દેવાના વ્યાજ, રેલ્વે, લશ્કર, પેન્શન અને દિવાની ખર્ચ પાછળ ખર્ચ્યા. મી. સધરલેંડ એવું અનુમાન કરે છે કે બીજી રીતે દર વર્ષે પચીસથી ત્રીસ કરોડ રૂપીયા હિંદમાંથી ઇગ્લંડ જાય છે. સંયુક્ત પ્રાંતના એક વારના લેફ્. ગવર્નર સર જયોર્જ કેમ્પબેલ ઈંગ્લંડ જતા દ્રવ્ય વિષે કહે છે કે જાહેર રીતે સરકાર સોળ કરોડ પૌંડ ઈંગ્લંડ જાય છે અને ખાનગી ગૃહસ્થો તથા વેપારી બચતનો આંકડો ૧૬૯૦૦૦૦૦ પૌંડ થવા જાય છે. દરેક વર્ષે આ આંકડાઓમાં વધારોજ થતો જાયછે. ૧૮૭૦–૭૪ માં ૧૭૫૦૦૦૦ પૌંડ ઘસડાઇ ગયા હતા. એક્ષચેંજના ભાવ ગગડી જવાથી હિંદના નાણાની મોટી રકમો વિલાયતને મળી અને તેથી મી. સી. બી.

શીપસનના મત પ્રમાણે હિંદુસ્થાને ૧૧૭૦૦૦૦૦ પૌંડ ગૂમાવ્યા. લડાઇ દરમ્યાન એકસચેંજની વિચિત્ર અને સ્વાર્થી નીતિથી સરકારે આપણા દેશને કરોડો રૂપિયાનું નુકશાન કર્યું છે.

મી. હિંડમન ૧૮૮૬ માં લખી ગયા છે કે પૌંડ ૨૦,૦૦૦,૦૦૦ પ્રતિ વર્ષે ઈંગ્લંડ ઘસડાઇ જાય છે કે જે દેશની મહેસુલનો અરધો હીસ્સો થયો. એક જગ્યાએ તેઓ એ આંકડો ૩૦૦૦૦૦૦૦ નો ગણાવે છે અને તે માટે નાણા ખાતાના પ્રધાનના કથનનો પુરાવો રજુ કરે છે. ( Bankruptcy of India ) આગળ ચાલતાં સરકારી આંકડાઓની તપાસ કરીને મી. હિંડમન કહે છે કે ૨૨૪,૦૦૦,૦૦૦ માણુસોની વસ્તી કે જેની આવક અમલદારો ૪૦૦,૦૦૦,૦૦૦ પૌંડ આંકે છે અને સમર્થ દેશી અર્થશાસ્ત્રીઓ ૩૦૦,૦૦૦,૦૦૦ પૌંડની ગણે છે તેની પાસેથી દર વર્ષે ૩૩,૫૦૦,૦૦૦ પૌંડ લૂટી લેવામાં આવે છે. ( Bankruptcy of India pp. 184, 185 ) આ લૂંટ ઘટતી નથી, વધતીજ ગઇ છે. હિંદી વજીર દર વર્ષે ૧૮૦૦૦૦૦૦ પૌંડ ખર્ચતા. ૧૯૦૮ માં તેમણે ૨૫૨૧ લાખ પૌંડ લીધા હતા જેમાંથી ૧૮૩।।। લાખનો તો "હોમચાર્જીસ" પાછળજ ધુમાડો કર્યો હતો. ( સરકાર પા. ૨૫૭–૫૮ ) નવા સુધારાથી હિંદી વજીર તથા તેની કૌંસિલનો ખર્ચ ઇંગ્લંડની તિજોરી પર નાખવામાં આવેલો છે; એટલે હવે હિંદી વજીર જે અંગાઉ " સોનાનો હાથી " ગણાતો હતો તેનો ખર્ચ ઘટયો છે. સઘળાં ખાતાંઓનો ખર્ચ સામાન્ય રીતે વધ્યોજ જાય છે. ૧૮૯૮–૯૯ માં ખર્ચ ૫૫,૩૧૨,૯૮૧ પૌંડનો હતો જ્યારે ૧૯૧૧–૧૨ નો ખર્ચ પૌંડ, ૭૮,૬૪૦,૨૦૦ જેટલો ગણાયો છે. મુખ્ય ખર્ચ નીચલાં ખાતાંઓ પાછળ થયો છે: દિવાની ખાતું ૯૨૦૧૪૪૧ થી ૧૬૮૩૭૦૦૦ પૌંડ, રેલ્વેઓ ૯૧૨૩૮૩૮ થી ૧૨૧૧૩,૮૦૦, લશ્કર ૧૭,૧૫૩,૭૧૮ થી ૨૦,૮૧૧,૯૦૦ પૌંડ.

જૂના આંકડાઓ જ્યારે જોઇએ છીએ ત્યારે આપણી આર્થિક દશા કેવી રીતે બગડતી ગઇ તેનો ખ્યાલ આવે છે. મિ. હિંદમનના લેખ પછી તો દેશ વધારે કંગાળ થઇ ગયો છે. આજે આપણી તિજોરીનું તળિયું આવી ગયું છે. દેશ ભીખારી થઇ ગયો છે અને એ દશામાંથી ઉગરી જવા માટે આપણને પૂર્ણ જવાબદાર સ્વરાજ્યની જરૂર છે. આપણી સરકાર રાષ્ટ્રીય હોવી જોઇએ કે જેથી આપણી આબાદી પરજ તેનું સંપૂર્ણ લક્ષ રહે. નવા સુધારા પ્રમાણે આપણી સરકાર અર્ધ રાષ્ટ્રીય થઈ ગઇ છે. એ નવીન સુધારણાનો દેશના શ્રેષ્ઠ નેતાઓ લાભ લે તો પૂર્ણ સ્વરાજ્ય હવે બહુ દૂર નથી રહ્યું. સ્વાર્થી બ્રિટિશ રાજ્યપદ્ધતિથી ઇંગ્લંડને બાહ્ય દૃષ્ટિએ લાભ થતો દેખાવ છે અને તેથી બ્રિટિશ મુત્સદ્દીઓ બુરોક્રસીને ટેકો આપે છે. પરંતુ તાત્વિક દૃષ્ટિએ ઈંગ્લંડ તેમજ હિંદ બન્નેને તેથી ભારી હાનિજ જણાય છે. સુખી, સંતુષ્ટ અને આબાદ હિંદુસ્થાન સામ્રાજ્યનો–ઈંગ્લંડનો ભાવીમાં અમૂલ્ય અને અદ્વિતીય સહાયક–મિત્ર બની શકશે. જ્યારે અસંતુષ્ટ કંગાલ અને રક્તહીન ભારતથી પરિણામે બન્ને દેશોનો નાશ થશે. ૧૮૭૭ માં લોર્ડ સેલીસબરીએ કહ્યું હતું કે દુકાળ અને અનાજની અછતનો ખરો ઉપાય લોકોની આબાદી છે; પરંતુ જ્યાં દર વર્ષે હિંદી ખેડૂતોને ચાલુ દેવાના બોજા નીચે ભારી કરોને લીધે દબાવું પડે છે ત્યાં તે બિચારાઓ આબાદ થવાને માટે પૈસાનાં ઝાડ કયાં શોધવા જાય ?

વારંવાર એમ કહેવામાં આવે છે કે સરકારી અમલદારોના મોટા પગારો અને પેનશનો તેમની નોકરીના બદલામાં આપવામાં આવે છે અને તેથી જે પૈસા દર વર્ષે ઘસડી જવામાં આવે છે તે કાયદાસર છે. પણ આમ કહેનારાઓ ભૂલી જાય છે કે ભારી પગારના અંગ્રેજ અમલદારોની નોકરી હિંદુસ્થાનને જોઇતી નથી..

તેમને હિંદુસ્થાન નિમંત્રણ કરતું નથી; પણ તેમની નોકરી ભારતવર્ષપર લાદવામાં આવેલી છે. જો સીવીલ સર્વિસમાં હિન્દીઓનેજ દાખલ કરવામાં આવે અને બધાં ઉચ્ચ અધિકારપદ હિંદીઓનેજ આપવામાં આવે તો હિંદુસ્થાનના રાજ્યવ્યવહારમાં ખામી આવવાની નથી. જો હિંદીઓ ઉચ્ચ અધિકારપદપર હોય તો દેશના પૈસા દેશીઓનેજ મળવાથી તે દેશમાંજ રહેવા પામે અને તેથી તે પૈસા કારિગરો, ખેડૂતો તથા મજુરોને જૂદા જૂદા રૂપમાં પાછા મળે એટલુંજ નહિ પણ હિંદીઓ અંગ્રેજો કરતાં ઓછા વિલાસી હોવાથી ઓછા પગારે અધિકારપદપર કામ કરી શકે અને તે લાભ દેશનેજ થાય. નવા સુધારા પ્રમાણે ૩૩ ટકા હિંદીઓને સીવીલ સર્વિસમાં દાખલ કરવાનું સરકારે સ્વીકાર્યું છે પણ તેટલું પૂરતું નથી. સીવીલ સર્વિસ આખી હિંદી બનવી જોઇએ અને તેની પરીક્ષા પણ હિંદમાંજ લેવાવી જોઇએ. સીવીલ સર્વિસમાં દાખલ થવાની ગ્યોતા મેળવવા માટે ગોરા વિલાયતના સિક્કાની અનાવશ્યક જરૂરિયાત હિંદીઓને માથે લાદવી તે અન્યાય છે.

## ૨. ભારી કરો.

હવે આપણે આપણા હાડપિંજરમાંથી લોહી કેમ ચૂસવામાં આવે છે તે જોઇશું. સરકાર પાષાણમાંથી રક્ત કાઢવાનો પ્રયત્ન કરી રહી છે. પણ અફસોસ ! એ પાષાણમાં જીવ છે, લાગણી છે, તે જાણવાનો પ્રયત્ન કરતી નથી. આપણા દેશનો મોટો ભાગ—મધ્યમ વર્ગ અને મજુર વર્ગ અરધે પેટે જીવે છે. કેટલાકોને બે દિવસે એક ટંક અને લાખોને દિવસમાં એક ટંક ભોજન મળે છે અને તે પણ પોષક તત્વો વિનાનું ! ગરિબ મજુરોનાં બાળકો ઘી અને દૂધ કઇ જાતની ચીડીયાં છે તે જાણતાં નથી. મધ્યમવગ પણ પાઇ પાઇ માટે કસર કરતો જેમ તેમ દહાડા

પૂરા કરે છે. પરિણામ એ આવ્યું છે કે પ્રજામાંથી જીવનશક્તિ હણાઇ ગઇ છે, શારીરિક શક્તિપર પૂળો મૂકાયો છે, એક ચોમાસું સૂકું જતાં લાખો મનુષ્યો ભૂખમરાથી કારમા કાળના ભયંકર જડબાંમાં ચવાઇ જાય છે, અશક્તિને લીધે એક ફટકા અથવા લાતથી હિંદીઓ તરત મરી જાય છે અને એવાં મરણો "ફૂલેલી બરોળ" થી નીપજતાં મરણ તરિકે પ્રખ્યાત થયાં છે ! ગરિબ મજુરો રંગુની ચોખાનું પેજ પી દિવસ ગુજારે છે, ખેડુતો સ્વાદ કોને કહે છે તે જાણતાજ નથી, ખેડુતોની સ્ત્રીઓના શરીરપરના અલંકારો અદૃશ્ય થઇ ગયા છે અને આપણું સામાન્ય આયુષ્ય ૨૩·૫ વર્ષનું થઇ ગયું છે જ્યારે ઈંગ્લંડમાં સામાન્ય આયુષ્ય ૪૦ વર્ષનું અને ન્યુઝીલેંડમાં ૬૦ વર્ષનું છે. અલ્પ આયુષ્યનાં બીજાં કારણોમાં બાળલગ્નો, બાળમાતાઓ અને જીવન ટકાવી રાખવા માટે લોકોને કરવી પડતી ગજા ઉપરાંતની મહેનતનો સમાવેશ પણ થાય છે.

જ્યારે આપણા દેશમાં દેશી રાજાઓનું રાજ્ય હતું ત્યારે જમીનની મહેસુલ પાકપરથી નક્કી કરવામાં આવતી હતી જ્યારે અંગ્રેજી રાજ્યના અમલમાં જમીનના વિસ્તારપર મહેસુલ લેવાય છે. દેશી પધ્ધતિ પ્રમાણે માઠા ચોમાસા પ્રસંગે ખેડૂતોને રક્ષણ મળતું. જેટલો પાક થાય તેપરજ અમુક મહેસુલ આપવાનું હતું એટલે તેમના ઘરમાં બી તથા ખોરાક માટે પૂરતું અનાજ રહેતું. વળી જમીનને ફલદ્રૂપ રાખવાને માટે તેઓ પોતાની જમીન કોઇ વર્ષ પડતર રાખી મૂકતા અને પાક કરતા નહિ એટલે તેમને કર આપવો પડતો નહિ. હાલમાં તો તેમને ચાલુ ખેતી કરવી પડે છે અને તેથી જમીનના રસકસ ઓછા થાય છે. મુંબઇ ઇલાકાનાં કેટલાંક ગામડાંઓમાંનું એકર દીઠ રૂ. ૨-૧૧-૧, રૂ. ૫-૦-૭ અને

રૂા. ૫-૧-૬ સરકારી મહેસુલ લેવાય છે. માથાં દીઠ મહેસુલ રૂા. ૨-૭-૮, રૂા. ૩-૧૨-૬, અને ૮-૧-૨ થવા જાય છે. ૧૮૯૭ ના અહેવાલમાં નવ બનાવોમાંથી એકમાં પાકની કુલ કિમ્મતના ૭૨ ટકા અને બીજામાં ૬૭ ટકા જેટલી મહેસુલ લેવામાં આવી હતી. બીજા એક જીલ્લામાં મહેસુલ આવકના ૪૨ ટકા જેટલી અને કોઇ કોઇ જગ્યાએ ૩૦ ટકા કરતાં વધારે હતી. તેની પહેલાંના વર્ષમાં (૧૮૯૬) નવ જગ્યાની તપાસ કરવામાં આવતાં ૯૬, ૭૩, ૬૩ અને ૫૦ ટકા જેટલી મહેસુલ લેવામાં આવેલી જણાઇ હતી. (Romesh Dutt p. 323.)

હિંદુ રાજ્ય અમલમાં ખેડૂતો પાસેથી તેની પેદાશનો ૧/૧૦ અથવા ૧/૧૨ ભાગ મહેસુલ તરીકે લેવામાં આવતો હતો અને આ કાયદાનો સામાન્ય રીતે અમલ થતો હતો. મેઘાસ્થનીસ, વર્ષમાં બે પાક થતા તથા તેથી ખેડૂતોને ગુજરાન માટે જોઇએ તેથી વધારે મળી રહેતું એમ કહી કહે છે કે: ખેડુત વર્ગને પવિત્ર ગણવામાં આવતો અને તેનાપર કોઇ જાતનો જૂલમ થતો નહિ. ફાહ્યાન લખી ગયો છે કે જેઓ ફક્ત રાજ્યની જમીન ખેડતા તેઓજ પોતાના નફાનો અમુક અંશ રાજ્યને આપતા. આવા ખેડૂતો ફાહ્યાનના મતાનુસાર ૧/૬ ભાગ મહેસુલ આપતા. અકબર આવકનો ૧/૩ ભાગ લેતો એમ કહેવાય છે પણ મિ. રમેશ દત્તના મતાનુસાર તે મહેસુલ ૧/૧૦ થી ૧/૬ જેટલી લેતો હતો એમ જણાય છે. મરાઠાઓએ આવકનો ૧/૪ માગ્યો. બ્રિટિશ અમલમાં મહેસુલની આંકણી જુદી જુદી રીતે થાય છે. સર લુઇ મેલેટ મદ્રાસ વિષે બોલતાં જમીનની મહેસુલ ૫૦ ટકા ગણે છે એટલે કે આવકના ૧/૨ ભાગ જેટલી: જમીન પરનો આ કર વધારે છે તથા તે નિશ્ચિત પણ નથી. (Appendix M. in Famines in India) લોર્ડ સેલીસબરી

સર લુઇ મેલેટના વિચારોપર ટીકા કરતાં કહે છે કે, "બધી જમીનની આવકનો ૦॥ ભાગ લેવાનું નકકી કરીએ તે આપણને પરવડે એવું નથી." ઉત્તર હિંદુસ્થાનમાં મહેસુલ બહુ ભારી નથી; પણ ત્યાં ખેડુતોને જમીનદારો તથા બન્નેને કર આપવો પડે છે. જમીનદારો લગભગ ૨૦ ટકા લઇ જાય છે અને સરકારને ૧૦ અથવા કોઇ વાર ૮ ટકા આપવા પડે છે. જૂદા જૂદા પ્રાંતોની મહેસુલ વધતી ઓછી હોવાથી અમલદારોને પોકળ દલીલો કરવાની મઝા પડે છે. જ્યારે મદ્રાસમાં ફરિયાદ થાય છે ત્યારે કહે છે કે પંજાબમાં ગાડું બરાબર ચાલે છે, ઉત્તર હિંદુસ્થાનમાં કર બહુ ઓછો લેવાય છે અને આખા દેશની મહેસુલનું પ્રમાણ અમુક ટકા આવે છે. બંગાલ સીવીલ સર્વિસવાળા મી. શોરે ૧૮૩૭ માં કહ્યું હતું કે, બ્રિટિશ સરકાર હિંદને કચડી નાંખે છે અને લોકો અત્યંત કંગાળ થઇ ગયા છે. અનેક અમલદારોએ આ વાતને અનુમોદન આપ્યું છે. ૧૮૩૯ માં મી. મેરીઅટે કહ્યું હતું કે દેશી અમલમાં દેશ વધારે આબાદ હતો.

આવક અને કરની સરખામણી કરીને જોઇએ તો ઈંગ્લંડ પોતાની આવકમાંથી ૮॥ ટકા કરમાં આપે છે જ્યારે હિંદુસ્થાન ૨૨ ટકા આપે છે. આજ સ્થળે સ્મરણમાં રાખવાનું છે કે ઇંગ્લંડ પોતાની ભરપૂર તીજોરીમાંથી કર આપે છે જ્યારે હિંદુસ્થાન પોતાનું લોહી ચૂસાવી જેમ તેમ કર ભરે છે. ઈંગ્લંડમાં ત્યાં ઉઘરાવેલા કરો ત્યાંજ ખર્ચાય છે; હિંદમાંથી કરનાં અરધાં નાણાં પરદેશ ઘસડાઇ જાય છે. ૧૮૮૨ માં સર બેરીંગ હિંદની વાર્ષિક આવક માથા દીઠ ૨૭ શીલીંગની અને ઇંગ્લંડની ૩૩ પૌંડની ગણે છે. સ્વ. દાદાભાઇએ સરેરાશ આવક રૂ. ૨૦ જેટલી ગણેલી છે. ૬૫૦ શીલીંગની સરેરાશ આવકમાંથી ઇંગ્લંડમાં જે કર લેવામાં આવે છે તે

કંઇજ નથી, નામનો છે; પણ ૨૭ શીલીંગમાંથી ૩ શીલીંગ અને ૭ા પેન્સ ખુંચવી લેવામાં આવે તે તો લોહી ચૂસવા બરાબરજ ગણાય. સરકારી અમલદારો વારંવાર કહે છે કે હિંદ આખી દુનિયામાં ઓછામાં ઓછા કર આપે છે. આ વાત પૈસાની રકમ જોતાં ખરી છે: પણ ખરી રીતે તો તે હડહડતું જુઠ્ઠાણું છે. જગતને હિંદ માથા દીઠ કેટલી શીલીંગ આપે છે તેજ કહેવામાં આવે છે પણ તેની માથા દીઠ આવક કહેવામાં આવતી નથી. ૧૮૭૧ માં લોર્ડ મેયો બીજા કરોનું અનુમાન કરીને જમીનની મહેસુલ માથા દીઠ ૧ શીલીંગ ૧૦ પેન્સ ગણાવે છે. ૧૯૧૦ માં તે ૧ શીલીંગ ૮ પેન્સ હતી અને બીજા કરો મળીને માથા દીઠ કર ૩ શીલીંગ ૭ા પેન્સ થવા જતો હતો. ૧૮૯૯ માં ૧૭૫ મ્યુનીસીપાલીટીઓમાં માથા દીઠ ૨ શી. ૩ પેન્સ કર હતો. ૧૯૧૦ માં તે ૫ શી. ૫ પેન્સ થયો. જીલ્લા તથા તાલુકા બોર્ડો ૧૮૯૯ માં માથા દીઠ ૨ાા પેન્સ કર લેતી જ્યારે ૧૯૧૦ માં તે ૩ાા પેન્સ થયો. કરો વધતાજ જાય છે, ઘટતા નથી. જમીન મહેસુલ બાદ કરતાં રાજ્યને ૧૯૧૦ માં કરોની આવક ૩૫ાા કરોડની થઇ હતી અને સ્થાનિક કરોની આવક ૭ા કરોડ રૂપિયા કરતાં થોડી વધારે હતી. ( Sarkar, pp. 317, 318 ) ૧૮૯૮ માં જમીન મહેસુલ આવકના ૨૬. ૨ ટકા જેટલી હતી. ૧૯૧૦ માં તે ૩૦.૧ થઈ અને ૧૯૧૩–૧૪ માં જમીન મહેસુલથી સરકારને ૩૨ કરોડ રૂપિયા મળ્યા. ધીમે ધીમે જમીનની મહેસુલ વધતીજ ગઇ. મી. રાનડે અને મી. ગોખલેએ વારંવાર સરકારનું લક્ષ ખેંચ્યું હતું કે જમીનપર લેવાતી ભારી મહેસુલથી ખેડુત કંઇ બચાવી શકતો નથી એટલુંજ નહિ પણ તે સારી રીતે જીવી પણ શકતો નથી. આમ હોવાથી અવિશ્રાંત શ્રમ લીધા છતાં તે દેવાદારનો દેવાદારજ રહે છે. ૧૯૦૯–૧૦ માં કુલ મહેસુલ પોંડ

૭૪,૬૦૦,૦૦૦ થઇ હતી અને ૧૯૧૩–૧૪ માં પૌંડ ૮૨,૩૨૧,૮૦૦ થઇ હતી. ૧૯૦૨–૩ માં મહેસુલ પૌંડ ૬૫,૩૦૦,૦૦૦ હતી. સ્વ. દાદાભાઇ નવરોજજીએ જ્યારે " હિંદની ગરિબી " વિષે પુસ્તક લખ્યું ત્યારે ઈંગ્લંડ માથા દીઠ બે પૌંડ ૭ શીલીંગ કર આપતું હતું જ્યારે હિંદુસ્થાનમાં માથા દીઠ આવક આખા બે પાઉંડની હતી. (પાનું ૬૧) જો હિંદ પર ઓછા કરો હોય તો હવે તેના પર વધુ કર નાખવાનું અશક્ય છે એમ અમલદારોજ કેમ કહે છે? હવે કર નાખવાની બારીજ રહી નથી. હિંદ પર જેટલા નાખી શકાય તેટલા કરો નખાઇ ચૂકયા છે. હવે તો ગળાં સુધી પાણી આવ્યાં છે. વળી કેટલાક કરો ઘોર અન્યાય રૂપ–જુલમ રૂપજ છે. દાખલા તરીકે મીઠા પરનો કર! હિંદુસ્થાનનો મોટો ભાગ અન્નફળાહારી છે. મીઠું જીવનને ટકાવવા માટે અતિ અગત્યની વસ્તુ છે. તેનાપર લેવાતો કર અન્યાય છે–જૂલમ છે. તોપણુ ૮૨ રતલના મણુ પર ૧ રૂપિયો કર લેવાય છે અને ૧૯૧૩–૧૪ માં તેમાંથી ૪ કરોડ ૬૭ લાખ રૂપિયાની સરકારને આવક થઇ હતી. મીઠા પરના કર સામે પ્રજા પોકાર એટલો બધો વધી ગયો કે ૧૮૮૮ માં મણુ પર રાા રૂપિયા કર હતો તે ઘટાડી એક રૂપિયો કરવો પડયો. છતાં આ કર અન્યાયી છે–જૂલમી છે–તેથી ગરિબો નાહક ઠૂંદાય છે માટે એ કર રદ થવોજ જોઇએ. નવી ધારાસભાના પ્રજાકીય સભાસદોએ આ બાબતપર સત્વર લક્ષ આપવાની જરૂર છે.

હિંદી ખેડુતોની ગરિબી (સરકારી રિપોર્ટ પ્રમાણે વસ્તીનો ૯/૧૦ ભાગ ખેતીપર ગુજરાન કરે છે) આંધળાને પણ દેખાઇ આવે એવા પુરાવાઓ ન હોત તો માની શકાત નહિ. સરકારી રિપોર્ટમાં જણાવેલું છે કે ઘણા માણુસો ખેતીનો ત્યાગ

કરે છે કેમકે એ ધંધામાં કાંઇ રસ રહ્યો નથી. આમ થવાથી એક આર્થિક ભય ઉભો થાય છે કારણ કે જે જે જીલ્લાઓ તથા તાલુકાઓમાં ચીકાર વસ્તી છે તથા જે પ્રાંતોમાં એક બે વર્ષને અંતરે અવશ્ય દુકાળ પડે છે એવા જીલ્લાઓ તથા પ્રાંતોમાંથી ખેડૂતો ખેતી છોડી દેવા લાગ્યા છે અને બીજા ધંધામાં મજુરી કરીને જેમ તેમ પેટ ભરે છે. વળી ખેડૂતો પોતાના પાકમાંથી થતી આવકપર ગુજરાન કરવાને અશક્ત છે. તેઓ કાપણી થઇ ગયા પછી આજુબાજુના શહેરોમાં મજુરી કરવા જાય છે અને મજુરી કરીને જમીન વેરો ભરે છે. ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૩૦૮૦.૨ લાખમાંથી ૨૧૮૦.૪ લાખ માણસો ખેતીપર નિર્વાહ કરે છે. મુંબઇ વિષે વસ્તીપત્રકમાં જણાવ્યું છે કે ત્યાં અસંખ્ય મજુરો ગામડાંઓમાંથી આવે છે. કલકત્તા તથા તેની આજુબાજુનાં શહેરોમાં ગામડાંઓમાંથી ૧૪ લાખ મજુરો મજુરી કરવા દર વર્ષે આવે છે—તેમાંનો મોટો ભાગ થોડા મહિના મજુરી કરી ચાલી જાય છે; કેટલાકો લાંબો વખત રહે છે અને પોતાની બચત લઇને ગામ જાય છે. તેમનાં કુટુંબો ગામડાંમાંજ રહે છે.

મી. ડીગબી મજુરોની આવક જાવકના એક પછી એ કોઠા રજુ કરી તેમની કંગાળ હાલત બતાવે છે અને તેમના કોઠાઓ સત્તાવાર ગણાય છે. સંયુક્ત પ્રાંતમાં પા૫ા એકર જમીન, એક બળદની જોડી અને એક હળમાંથી ખેડૂતોનો ખર્ચ બાદ કરતાં વર્ષે રૂ. ૪૫–૧૪ આનાની આવક થાય છે. સરેરાશ કુટુંબ પાંચ માણસનું હોય છે. તે જોતાં દરેક માથા દીઠ ખોરાક, કપડાં લત્તાં અને ધાર્મિક ક્રિયાઓ પાછળ ખરચવા માટે ફક્ત રૂ. ૯–૨–૧૦ પાઇ રહે છે.

બીજી તપાસમાં ઇટાહના કલેક્ટર મી. કુક, જે ૭૫૬,૫૨૯ માણસો પર સત્તા ચલાવતો હતો, તેને જણાયું હતું કે ૧૭ એકર

જમીન પાછળ વર્ષે ૧૫ રૂપીઆની ખોટ આવી હતી અને અર્ધ ભોજન તથા નામના કપડાં પહેરી જીવન ગાળતા ખેડૂતને વર્ષ દહાડે રૂ. ૧૩૮-૯ નું કરજ થયું હતું. બીજો એક સાત એકર જમીન વાળો ખેડૂત ૫૦ રૂપિયા અનાજ પાછળ ખરચે છે, તે ૪૦ રૂપિયા કર ભરે છે, ૭ કપડાં પાછળ વાપરે છે, ૨ રૂપિયામાં નજીવું ફરનીચર વસાવે છે, અને બે રૂપિયા લગ્ન અથવા મરણ ક્રિયા પાછળ વાપરે છે, છતાં તેને ૨૨ રૂપિયા કરજ કરવું પડે છે. સરકારી રિપોર્ટોમાં જણાવવામાં આવે છે કે લોકો લગ્ન મરણ પાછળ ઉડાઉ ખર્ચો કરે છે. આ વાત કેટલી સાચી છે તે ઉપલા ખેડૂતના લગ્ન મરણ પાછળના "બે" રૂપિયાના ખર્ચ પરથી જણાઇ આવશે. તેમના ઉડાઉપણા કરતાં તો અંગ્રેજો દારૂના ટેબલ પર દશ બાર ગણા પૈસા ખરચી નાખે છે! એક અભેરામ નામના માણુસના કુટુંબમાં પાંચ માણુસ છે, જમીન ૯ એકર છે; તેની પાસે ધાબળો નથી, તે કાચો બાજરો ખાઇ પેટ ભરે છે, તેની પાસે એક ગાય અને એક બળદ હતાં. દૂધમાંથી તેને ૧૮ રૂ. મળ્યા. બહાર મજુરી કરીને વરસમાં તે ૧૫ રૂ. કમાયો. તેનો પાક રૂ. ૭૦-૪-૦ માં વેચાયો. તેને રૂ. ૬૮-૧૫ કર આપવો પડયો એટલે કર તેની આવકના ૮૯ ટકા થયો. તેને વર્ષે રૂ. ૧-૫-૦ નો બાદશાહી નફો થયો! તેણે અનાજ પાછળ રૂ. ૪૪ ખર્ચ્યાં, ૭ કપડામાં વાપર્યાં અને રૂ. ૨૫.૧૧ નું કરજ કર્યું. મી. અલેકઝાંડર-ઇટાવાના કલેકટર કહે છે કે સાધારણ દિવસોમાં ખેડૂતો વરસના ચાર મહિના શાહુકારોએ ધીરેલા પૈસામાંથી ગુજરાન ચલાવે છે. કાનપૂરની નજીકના એક ગામમાં ૩૫ ખેડુત કુટુંબમાં બધા મળી ૧૭૧ માણુસો હતાં. તેમની આવક ખેતીનો ખર્ચ બાદ કરતાં રૂ. ૨૫૯૦ થઇ. ફક્ત ખોરાક માટેજ તેમને રૂ. ૩૬૭૮ ની જરૂર હતી એટલે તેમને ૧૦૮૮ નું કરજ કરવું પડયું. સંયુકત પ્રાંતનો લેફ. ગવર્નર સર

એન્ટની મેકડોનલ કહેતો કે ખેડુતની કંગાલ્યતનું કારણ ધર્મ ક્રિયા પાછળની તેની ઉડાઉ વૃત્તિ છે. આજ લોર્ડ મેકડોનલે સંયુક્ત પ્રાંતની એકઝીક્યુટીવ કૌંસિલમાં એક હિંદીને દાખલ કરવા સામે વિરોધ દર્શાવ્યો હતો. તેનું કથન કેટલું પોકળ અને જૂઠું છે તે માટે ઉપર અમે અનેક દૃષ્ટાંતો આપી દીધાં છે.

આઉધના ડેપ્યુટી કમીશનર મી. ઇરવીનને તપાસ કરતાં જણાયું હતું કે ૧૭૩ માણસો પાસે ફક્ત ૧૦ ધાબળીઓ, સોળ ચાદરો અને ૨૪ તળાઇઓ હતી. આઉધમાં શિયાળામાં કેવી કડકડતી ટાઢ પડે છે તે તો બધા જાણે છે. શિયાળામાં બિચારા કંગાળ ખેડુતોની દશા કેવી હૃદયભેદક થતી હશે કે જેમની પાસે ઓઢવાનાં પણ પૂરતાં સાધનો નથી! ગરિબ ખેડુતો—એટલે પ્રજાનો ૯/૧૦ ભાગ પૈસા વિના—ખોરાક વિના ભૂખે મરતો થાય ત્યારે શાહુકાર પાસે પૈસા વ્યાજે લે છે. ઘણા અર્થશાસ્ત્રીઓ કહે છે કે તેઓ આઠ મહિના શાહુકારના દાણાપર જીવે છે! એક કુટુંબમાં માથા દીઠ આવક વર્ષે ૧૩ શી. ૪ પેન્સનીજ હતી; છતાં તેની જમીન પરનું ભાડું વધારવામાં આવ્યું હતું. બીજા સમૂહની તપાસ કરતાં ૧૦ શી. ૮ પેન્સની આવક જણાઇ. એટલે ફક્ત **અનાજ માટેજ** તેમને વર્ષે ૮,૩૨, તથા ૧૭ રૂપિયાની ખોટ પડી. મુંબઇ ઇલાકાના ખેડૂતોનો ૩૦ થી ૪૦ ટકા ભાગ સારી મોસમમાં પણ મહેસુલ ભરીને પોતાના કુટુંબને સારી પેઠે રાખવા જેટલા પૈસા મેળવતો નથી. પાક થઇ ગયા પછી તે શેહેરોમાં જઇ ગુજરાન ચલાવવા માટે મજુરી કરે છે. ૫૬૭ ગામડાંઓમાં રીવીઝન સેટલમેંટની પદ્ધતિથી મહેસુલ ૨૮ ટકા વધારવામાં આવી હતી. દક્ષિણમાં દશ વર્ષમાં પાક નિષ્ફળ જવા છતાં, ઢોરો મરી જવા છતાં અને વસ્તીનો ૭ ટકા ભાગ દુકાળ

નિવારણુ કામથી પેટ ભરતો હોવા છતાં મહેસુલ વધારવામાં આવી હતી-તે નિયમિત ઉઘરાવવામાં આવી હતી અને ૪ ટકાથી પણુ ઓછી મહેસુલ માફ કરવામાં આવી હતી. મી૦ જી. વી. જોશીની તપાસપરથી ખેડુતો મહેસુલની ૮૩ ટકા જેટલી રકમ ઉધાર લે છે એમ જણાયું છે. મહેસુલ ૩૮૧,૧૩૪ પાઉંડ હતી જ્યારે ખેડુતોનું કરજ ૩૫૮૦૦૦ પાઉંડ હતું. મુંબઇ ઇલાકાના કુલ ખેડુતોનું કુલ દેવું ૧૭૯૪ માં ૧૫,૦૦૦,૦૦૦ પૌંડ હતું અને તેમાં દર વર્ષે ૧,૬૬૬,૬૬૭ પૌંડનો વધારો થતો જાય છે. શાહુકારોજ ધણાખરા ખેડુતોની મહેસુલ ભરે છે અને ખેડૂતો પોતે કરજ કાઢેલી રકમ પર ભયંકર વ્યાજ ભરે છે. આથી ખેડુતની દશા દર વર્ષે કંગાળ થતી જાય છે. અને પાંચ દશ વર્ષમાં તો તેનાપર કરજનો ઢગલો થઇ જાય છે સર ચાર્લ્સ ઇલીઅટ-સેટલમેંન્ટ ઓફીસર કહે છે કે "મને કહેતાં આનાકાની નથી થતી કે આપણા ખેડુતોનો અરધો ભાગ આખા વર્ષમાં પેટપૂર અનાજ એક દહાડો પણુ મેળવી શકતો નથી." "૧૦ કરોડ માણુસો ભૂખે મરે! બાળકો-સ્ત્રીઓ-પુરૂષો-વૃધ્ધો-યુવાનો-મળીને દશ કરોડ મનુષ્યો હાય અન્ન! હાય અન્ન! કરતાં ટળવળે! ( Digby, p. 509 ) ઓ પ્રભુ! આ કંગાળ દશાનો અંત ક્યારે આવશે?" મીશનરીઓ પણુ દેશની કરૂણુ કંગાલ્યતની સાક્ષી પૂરે છે. રેવરંડ સી. એચ. મેકફારલેન કહી ગયા છે કે લોકોને બે ત્રણુ દહાડે એકટંક ભોજન મળે છે. ( Digby, p. 564 )

૧૮૫૦ માં લોકોની આવક બીન સરકારી અનુમાન પ્રમાણે દિવસે બે આનાની હતી. ૧૮૮૨ માં સરકારી અનુમાન પ્રમાણે માથા દીઠ દિવસની આવક ૧॥ આનો હતી. ૧૯૦૦ માં લોકોની કુલ આવક લઇ સરેરાશ કાઢતાં રોજની માથા દીઠ આવક ૦॥

આનાની થઇ. હિંદુસ્થાન—આપણો વ્હાલો હિંદુસ્થાન—દહાડે દહાડે ક્યાં ગબડતો જાય છે?

ઓ બ્રિટિશ પ્રજા! તું આ મહાન દેશ પર રાજ્ય કરવાનો દાવો કરે છે; પણ તારે અમારા દેશના ભૂખે મરતા કરોડો ખેડૂતોની કંગાળિયત માટે ઇશ્વર સમક્ષ અને માનવજાતિ સમક્ષ તારાં કૃત્યોનો જવાબ આપવો પડશે કે જે દેશમાં તારા અમલ પૂર્વે વિદેશી પ્રવાસીઓના કથન પ્રમાણે લોકો સુખી અને આબાદ હતા. તું તારી ઝુંસરી અમારા પરથી લઇ લઇને અમને મોતના પંઝામાંથી બચવા દેશે કે તારે અમારૂં લોહી ચૂસી ચૂસીને પી જવું છે? રાણી વિકટોરિયાએ અમને કહ્યું હતું કે "તમારી આબાદીમાં અમારૂં બળ છે;" પણ અમારી પાયમાલીમાં તમારૂં શું થશે તેનો વિચાર આવે છે?

## ૩. બ્રિટિશ સરકારનો ખર્ચ.

આપણા દેશમાંથી જે લક્ષ્મી પ્રતિવર્ષે ઘસડાઈ જાય છે તેમાં બ્રિટિશ રાજ્ય વહીવટ ચલાવનારા અમલદારોના મોટા પગારોથી વધારો થાય છે. મી. ડીગબી ખેદ સહ જણાવે છે કે તે સમયના સેક્રેટરી ઑફ સ્ટેટ-હિંદી વજીર ૯૦,૦૦૦ હિંદીઓની વાર્ષિક આવક જેટલી રકમ પોતાની પદવીની મુદ્દત દરમિયાન ઉપાડી જાય છે. એ ઉપરાંત હિંદમાં જે ખર્ચ થાય છે તે તો જૂદો. વાયસરોયને વર્ષે રૂા. ૨,૫૦,૦૦૦ નો પગાર મળે છે. મુંબઇ, મદ્રાસ અને બંગાળાના ગવર્નરોને વર્ષે રૂા. ૧,૨૦,૦૦૦ મળે છે અને લેફ્ટનંટ ગવર્નરો વર્ષે એક લાખ રૂપિયાનો પગાર લે છે. આ ખર્ચ હજુ પણ વધ્યોજ જાય છે. નવા સુધારા પ્રમાણે લેફ્. ગવર્નરની પદવી કાઢી નાખી ગવર્નરનીજ પદવી રાખવામાં આવી છે. તેમના મોટા પગારો આપણા ગરિબ દેશને પરવડે તેવા નથી. કલેકટરો, મેજીસ્ટ્રેટો

અમલદારોના પગારો પણ તેમની પદવી પ્રમાણે નક્કી કરેલા છે; પણ તે બહુ ભારી છે.

આમની સભાએ ૧૮૯૨ માં આજ્ઞા કરવા પ્રમાણે (કે જેનો ૧૯૦૦ માં અમલ થયો હતો.) તૈયાર થયલી ટીપપરથી જણાય છે કે તે વખતે હિંદમાં નોકરી કરનારા ૧૩,૧૭૮ યુરોપીઅનોને રૂ. ૮૭૬,૧૪,૪૩૧ આપવામાં આવતા; યુરેઝીઅનોને ૩૩૦૯ અમલદારો માટે રૂ. ૭૨,૯૫,૦૨૬ આપવામાં આવતા; અને ૧૧,૫૫૪ હિંદીઓને રૂ. ૨૫,૫૫,૪,૩૧૩ મળતા. વર્ષે ૧૦૦૦ થી ઓછા પગારવાળાની નોંધ રાખવામાં આવતી નથી એટલે સામાન્ય કારકુનોના પગારોની ગણત્રી થઇ શકતી નથી. વધારામાં યુરોપીઅનોને રૂ. ૪૬,૩૬,૩૧૪ નું રાજાનું અલાવંસ મળતું, યુરેઝીઅનોને રૂ. ૩૨૨,૧૨૦ નું અને હિંદીઓને રૂ. ૧૨,૧૮,૭૪૩ નું અલવંસ અપાતું. હિંદમાં યુરોપીઅનો અને યુરેઝીઅનોને અપાતા પેનશનનો આંકડો રૂ. ૨૩,૨૮,૮૮૨ નો થવા જાય છે અને હિંદીઓને રૂ. ૫૯,૮૧,૮૨૪ નું પેનશન અપાય છે. ઈંગ્લંડમાં, હિંદી કરોમાંથી યુરોપીઅનોને પૌંડ ૩૭,૧૦,૬૭૮ એટલે રૂ. ૫૫૬,૬૦,૧૭૩ નું પેનશન આપવામાં આવ્યું હતું.

આપણાપરનો બીજો અન્યાયી બોજો પરદેશી ચર્ચોના ખરચોનો છે. આપણને ખ્રિસ્તી ધર્મગુરૂઓનો ખર્ચ આપણાપર લાદવામાં આવે તેથી ગુસ્સો ઉપજે તે સ્વાભાવિક છે. કલકત્તાના બીશપને વર્ષે રૂ. ૪૫,૮૯૦ મળે છે અને મદ્રાસ તથા મુંબઇના બીશપને વર્ષે રૂ. ૨૫૦૦૦ મળે છે. લાહોર, લખનો, નાગપુર અને રંગુનના બીશપોને પાંચ વર્ષ સુધી વર્ષે રૂ. ૧૦૨૦૦ મળે છે અને પછી તેઓ 'સીનીઅર ચેપલેન' થાય છે એટલે વર્ષે ૧૨૦૦૦ નો પગાર મેળવે છે. ૧૩૪ એંગ્લીકન અને ૧૧ પ્રેસ્બીટેરીઅન ચેપલેનોને નિયમિત પગારો મળે છે જ્યારે રોમન કેથોલીકો અને

વેસ્લીઅન્સને " બ્લોક ગ્રાંટ " મળે છે. આ ચારે પંથના દેવળો બાંધવાનો, શણુગારવાનો તથા સમારવાનો આખો અથવા અડધો ખર્ચ સરકાર આપી શકે છે ! વધારામાં તેમની નિશાળોને મોટી મોટી ગ્રાંટ મળે છે. આ સમયે નોંધવાની જરૂર છે કે પ્રોટેસ્ટંટ શાળાઓના ૫૫૪૧ વિદ્યાર્થીઓમાં ૫૨૪૧ ખ્રીસ્તી ધર્મના નથી. આવી રીતે હિંદના દ્રવ્યનો હિંદુ, પારસી તથા મુસલમાનોની ધાર્મિક લાગણીનું અપમાન કરવામાં ઉપયોગ થાય છે. ખ્રીસ્તીઓની શાળાઓમાં યૂરોપીઅનો સિવાયના વિદ્યાર્થીઓ માટે " કોન્સ્યંસ કલોઝ " નથી એટલે અખ્રિસ્તી વિદ્યાર્થીઓને ફરજીયાત બાઇબલનો અભ્યાસ કરવો પડે છે.

૧૯૧૩-૧૪ માં મહેસુલનો અંદાજ પૌંડ ૮૨૦૦૦,૦૦૦ નો કરવામાં આવ્યો હતો જ્યારે ખર્ચ ૮૧૦૦૦,૦૦૦ થી જરા વધારે અડસટવામાં આવ્યો હતો. જો સરકાર અંગ્રેજોને બદલે હિંદીઓની બને તો ખર્ચ કેટલો બધો ઓછો કરી શકાય તેનો અડસટો કહાડવો હાલમાં મુશ્કેલ છે.

મી૦ સરકાર કહે છેઃ-

"હિંદુસ્થાન ગ્રેટબ્રિટનના તાબાનું સંસ્થાન છે. તેની રાજકીય તાબેદારીને લીધે તેને મોટા પગારના અંગ્રેજ અમલદારો મોટી સંખ્યામાં રોકવા પડે છે (લોર્ડ કરઝનના કહેવા પ્રમાણે બધા મોટા સત્તાધીશો તો અંગ્રેજોજ હોવા જોઇએ) અને બ્રિટિશ સૈનિકોનું લશ્કર નીભાવવું પડે છે કે જે ૧૯૧૧ માં ૮૦,૫૮૧ માણુસોનું હતું. આ બધા અમલદારો અને સૈનિકોનાં પેનશનો તથા તેઓ નોકરી કરતા હોય તે સમયની બચત વિલાયત જાય છે. અંગ્રેજો હિંદુસ્થાનમાં સ્થાયી નિવાસ કરી શકતા નથી; તેઓ ચાર વર્ષની ઉપરનાં પોતાનાં બાળકોને ઇંગ્લંડમાં કેળવણી લેવા મોકલી આપે

છે; બાપની આવકનો મોટો ભાગ (ઘણીવાર પોણો ભાગ) તો ઈંગ્લંડમાં તેનાં બાળકોના ગુજરાન માટેજ મોકલી આપવામાં આવે છે. ૧૯૧૦ માં-એક વર્ષમાં ૧૩,૮૦૦ યૂરોપીઅન સૈનિકો પરદેશથી હિંદમાં આવ્યા હતા અને તેમાંના ૧૨૦૦૦ ને હિંદ અથવા બ્રિટિશ આફ્રિકામાં મોકલી આપવામાં આવ્યા હતા. ઘણી વાર તેમની સંખ્યા ઉપર કરતાં પણ વધી જાય છે. હિંદુસ્થાનને તેમનાં આવવા જવાનો ખર્ચ ભોગવવો પડે છે. (સરકાર-પાનું-૧૧૯)

વળી અત્રે ભૂલી જવું ન જોઇએ કે કેળવણી, કાયદા, તથા વૈદકની ઉંચી પદવીઓ માટે ઇંગ્લંડમાંજ શિક્ષણ લેવું જોઇએ એવો નિયમ હોવાને લીધે હિંદીઓને ભયંકર ખર્ચના બોજા સહન કરવા પડે છે. હિંદી સનદી નોકરી તથા મેડીકલ સર્વિસ માટે અને બૅરીસ્ટરની પદવી માટે હિંદીઓએ વિલાયત જઇને વર્ષે ઓછામાં ઓછા રૂ. ૩૦૦૦ ખર્ચવાજ જોઇએ. આ પૈસા પણ આપણા દેશમાંથીજ ઘસડાઇ જાય છે. હિંદ અને ઇંગ્લંડમાં એકી વખતે સનદી નોકરી વિગેરેની પરીક્ષાઓ લેવાની હિંદીઓની અનેક વિનતીઓ બહેરા કાનોપર અથડાઇ છે.

વળી બધી જવાબદારીની પદવીઓ મોટે ભાગે અંગ્રેજોનેજ અપાય છે-હિંદીને તે માટે હલકા ગણવામાં આવે છે. હમણાં નવા સુધારા પ્રમાણે આ સ્થિતિમાં થોડાક સુધારા થાય છે. આબકારી, કેળવણી, સ્થાનિક સ્વરાજ્ય, જંગલ ખાતું વિગેરેમાં હિંદી મંત્રીઓ નીમાયા છે. એક હિંદીને બીહારના ગવર્નરની ઉચ્ચ પદવી આપવામાં આવી છે. ગવર્નરો તથા ગવર્નર જનરલની કારોબારી સભામાં હિંદી સભાસદોને દાખલ કરવામાં આવ્યા છે, હિંદી સનંદી નોકરીમાં પણ હિંદીઓને ૩૩ ટકાથી શરૂ કરી દશ વર્ષમાં ૫૦ ટકા કરવાનું વચન અપાયું છે; પણ એટલુંજ પૂરતું નથી. લગભગ

બધી ઉચ્ચ પદવીઓ યોગ્ય હિંદીઓને મળવી જોઇએ. કેમકે હિન્દુસ્થાન આપણો દેશ છે, અંગ્રેજોનો નથી. આપણે પ્રજાની લાગણી તથા જરૂરિયાતો જેટલી સમજી શકીએ તેટલી ગમે તેવા ભલા અંગ્રેજો પણ ન સમજી શકે તે સ્પષ્ટ સમજી શકાય તેમ છે.

## ૪. દેશી ઉદ્યોગો.

ભૂતકાળમાં જ્યારે આપણે અરબ, યુનાન, અને મીસર સાથે વેપાર કરતા હતા ત્યારે ખેતીવાડી ઉપરાંત બીજા ઉદ્યોગોમાંથી પણ આપણે અનર્ગળ સંપત્તિ પેદા કરતા હતા. આપણી શાળોમાં વણાતા કાપડના બદલામાં પરદેશી બજારોમાંથી આપણે સુવર્ણનાં ગાડાં ભરી લાવતા અને આપણા કાચા માલને આપણેજ પાકો બનાવતા. નવા જમાનાનાં યંત્રો અને નવી નવી શોધોથી દુનિયાની હાલત બદલાઇ ગઇ છે એ બીના સાચી છે. તેની વેપાર પર મોટી અસર થઇ છે; છતાં જો સરકારે બ્રિટનને સમૃદ્ધ કરવા તરફ નહિ પણ આપણા દેશને આબાદ કરવા પાછળ લક્ષ આપ્યું હોત તો જૂના ઉદ્યોગોમાં નવા જમાનાને અનુકૂળ પરિવર્તનો કરી શકાત અને દેશની કારીગીરી તથા વેપારને મૃત્યુના મુખમાંથી બચાવી શકાત.

હાથવણાટમાં પણ લાભ છે તે ભૂલી જવું ન જોઇએ. ડાકકાના કારિગરો જે સુતર વણતાં તે અમેરિકા કે લેંકેશાયરના કારિગરો કરતાં કોઇપણ રીતે ઉતરતું ન્હોતું. આપણી એ ઉમદા કારીગીરીના પુરાવા શોધવા જવાની જરૂર નથી. " ભારત ભારતી " નામના હિંદી કવિતાના પુસ્તકમાં તેના લેખક કવિ મૈથિલીશરણ ગુપ્તે અનેક દૃષ્ટાંતો આપી ડાક્કાની મલમલ કેટલી મુલાયમ અને સુંદર થતી હતી તે પુરવાર કર્યું છે. રોમન સામ્રાજ્યમાં દરબારી લલનાઓ

આપણા રેશમનાં વસ્ત્રોથી પોતાના સૌંદર્યને વધારતી. ઇસ્ટ ઇંડીઆ કંપનીએ આવીને આપણા કારીગરો પર જુલમ ગુજાર્યો ત્યાં સુધી આપણે હાથવણાટના કાપડથીજ આપણી જરૂરિયાતને પહોંચી વળતા હતા. વિદેશી સરકારને બદલે જો દેશી સરકાર હોત તો તેણે આ નાના ઉદ્યોગોને સંયુક્ત કર્યા હોત—સહકારી સોસાઇટીઓ સ્થાપી હોત અને ધીમે ધીમે મશીનો દાખલ કરીને, મરી જતા ઉદ્યોગને નવું જીવન આપ્યું હોત. આપણા દેશની આબો હવામાં વણેલાં કપડાં પરદેશી કપડાં કરતાં આપણને વિશેષ અનુકુળ થાય છે. પરદેશી રેશમ થોડા સમયમાં ખરાબ થઇ જાય છે—ફાટી જાય છે—પરદેશી સોનેરી ઝીક કાળી પડી જાય છે. આપણે એ બધું સુંદર રીતે બનાવતા. પણ અફસોસ! હવે તેને માટે પરદેશ તરફ મ્હોં તાકી બેસી રહીએ છીએ. ૧૯૧૩–૧૪ માં પરદેશથી આયાત થયલા સોનાના તાર ઉપર ૩૦૨,૭૯૩ પૌંડની જકાત સરકારને મળી હતી તે પરથી કેટલા પૌંડનો માલ આવ્યો હશે તે કલ્પી શકાશે. પરદેશી રેશમ દેશી રેશમના જેટલું ટકતું નથી. તે બે ચાર વાર ધોવાતાંજ જર્જરિત થઇ જાય છે; છતાં સરકારી ઉત્તેજનને અભાવે તથા પરદેશી માલપરના આપણા મોહને લીધે આપણો રેશમી તથા સુતરાઉ કાપડનો ઉમદા ધંધો પડી ભાગ્યો છે અને તેનો પુનરૂદ્ધાર કરવેજ આપણે છૂટકો છે.

આપણા ઉદ્યોગોમાં મુખ્ય કાપડનો ઉદ્યોગ હતો તે તથા બીજા બધા ધંધાઓ હાથ મજુરીથીજ ચાલતા હતા, પણ ઓગણીસમી સદીમાં જગતમાં યંત્રોની શોધો થઇ અને તેને પરિણામે આપણો હાથ વણાટનો વેપાર ભયમાં આવી પડ્યો. રેંટીઆ અને શાળો પાશ્ચાત્ય યંત્રો સાથે હરિફાઇમાં ટકી શકે તેમ ન્હોતું તેથી આપણે પણ યંત્રોની સહાય લેવાનો વિચાર કર્યો અને અત્રે મીલોની સ્થાપના થવા માંડી. જો સરકારે પ્રજાની આબાદીની પરવા કરી હોત તો જે સમયે શાળો અને

રેંટીઆની જગ્યાએ આપણે યંત્રો દાખલ કરવા લાગ્યા ત્યારે સરકારે આપણને મદદ કરી હોતઃ પણ અંગ્રેજ સરકારને હિંદી વણકરો કરતાં લેંકેશાયરના મીલમાલીકોની વધારે ચિંતા હતી. હિંદને ભોગે-આપણા સારામાં સારા વેપારને ભોગે અંગ્રેજ સરકાર મેન્ચેસ્ટર અને લેંકેશાયરને ધનાઢ્ય બનાવવા માગતી હતી તેથી હિંદી મીલોપર એકસાઇઝ જકાત નાખવામાં આવી અને તેમ થવાથી આપણે અત્રેથી કાચો કપાસ પરદેશ નીકાશ કરવા લાગ્યા. પરદેશથી કરોડો રૂપિયાનું કાપડ, આપણાજ કપાસમાંથી વણાઇને આવવા લાગ્યું અને એ રીતે આપણા કાપડના ઉદ્યોગપર પાણી ફરી વળ્યું. બ્રિટીશ મીલો આબાદ હતી—આપણો મીલ ઉદ્યોગ બાલ્યાવસ્થામાં હતો; છતાં એકસાઇઝ જકાત નાખીને આપણા મીલ ઉદ્યોગને બચપણમાંજ ધા કરવામાં આવ્યો. એ સમયમાં હાથવણાટનો ધંધો સમૂળો નાબુદ થઇ ગયો ન્હોતો; પણ પરદેશી કાપડ સસ્તું આવવાથી લોકો ગરિબીને લીધે ટકાઉ પણ મોંઘું દેશી કાપડ ખરીદી શકયા નહિ એટલે ધીમે ધીમે ઉત્તેજનને અભાવે—ખપતને અભાવે આપણા દેશના વણકરોની રોજી બંધ થતી ગઇ. આપણા દેશમાં પાકતા કપાસમાંથી લગભગ અરધું પરદેશ નીકાશ થાય છે. બાકીના અરધામાંથી પા ભાગનું સુતર કંતાઇને પરદેશ જાય છે અને ફકત પા ભાગ આપણા દેશમાં કંતાય છે તથા વણાય છે. ૧૯૦૩–૦૪ માં ૨૦૩૨૦૦૦૦૦૦ વાર પરદેશી કાપડની અત્રે આયાત થઇ હતી જયારે આપણે ફકત ૪૩૬,૦૦૦,૦૦૦ વાર કાપડ તૈયાર કર્યું હતું ( Imp. Gazetteer, iii. 205 )

હિંદમાં કાગળ બનાવનારી મીલોની સંખ્યા ૯ ની છે. આપણી સ્ત્રીઓના સૌભાગ્યના ચિન્હરૂપ બંગડીઓ પણ પરદેશથીજ આવે છે. ૧૯૧૩–૧૪ માં બંગડીઓ વિગેરે કાચના સામાન ઉપર હિંદે પૌંડ ૬૯૯૨૪૬ કસ્ટમ ખાતાને જકાત તરિકે આપ્યા

હતા. સુંદર ગળીનો ઉદ્યોગ બનાવટી ગળીએ તોડી નાખ્યો છે. તેલી પદાર્થોમાંથી તેલ પીલીને અહિં વાપરવાને બદલે કાચો માલજ પરદેશ મોકલવામાં આવે છે અને એવો માલ ૧૯૦૩–૪ માં લગભગ ૧૬૦૮.૨૫ લાખની કિમ્મતનો નીકાશ થયો હતો. ૧૯૧૩–૧૪ માં અત્રે આયાત થયલા સાબુપર આપણે ૫૦૦,૪૦૦ પૌંડની કસ્ટમ જકાત ભરી હતી કે જે આપણા દેશમાં સહેલાઇથી બની શકે તેમ છે. સીમેંટ બનાવવાનાં સાધનો આપણે ત્યાં જોઇએ તેટલાં છે છતાં એ વર્ષમાં ૪૩૮,૯૯૧ પૌંડની સીમેંટ પરદેશથી આવી હતી અને મીણબત્તી માટે ૪૯,૩૦૦ પૌંડ પરદેશ ઘસડાઇ ગયા હતા. રમકડાં બનાવવા માટે આપણા કારિગરો પ્રખ્યાત હોવા છતાં તે માટે પણ આપણે ૧૭૭,૯૮૬ પૌંડ ગુમાવ્યા હતા. લખનૌ સુંદર રમકડાં બનાવવા માટે પ્રખ્યાત છે પણ તેની કલા પરદેશી હરિફાઇને લીધે મરતી જાય છે. ઉપર બતાવેલા થોડા ધંધાઓમાં તેના વેપારીઓએ લગભગ પૌંડ ૨,૧૬૮,૬૯૬ નો માલ વેચીને ૩૦ થી ૫૦ ટકાનો નફો મેળવ્યો હશે. જો હિંદુસ્થાનમાં સ્વરાજ્ય હોત તો આ બધા ધંધાઓ આપણી આબાદીમાં સહાયભૂત થાત કે જેમ પ્રાચીન કાળમાં થતું હતું. હવે એ ધંધાઓ પરદેશીઓના હાથમાં ચાલ્યા ગયા છે અને તેઓ પ્રતિ વર્ષે લાખો પૌંડ ઘસડી જાય છે. જે જે ચીજો પરદેશથી આવે છે તેમાંની ઘણી ખરી આપણે બનાવી શકીએ એવી સ્થિતિમાં છીએ; પણ સરકારના રક્ષણ વિના આપણા ઉદ્યોગો પડી ભાગ્યા છે. જો આપણી સરકાર હોય તો પરદેશી માલ પર આપણે ભારી જકાત નાખીને આપણા ઉદ્યોગોને રક્ષણ આપી શકીએ. સરકાર જો આપણા વેપાર ઉદ્યોગને રક્ષણ આપતી હોય તો હજુ પણ આપણને આપણા ઉદ્યોગો સજીવન કરતાં વાર લાગે તેમ નથી.

આપણી ઔદ્યોગિક હાલતનો વિચાર કરતી વખતે એટલું યાદ રાખવાની જરૂર છે કે પશ્ચિમની અને પુર્વની હાલતમાં ઘણો ફેર છે. અહિંયા પરંપરાથી અમુક ધંધામાં ટેવાયલા માણસોને બીજા ધંધામાં ગતાગમ પડતી નથી તેથી આપણા ઉદ્યોગોને સરકારી રક્ષણ મળવાની અનિવાર્ય આવશ્યકતા છે. જર્મની, જાપાન અને યુનાઇટેડ સ્ટેટસે પોતપોતાની સરકારની મદદને લીધે પોતાના વેપારને સમૃદ્ધ કર્યો છે. આપણે તેમ કરી શકીએ. પણ ગ્રેટ બ્રિટન પ્રથમ પોતાના હિત તરફ જુએ છે અને ડાઉનીંગ સ્ટ્રીટમાં બેસી આપણી વેપારી નીતિ નક્કી કરનાર અંગ્રેજી પ્રધાનમંડળના અસ્તિત્વનો આધાર અંગ્રેજ પ્રજાના મતો ઉપર હોવાથી તે સ્વાભાવિક રીતે બ્રિટિશ વેપારનું હિતજ જુએ છે. પરંતુ હવે એવી સ્થિતિ ચલાવી શકાય એમ નથી.

બંગાલના ભાગલા પડતાં બંગાલ ભડકયું. યુવાનો ક્રોધથી લાલ પીળા થઇ ગયા. સ્વદેશીની જરૂર જણાઇ અને સ્વદેશી માલ વાપરવામાં પ્રજાને પોતાનો ધર્મ જણાયો. બંગાલની ૧૯૦૫ની જાગ્રતિથી ત્યાંના વણકરોનો ઉદ્યોગ મૃત્યુના પંઝામાં સપડાતો બચી ગયો. હાથવણાટની શાળોમાં એકાદ સાદા અને સસ્તા યંત્રનો ઉપયોગ કરવામાં આવે તો તેથી દશ ગણો માલ પેદા કરી શકાય તેમ છે. સ્વદેશીને ધર્મ માન્યા વિના આપણો ખરો ઉદ્ધાર થવાનો નથી. બંગાલની સ્વદેશીની ચળવળે પહેલી વાર દેશની આંખ ઉઘાડી. ગ્રેટબ્રિટનની સ્વાર્થી વૃત્તિપર તેથી ઘા થયો. દેશને માટે જરા મોંઘું પણ સ્વદેશી કાપડ વાપરવાનો જુસ્સો પ્રજામાં આવ્યો—આત્મભોગની વૃત્તિ જન્મી—રાષ્ટ્રીય ભાવના ત્યારથી વિકસવા માંડી અને હવે તો "સ્વદેશી" અને "સ્વરાજ્ય" એકતાર થઇ ગયાં છે.

## ૫ જાહેર બાંધકામો.

રેલ્વેઓ, નહેરો, કેળવણી તથા આરોગ્ય માટે પ્રજા પાસેથી જે પૈસા લેવામાં આવે છે તે સામે વારંવાર આપણે પોકાર ઉઠાવીએ છીએ કેમકે એ ખાતાંઓ પાછળ થતા ખર્ચથી મોટો લાભ યૂરોપીઅનોનેજ થાય છે. સરકાર રેલ્વેમાં રોકાયલી મૂડીપર વ્યાજ આપે છે કે જે મૂડી પરના વ્યાજ માટે અમુક રકમ અનામત રાખવામાં આવે છે એટલે તે આપણા કલ્યાણ માટે વપરાતી બંધ પડે છે. રેલ્વે પાછળ રોકાયલી મૂડીનો મોટો ભાગ પરદેશી છે અને તેપર ગરિબડા હિંદને વ્યાજ આપવું પડે છે. ૧૯૧૪ ની "ઇઅરબુક" માં જણાવવા પ્રમાણે સ્ટેટ રેલ્વેઓમાં ૩૩૪,૫૦૦૦,૮૫ પૌંડની મૂડી રોકાયલી જણાય છે. એજ પુસ્તકમાં ૧૯૦૦-૧ ની આખરમાં નેહેરો પાછળ ૩૯,૮૩·૭૬ લાખની મૂડી રોકાવાનું જણાવવામાં આવ્યું છે. જો આપણે વાર્ષિક ખર્ચો તપાસીશું તો આ ખાતાંઓ પાછળના ખર્ચો વધુ સરળતાથી સરખાવી શકીશું. ૧૯૧૪-૧૫ ના અંદાજ પત્રમાં જણાવ્યા પ્રમાણે રેલ્વેની પાછળ ૧૧૬ લાખની મૂડી રોકાઇ હતી. સામાન્ય ખર્ચ અને દેવા પરનું વ્યાજ તો જુદું ! નહેર માટે ૧૨ લાખ ગણવામાં આવ્યા હતા. કેળવણી માટે ૩૨ ૧/૫ લાખ અને આરોગ્ય વિગેરે માટે ૧૫ લાખ ગણાયા હતા. ૧૯૧૩-૧૪ શહેરોના આરોગ્ય માટે ૧૫૦ લાખની ગ્રાંટ અપાઇ હતી અને ૧૩ ૩/૪ લાખ ખાસ યોજનાઓ માટે રાખવામાં આવ્યા હતા. પાછી લેવાની ગ્રાંટ ૪૫ લાખ જેટલી વર્ષે થવા જતી હતી. બીજી ગ્રાંટો શોધખોળો તથા બીજી યોજનાઓ માટે અપાઇ હતી. તે ૩૧૯,૪૦૦ પૌંડ રીકરીંગ ગ્રાંટ (પાછી લેવાની સરતે આપેલી) અને નોન-રીકરીંગ ગ્રાંટ ૨,૩૬૬,૬૬૬ ૨/૩ પૌંડની થઇ હતી. કેટલાક જીલ્લાઓમાં જમીનવેરામાંથી આ કામો માટે પૈસા અપાય છે. આવી રીતે ખરચાયલા બધા પૈસામાંનો મોટો ભાગ

યુરોપીઅનોને મળે છે છતાં તે દેશના કલ્યાણ માટે ખરચાય છે એમ કહેવાય છે. રેલ્વે અને નેહેરો પાછળના ખર્ચમાંથી સરકારને નીચે પ્રમાણે નફો થયો હતો:

| | ૧૯૧૩-૧૪ | ૧૯૧૪-૧૫ | ૧૯૧૫-૧૬ |
|---|---|---|---|
| રેલ્વે | ૧.૩૬ ટકા | ૦.૫૩ | ૦.૩૨ |
| નેહેર | ૫.૮૭ | ૫.૪૪ | ૫.૩૦ |

જે ખાતામાંથી વધુ નફો થાય છે તે શા માટે પસંદ કરવામાં નથી આવતું એવો પ્રશ્ન સ્વાભાવિક પૂછાય છે. તેનો જવાબ એટલોજ છે કે રેલ્વેથી અંગ્રેજોને ફાયદો થાય છે જ્યારે નેહેરથી આપણા દેશને લાભ છે એટલે નેહેર ખાતાં પર વિશેષ લક્ષ આપવાની જરૂર જોવાતી નથી.

## રેલ્વેનો કારોબાર.

રેલ્વેથી સરકારને વધુ લાભ થાય છે એ બીના સિદ્ધ થઇ ચુકી છે અને જો પરદેશીઓનાજ કલ્યાણ માટે રેલ્વેઓ ચાલુ રાખવાની હોય તો આપણને એવી રેલ્વેની જરૂર નથી; છતાં ચાલુ જમાનામાં દરેક દેશમાં રેલ્વેઓ કેવો ભાગ ભજવે છે તે કોઇથી અજાણ્યું નથી. આપણા દેશમાં પણ રેલ્વેઓ જો હિંદુસ્થાનના લાભની દૃષ્ટિએ ચલાવવામાં આવે તો તેથી દેશ આબાદ થાય, કોઇ દુકાળવાળા ભાગમાં તરત બીજા પ્રાંતમાંથી અનાજ વિગેરે મોકલી શકાય અને જો હિંદ પરદેશી સરકારના સ્વાર્થમાંથી મુક્ત હોય તો જગતમાં એક મોટામાં મોટું વેપારી બજાર થઇ પડે. આવો સમય ભાવીના ગર્ભમાં છૂપાઇ રહ્યો છે અને તેને વ્યક્ત થતાં હવે વધુ વાર લાગવાની નથી.

દિલગીરીની બીના એ છે કે આપણા દેશમાં રેલ્વેઓની અગત્યતા જેવી જોઇએ તેવી પીછાનવામાં આવતી નથી. આપણા રાજદ્વારી નેતાઓ હિન્દીઓને સનદી નોકરી ( Civil service )

માં મોટા હીસ્સો મળે તે માટેજ લડત ચલાવી રહ્યા છે, પણ રેલ્વેની પદવીઓ, જે આઇ. સી. એસ. કરતાં કોઇપણ રીતે ઉતરતી નથી, તેને માટે કોઇ પ્રયત્ન કરતું નથી! રેલ્વેની ઉચ્ચ પદવીઓના આંકડા આપણે તપાસીએ. ૧૯૧૨ માં હિંદી રેલ્વેમાં ૧૬૮૫ જગ્યાઓ રૂા. ૨૫૦ થી ૩૫૦૦ ના પગાર સુધીની ભરવામાં આવી હતી જ્યારે સનદી નોકરીમાં ૧૪૧૧ જગ્યાઓ પૂરાઇ હતી. વળી રેલ્વે અમલદારો જેટલી સત્તા ભોગવે છે તેટલી સનદી અમલદારો પણ ભોગવતા નથી. હિંદી રેલ્વે લાઇનોપર લગભગ ૭ લાખ માણુસો કામ કરે છે જેમનાપર મોટા રેલ્વે ઓધ્ધેદારો સત્તા ભોગવે છે. નીમણુક, બરતરફી, પગારમાં વધારો, બદલી, રજા, હકક વિગેરે સઘળી સત્તા મોટા અમલદારોના હાથમાં હોય છે. લોકોમોટીવ, કૅરેજ અથવા વૅગન સુપ્રીન્ટેન્ડેંટના જેટલી સત્તા કમીશનર કે કલેકટરો પાસે પણ નથી હોતી. રેલ્વે સુપ્રીન્ટેન્ડટો દર મહિને પોતાની "વર્કશોપો" માં સેંકડો માણુસોને નીમે છે અથવા બરતરફ કરે છે જ્યારે એટલી નીમણુકો કલૅકટરથી વરસ દહાડે પણ થતી નથી. વળી રેલ્વે અમલદાર રોજના રૂા. ૧૦ નો રોજ આપીને ઉપરી અધિકારીઓની મંજુરી શિવાય માણુસો રોકી શકે છે જ્યારે કલેકટર કે કમીશનરથી તો હિંદી સરકારના મત સિવાય ડગલું પણ હલાતું નથી.

સરકારનાં બધાં ખાતાંઓ કરતાં રેલ્વેની મહેસુલ વધુ છે. હિન્દની મહેસુલનો ૩૫ ટકા ભાગ રેલ્વેમાંથી મળે છે. ૧૯૧૭–૧૮ માં રેલ્વે મહેસુલ ૬૯ કરોડ રૂપીઆ હતી જ્યારે જમીન મહેસુલ ૩૧.૫ કરોડની હતી. સરકારને રેલ્વે પાછળ ૩૨ ટકાનો ખર્ચ થાય છે એટલે ૧૯૧૭–૧૮ માં રેલ્વેનો ખર્ચ ૫૯.૪ કરોડ રૂપીઆનો થયો હતો જ્યારે લશ્કરી ખર્ચ જે સૌથી ગંજાવર

ખર્ચ ગણાય છે તે ૪૬.૦૬ કરોડનો હતો. ઉપલા આંકડા પરથી સિધ્ધ થઇ જાય છે કે રેલ્વેખાતું સરકારને અતિશય નફાકારક છે અને તેથીજ તેણે તેની પાછળ તા. ૩૧ મી માર્ચ ૧૯૧૯ સૂધીમાં રૂ. ૫,૫૫,૨૭,૦૮,૪૦૦ ની જવાબદારી માથે ઉઠાવી છે અને એ જવાબદારીમાં બીજો કેટલોક વધારો થવાથી કુલ જુમ્મેદારી રૂ. ૮,૬૭,૨૬,૧૨,૨૧૫ ની થવા જાય છે.

સરકારને માટે તો રેલ્વે સોનાની ખાણ છે પણ આપણે માટે તે સંતોષકારક નથી. આપણા દેશમાં ચાલતા એ ધીકતા ધંધાનો લાભ આપણનેજ મળતો નથી. હરેક બાબતમાં એ ખાતું આપણી સાથે 'સાવકી મા' જેવું વર્તન ચલાવે છે.

હિન્દુસ્થાનના પ્રજાકીય કરજમાંનું ૭૫ ટકા કરજ, લડાઇનું દેવું બાદ કરતાં, રેલ્વે પાછળ કરવામાં આવ્યું છે. કોઇપણ સરકારી-ખાતાં કરતાં રેલ્વેમાં વધુ માણસો કામ કરે છે તે નીચેના આંકડા-પરથી જણાશેઃ—

| | | |
|---|---|---|
| રેલ્વે નોકરો | ... ... | ૬૮૫૯૬૫—૧૯૧૮-૧૯ |
| લશ્કર (ફોલોઅર્સ બાદ) | ... | ૨૩૫૪૮૬—૧૯૧૪-૧૫ |
| પોલિસ ... | ... ... | ૨૦૨૯૮૬—૧૯૧૪-૧૫ |

રેલ્વેની વ્યવસ્થા ન્યાયપુરઃસર થાય તેપર દેશની ખેતીવાડી, હુન્નર-ઉદ્યોગ, વેપાર, જાહેર પ્રજાની સગવડો વગેરેનો આધાર છે. જાહેર નોકરીના કમીશનના ૧૯૧૨-૧૫ ના રિપોર્ટ પ્રમાણે સરકારી રેલ્વેમાં ૪૪૭ ઉચ્ચ પદવીઓ રાખવામાં આવી હતી. તેની નીચે પ્રમાણે વાંટણી કરવામાં આવી હતીઃ-

| | પગાર રૂ. ૨૦૦ ને તેથી વધુ. | |
|---|---|---|
| | સંખ્યા. | ટકા. |
| હિંદીઓ ... ... ... | ૪૫ | ૧૦ |
| યુરોપીઅનો ... ... ... | ૩૩૦ | ૭૪ |
| એંગ્લો-ઇંડીઅનો ... ... | ૪૨ | ૧૬ |

| | રૂ. ૫૦૦ ને તેથી વધુ. | | રૂ. ૮૦૦ ને તેથી વધુ. | |
|---|---|---|---|---|
| | સંખ્યા. | ટકા. | સંખ્યા. | ટકા. |
| હિંદીઓ ... | ૧૯ | ૬ | ૧૧ | ૬ |
| યુરોપીઅનો ... | ૨૫૭ | ૮૧ | ૧૫૫ | ૮૫ |
| એંગ્લો-ઇંડીઅનો | ૫૨ | ૧૩ | ૧૭ | ૯ |

રૂા. ૨૫૦ થી ૩૫૦૦ ના પગારવાળા રેલ્વે અમલદારોની હિંદની બધી રેલ્વેઓમાંની નીમણુકો લઇએ તો તે ૧૯૧૨ ના જુનની ૩૦ મીએ નીચે પ્રમાણે હતી:-

| રેલ્વેઓ. | | યુરોપીઅનો અને એંગ્લો ઇંડીઅનો. | |
|---|---|---|---|
| | | સંખ્યા. | માસિક પગાર રૂ. |
| સરકારી રેલ્વે... | ... | ૪૪૫ | ૩૫૩૭૦૮ |
| મોટી કંપનીઓ | ... | ૧૦૮૮ | ૮૫૮૮૦૩ |
| નાની કંપનીઓ | ... | ૨૩ | ... |
| દેશી રાજ્યોની રેલ્વે | ... | ૩૨ | ૨૦૮૮૫ |
| કુલ્લે ... | ... | ૧૫૯૮ | ... |

| રેલ્વેઓ. | હિંદીઓ. | | | |
|---|---|---|---|---|
| | સંખ્યા. | મા. પગાર. | સંખ્યા. | મા. પ. |
| સરકારી રેલ્વે ... | ૪૫ | ૨૬૪૨૫ | ૫૦૦ | ૩૮૦૧૩૩ |
| મોટી કંપનીઓ ... | ૨૮ | ૧૨૨૯૨ | ૧૧૧૬ | ૮૭૧૦૧૫ |
| નાની કંપનીઓ ... | ૩ | ૧૨૫૦ | ૨૬ | ... |

| | | | | |
|---|---|---|---|---|
| દેશી રાજ્યોની રેલ્વે | ૧૧ | ૩૧૮૦ | ૪૩ | ૨૪૧૬૫ |
| કુલ્લે ... ... | ૮૭ | ૪૩૧૪૭ | ૧૬૮૫ | ... |

હિંદની ૩૧ કરોડની વસ્તી, જેમાં ૯૯.૯૧ ટકા હિંદીઓ છે તેમાંથી રેલ્વેની ઉંચી નોકરીઓ માટે ફક્ત ૮૭ જ લાયક હિંદીઓ મળી શકયા એ શું ઓછું અજાયબી ભર્યું છે? બધી જગ્યાઓમાંથી ૯૫ ટકા જગ્યાઓ યૂરોપીઅનો અને એંગ્લો-ઈંડીઅનોને આપવાની શી જરૂર છે?

૧૯૧૯ના માર્ચની ૩૧ મી તારીખે હિંદી રેલ્વેઓપર કામ કરનારાઓની સંખ્યા ૬,૮૫,૯૬૫ હતી જેમાં જાતિવાર સંખ્યા નીચે મુજબ હતીઃ—

| | |
|---|---|
| યુરોપીઅનો ... ... ... ... | ૬,૭૦૬ |
| એંગ્લો ઇંડીઅનો ... ... ... | ૧૦,૪૫૬ |
| હિંદીઓ ... ... ... ... | ૬૬૮,૮૦૩ |
| | ૬,૮૫,૯૬૫ |

રેલ્વે બોર્ડના કારોબારના રિપોર્ટમાં નોકરોની સંખ્યાજ આપવામાં આવી છે પણ તેમને મળતા પગારો નોંધવામાં આવ્યા નથી. પણ હિંદીઓ અને યુરોપીઅનોના પગારો વચ્ચે કેવો અન્યાયી અંતર છે તે છૂપાવી રાખવા માટેજ એ આંકડા આપવામાં આવતા નથી તે કોણ જાણતું નથી? ઉપર જેટલા મળી શકયા તેટલા આંકડા રજુ કરવામાં આવ્યા છે તે પરથી કોઇની પણ ખાત્રી થયા વિના નહિ રહે કે રેલ્વે ખાતામાં હિંદીઓને થતો અન્યાય દૂર થવોજ જોઇએ.

# બ્રિટિશ અમલમાં ગરિબ હિંદપર લદાયલો લશ્કરી ખર્ચનો બોજો.

૧૮૫૮ માં ગ્રેટબ્રિટને હિંદના રાજ્ય અમલની લગામ પોતાના હાથમાં લીધા પછી હિંદુસ્થાનમાં થયલો લશ્કરી ખર્ચ નીચે પ્રમાણે છેઃ-

| | કુલ લશ્કરી ખર્ચ. પૌંડ (રૂ. ૧૦) | | કુલ લશ્કરી ખર્ચ. પૌંડ (રૂ. ૧૦) |
|---|---|---|---|
| ૧૮૫૮-૫૯ | ૨,૬૪,૯૫,૫૧૪ | ૧૮૭૨-૭૩ | ૧,૬૦,૯૨,૮૪૪ |
| ૧૮૫૯-૬૦ | ૨,૩૫,૪૦,૬૯૦ | ૧૮૭૩-૭૪ | ૧,૫૬,૧૫,૦૫૭ |
| ૧૮૬૦-૬૧ | ૧,૮૭,૫૦,૫૯૮ | ૧૮૭૪-૭૫ | ૧,૫૮,૪૭,૦૯૩ |
| ૧૮૬૧-૬૨ | ૧,૬૩,૩૩,૨૫૪ | ૧૮૭૫-૭૬ | ૧,૫૯,૮૩,૯૨૩ |
| ૧૮૬૨-૬૩ | ૧,૫૩,૬૦,૭૯૧ | ૧૮૭૬-૭૭ | ૧,૬૪,૯૬,૧૧૫ |
| ૧૮૬૩-૬૪ | ૧,૪૮,૫૮,૫૨૩ | ૧૮૭૭-૭૮ | ૧,૭૧,૯૫,૧૩૪ |
| ૧૮૬૪-૬૫ | ૧,૬૨,૪૫,૫૦૫ | ૧૮૭૮-૭૯ | ૧,૭૫,૬૬,૭૮૯ |
| ૧૮૬૫-૬૬ | ૧,૭૫,૬૧,૨૯૬ | ૧૮૭૯-૮૦ | ૨,૧૮,૩૨,૮૬૮ |
| ૧૮૬૬-૬૭ | ૧,૭૧,૬૯,૫૧૭ | ૧૮૮૦-૮૧ | ૨,૫૧,૦૨,૨૬૯ |
| ૧૮૬૭-૬૮ | ૧,૭૭,૨૯,૪૦૨ | ૧૮૮૧-૮૨ | ૧,૬૪,૪૭,૨૬૧ |
| ૧૮૬૮-૬૯ | ૧,૭૭,૧૯,૮૦૩ | ૧૮૮૨-૮૩ | ૧,૭૦,૩૫,૮૪૬ |
| ૧૮૬૯-૭૦ | ૧,૭૬,૮૬,૨૪૬ | ૧૮૮૩-૮૪ | ૧,૭૩,૯૦,૨૮૫ |
| ૧૮૭૦-૭૧ | ૧,૬૫,૩૨,૬૧૫ | ૧૮૮૪-૮૫ | ૧,૬૪,૩૫,૭૫૫ |
| ૧૮૭૧-૭૨ | ૧,૬૦,૮૯,૩૧૯ | | |

| | રૂ. દશ* | | રૂ. દશ* |
|---|---|---|---|
| ૧૮૮૫-૮૬ | ૨,૦૩,૮૫,૯૩૭ | ૧૮૯૨-૯૩ | ૨,૪૮,૬૪,૬૩૦ |
| ૧૮૮૬-૮૭ | ૨,૦૩,૮૭,૦૧૪ | ૧૮૯૩-૯૪ | ૨,૪૪,૬૪,૮૯૧ |
| ૧૮૮૭-૮૮ | ૨,૧૪,૮૦,૬૦૧ | ૧૮૯૪-૯૫ | ૨,૪૭,૬૯,૮૧૭ |
| ૧૮૮૮-૮૯ | ૨,૧૪,૬૧,૨૫૩ | ૧૮૯૫-૯૬ | ૨,૬૨,૫૧,૪૭૨ |
| ૧૮૮૯-૯૦ | ૨,૧૯,૭૨,૯૨૭ | ૧૮૯૬-૯૭ | ૨,૫૦,૫૨,૧૪૫ |
| ૧૮૯૦-૯૧ | ૨,૧૯,૦૬,૫૫૨ | ૧૮૯૭-૯૮ | ૨,૭૭,૩૨,૭૫૮ |
| ૧૮૯૧-૯૨ | ૨,૩૬,૭૫,૩૦૬ | | |
| | પૌંડ (રૂ. ૧૫) | | પૌંડ (રૂ. ૧૫) |
| ૧૮૯૮-૯૯ | ૧,૬૪,૭૪,૮૧૦ | ૧૯૦૯-૧૦ | ૧,૯૧,૧૨,૩૨૩ |
| ૧૮૯૯-૦૦ | ૧,૫૩,૭૬,૪૭૩ | ૧૯૧૦-૧૧ | ૧,૯૨,૬૫,૦૪૨ |
| ૧૯૦૦-૦૧ | ૧,૫૪,૭૪,૩૯૧ | ૧૯૧૧-૧૨ | ૧,૯૫,૫૮,૫૮૦ |
| ૧૯૦૧-૦૨ | ૧,૬૧,૬૪,૨૯૨ | ૧૯૧૨-૧૩ | ૧,૯૫,૬૫,૪૬૬ |
| ૧૯૦૨-૦૩ | ૧,૭૬,૩૪,૬૧૩ | ૧૯૧૩-૧૪ | ૧,૯૮,૯૬,૧૧૩ |
| ૧૯૦૩-૦૪ | ૧,૮૧,૪૦,૮૨૩ | ૧૯૧૪-૧૫ | ૨,૦૪,૩૪,૯૧૫ |
| ૧૯૦૪-૦૫ | ૨,૦૬,૯૬,૧૯૩ | ૧૯૧૫-૧૬ | ૨,૨૨,૬૧,૩૫૩ |
| ૧૯૦૫-૦૬ | ૧,૯૬,૭૬,૬૩૯ | ૧૯૧૬-૧૭ | ૨,૪૯,૯૦,૮૧૧ |
| ૧૯૦૬-૦૭ | ૨,૦૧,૭૦,૩૬૦ | ૧૯૧૭-૧૮ | ૨,૯૦,૪૩,૧૪૧ |
| ૧૯૦૭-૦૮ | ૧,૯૨,૪૮,૩૫૪ | ૧૯૧૮-૧૯ | ૪,૪૪,૮૦,૨૩૮ |
| ૧૯૦૮-૦૯ | ૧,૯૬,૦૨,૯૮૮ | ૧૯૧૯-૨૦ | ૫,૮૦,૯૦,૧૭૩ |
| | પૌંડ (રૂ. ૧૦) | | |
| ૧૯૨૦-૨૧ (અંદાજ) | ૫,૫૧,૮૧,૮૦૦ | | |

* આ આંકડાઓમાં ઈંગ્લંડમાં એક્ષચેંજને લીધે ગયલી ખોટ પણ ઉમેરવામાં આવેલી છે. આ આંકડાઓ દશકમાં આપેલા છે એટલે દરેકપર મીંડું વધારી લેવું.

## સરકારની આવક :

અંગ્રેજ સરકારની આપણા દેશમાંની આવકનો મોટો ભાગ મહેસુલમાંથી આવે છે. સરકારની આવકનાં મુખ્ય સાધનો નીચે પ્રમાણે છેઃ (૧) જમીનની મહેસુલ (૨) દેશી રાજ્યોમાંથી મળતી ખંડણી (૩) જંગલો (૪) અફીણ (૪) મીઠું (૬) આબકારી (૭) જકાત (૮) આવકવેરો (૯) પ્રાંતિક ખંડણી (૧૦) સ્ટૅમ્પો (૧૧) રજીસ્ટ્રેશન (નોંધણી,) (૧૨) પોસ્ટ ઑફિસ, રેલ્વેઓ, નેહેરો વિગેરે વેપારી ખાતાં.

૧૯૧૮–૧૯ માં હિંદી સરકારની કુલ મહેસુલ ૧૭૪ કરોડ અને ૮૮ લાખની હતી. તેની વિગત નીચે પ્રમાણેઃ

| | લાખ રૂપીઆ. | | લાખ રૂપીઆ. |
|---|---|---|---|
| જમીનની મહેસુલ | ૩૧૬૩ | પ્રાંતિક કરો | ૪ |
| દેશી રાજ્યોમાંથી ખંડણી | ૮૯ | સ્ટૅમ્પો | ૯૦ |
| જંગલ ખાતું | ૪૬૮ | રજીસ્ટ્રેશન | ૮૭ |
| અફીણ | ૪૯૩ | પોસ્ટ ઑફીસ | ૮૯ |
| મીઠું | ૬૪૨ | તારો | ૮૦૧ |
| આબકારી | ૯૧૩ | રેલ્વેઓ | ૩૭૧૪ |
| જકાત | ૧૮૧૮ | નહેરો | ૮૦૪ |
| આવકવેરો | ૧૧૬૩ | પરચુરણ | ૪૧૫૦ |

## સરકારનો ખર્ચ:

સરકારના ખર્ચનાં મુખ્ય ખાતાંઓ નીચે પ્રમાણે છેઃ

(૧) દીવાની અમલનો ખર્ચ (૨) લશ્કર અને લશ્કરી ખાતું (૩) પોષ્ટ અને તારખાતાંનો ખર્ચ (૪) રેલ્વેઓ (૫) નહેરો, અને (૬) મહેસુલ ઉઘરાવવાનો ખર્ચ. આ ખર્ચની વીગત ૧૯૧૮–૧૯ માં નીચે પ્રમાણે હતીઃ—

| લાખ રૂપીઆ. | | લાખ રૂપીઆ. | |
|---|---|---|---|
| દીવાની અમલનો ખર્ચ | ૩૫૫૫ | રેલ્વેઓ | ૨૧૬૦ |
| લશ્કરી ખર્ચ | ૭૦૨૦ | નેહેરો | ૫૮૫ |
| પોષ્ટ અને તારખાતાં | ૬૦૦ | મહેસુલ ખાતું | ૧૭૭૦ |

હિંદી પ્રજાની સરેરાશ આવક વર્ષે ૩૦ રૂપિઆની ગણાય છે. એક હિંદી ખેડૂતની સરેરાશ આવક રોજની ત્રણ પૈસાની છે. હિંદ પૃથ્વીપર ગરિબમાં ગરિબ દેશ ગણાય છે જો કે બ્રિટિશ સરકારના રાજ્ય પહેલાં તે શ્રીમંત હતો. આવી દશા હોવા છતાં હિંદના વાઇસરોયનો તથા બીજા અમલદારોનો પગાર ઈંગ્લંડના–સામ્રાજ્યના વડા પ્રધાન મી. લૉઇડ જ્યૉર્જના પગાર કરતાં પણ વધારે છે. સરકારી અમલદારોને હિંદમાં જેવા મોટા પગાર મળે છે તેવા દુનિયાના કોઇ દેશમાં મળતા નથી. અમલદારોના પગાર નીચે પ્રમાણે છે:—

| | રૂપીઆ વર્ષે. |
|---|---|
| હિંદના ગવર્નર જનરલ અને વાઇસરોય ... | ૨,૫૬૦૦૦ |
| બંગાલ, મદ્રાસ, મુંબઇ અને સંયુક્ત પ્રાંતના ગવર્નરો | ૧,૨૮,૦૦૦ |
| હિંદના શહેનશાહી લશ્કરના સેનાધિપતિ ... | ૧,૦૦,૦૦૦ |
| પંજાબ, બીહાર અને ઓરીસ્સાના ગવર્નર ... | ૧,૦૦,૦૦૦ |
| મધ્ય પ્રાંતના ગવર્નર ... ... ... | ૭૨,૦૦૦ |
| આસામના ગવર્નર ... ... ... ... | ૬૬,૦૦૦ |
| લેફ્ટનંટ ગવર્નર ... ... ... ... | ૧,૦૦,૦૦૦ |
| સેનાપતિ શિવાય વાયસરોયની કારોબારી સભાના સભાસદો ... ... ... ... | ૮૦૦૦૦ |
| બંગાલ, મદ્રાસ, મુંબઇ અને સંયુક્ત પ્રાંતના ગવર્નરોની કારોબારી સભાના સભાસદો ... | ૬૪૦૦૦ |

| | |
|---|---|
| પંજાબ, બીહાર અને ઓરીસ્સાની કારોબારી સભાના સભાસદો ... ... ... | ૬૦૦૦૦ |
| મધ્યપ્રાંતની કારોબારી સભાના સભાસદો ... | ૪૮૦૦૦ |
| આસામની " " " | ૪૨૦૦૦ |
| રેલવે બોર્ડના પ્રમુખ ... ... ... | ૭૨૦૦૦ |
| બંગાળના વડા જજ ... ... ... | ૭૨૦૦૦ |
| મુંબઇ, મદ્રાસ, અલ્લાહાબાદ, પટના અને પંજાબના વડા ન્યાયાધીશ ... ... ... | ૬૦૦૦૦ |
| હાઇ કોર્ટના બીજા જજો ... ... | ૪૮૦૦૦ |
| બંગાલની મહેસુલી બોર્ડના સભાસદો ... ... | ૪૫૦૦૦ |
| બીજા પ્રાંતોની મહેસુલી બોર્ડના સભાસદો ... | ૪૨૦૦૦ |
| કમીશનરો ... ... ... ... | ૩૫૦૦૦ |
| ચીફ કમીશનરો ... ... ... ... | ૩૬૦૦૦ |

નવા સુધારા પ્રમાણે જે ખાતાંઓ હિંદી પ્રધાનોને આપવામાં આવ્યાં છે તે પ્રધાનોને કારોબારી સભાના સભાસદો જેટલો પગાર મળે છે.

આ પ્રકરણપરથી આપણી આર્થીક દશા કેટલી કંગાળ છે તે જણાઇ આવે છે અને જ્યાં સરકારી ખાતાં પાછળ આવા ઉડાઉ ખર્ચો થતા હોય ત્યાં આવી દશા થવીજ જોઇએ. આ ગંજાવર ખર્ચો ગરિબ ભારતીઓનું લોહી ચૂસી જાય છે, લોકો અરધે પેટે જેમ તેમ જીવે છે, ખેડૂતો મજુરો અને મધ્યમ વર્ગમાં હાડપિંજરોજ નજરે પડે છે. તેમની એવી દશા જોઇ ગમે તેવા કઠોર દીલના મનુષ્યનું હૃદય પણ કકળી ઉઠવું જોઇએ. આપણા નેતાઓ એ હાડપિંજરોને જોઇ કકળી ઉઠયા. તેમનું હૃદય ખેડૂતોની કંગાળયત જોઇ રડી પડયું. અને તેમણે સરકારને પોતાનો ભયંકર ખર્ચ કમી કરવાની ફરજ પાડવાની જરૂર જોઇ. હિંદની કંગાળયતમાંથીજ રાજદ્વારી ચળવળ-રાજકીય અસંતોષ જન્મ્યાં એમ કહીશું તો તે અત્યુક્તિ નહિ ગણાય આપણી રાજ્યદ્વારી ચળવળ કયારથી શરૂ થઇ અને તેમાં દિવસે દિવસે આપણે કેવી તથા કેટલી પ્રગતિ કરી છે તે પાંચમા પ્રકરણપરથી જણાશે.



# પ્રકરણ ૫ મું.



## રાજદ્વારી ચળવળ.

શિક્ષણથી તથા સ્વતંત્રતા પ્રત્યેની માનવજાતિની સ્વાભાવિક પ્રીતિથી આપણા પૂર્વજોની ઉંઘ ઉડતી ગઇ–તેમનામાં નવી ભાવના, નવું ચેતન અને નવી જાગ્રતિ ઉત્પન્ન થઇ. બ્રહ્મોસમાજ, આર્યસમાજ, થીઓસોફિકલ સોસાઇટી અને રામકૃષ્ણ મિશન તથા દેશની જૂદી જૂદી સંસ્થાઓની સેવાધર્મપરાયણ પ્રવૃત્તિએ પ્રજાને જગાડી અને સ્વાભાવિક રીતે કેટલાક નેતાઓ રાજકીય સ્વાતંત્ર્યનો લ્હાવો લેવો પ્રેરાયા.

"૧૮૮૪ નો ડીસેમ્બર મહિનો લગભગ પૂરો થવા આવ્યો હતો. એ સમયે ધાર્મિક તથા સામાજિક સુધારણાના મુખ્ય હિમાયતી દિવાન બહાદૂર રઘુનાથરાયને બંગલે મદ્રાસમાં ૧૭ ગૃહસ્થોની એક સભા મળી. આ સત્તર ગૃહસ્થોમાંના ઘણાખરા અદીયાર ખાતે તે સમયે મળેલા થિઓસોફીકલ સોસાઇટીના અધિવેશનમાં આવેલા હતા. તથા બીજા મિત્રતાના નાતાથી તથા કેટલાક સમાજ તરફ સહાનુભૂતિ હોવાને લીધે આવેલા હતા. એટલું ચોક્સ હતું કે હિન્દુસ્તાનના ઉચ્ચ ધર્મ માટેનું નૂતનોત્પન્ન અભિમાન તેમનાં અંતઃકરણોમાં વાસ કરતું હતું. ગત કાળમાં હિંદુસ્થાન જેવો વૈભવશાલી હતો તેવોજ તે ભવિષ્યમાં થોડા વખતમાં થનાર છે, એવી આશાનાં કિરણો તેમનાં હૃદયમાં પ્રકટયાં હતાં. રાજભ્રષ્ટ થયલાં પૌર્વાત્ય રાષ્ટ્રો અર્વાચીન પાશ્ચાત્ય રાષ્ટ્રોનાં સદૈવ ગુલામ બની રહે તે શકય નથી એવી ભાવના તેમના અંતરમાં જાગૃત થઇ હતી. અંતે વૈભવશાલી સામ્રાજ્યોની એક વેળાની જન્મભૂમિ–

એશિયા ખંડ–પુનઃ એકવાર હાથ લાંબો કરી રાજ્યદંડ પોતાના હાથમાં લેશે અને પોતાની સત્તા દિગંતમાં પ્રસારશે એવું સુખદ સ્વપ્ન પણ તેઓ જોઇ રહ્યા હતા. દેશને માટે તેમના દીલમાં લાગણી હોવાથી દેશની વર્ત્તમાન સ્થિતિપર વિચાર કરવાને તેઓ ઉપર લખેલે ઠેકાણે ભેગા મળ્યા; અને પોતપોતાનાં ગામ-શહેર અથવા પ્રાંતમાં જેઓ પોતાના જેવા દેશદાઝવાળા હોય તેમને એકત્ર કરી એક સભા સ્થાપવાનો તેમણે ઠરાવ કર્યો. આ સમય એવો હતો કે દેશમાં રાજકીય વાતાવરણ તદન અંધકારમય હતું. તેથી એવા સમયમાં આ સત્તર ગૃહસ્થોએ એક પ્રબળ સાહસ જ માથે ઉપાડયું ગણી શકાય. ફરીથી વિચાર કરવા માટે ભેળા થવાનો નિર્ણય કરી આ નાની સભા વિખરાઇ.

આ સત્તર ગૃહસ્થોએ ભાવી રાષ્ટ્રવૃક્ષનું બીજ રોપ્યું હતું તેથી તેમનાં માંગલિક નામો અત્રે આપવાની જરૂર છે. કલકત્તાના પ્રસિદ્ધ પ્રજાપક્ષીય વીર બાબુ નરેન્દ્રનાથ સેન આ મંડળીમાંના એક હતા. તેમણે પોતાના Indian Mirror પત્રમાં તે સર્વનાં નામો પ્રગટ કરતાં લખ્યું હતું કે, “સમાજમાં તેમનો દરજ્જો તથા તેમની બુદ્ધિમત્તા ઉભય લક્ષમાં લેતાં જૂદા જૂદા પ્રાંતોમાંથી થિઓસોફીની વાર્ષિક સભામાં આવેલા પ્રતિનિધિઓ પૈકી ઘણાખરા પોતપોતાના પક્ષના વજનદાર નેતા હોય એમ લાગે છે.”

“ઇંડિયન મિરર” માં પ્રગટ થયલાં નામો નીચે પ્રમાણે હતાંઃ–

મદ્રાસઃ—એસ. સુબ્રહ્મણ્ય આયર, પી. રંગાયા નૈડુ અને પી. આનંદા ચાર્લુ.

કલકત્તાઃ—નરેન્દ્રનાથ સેન, સુરેન્દ્રનાથ બેનરજી, અને મોતીલાલ ઘોષ.

મુંબઇઃ—વી. એન. મંડળીક, કે. ટી. તેલંગ તથા દાદાભાઇ નવરોજી.

પુનાઃ—સી. વિજયરંગ મુદલિયર અને પાંડુરંગ ગોપાળ

બનારસઃ—સરદાર દયાળસિંગ.

અલાહાબાદઃ--હરિશ્ચંદ્ર.

વાયવ્યપ્રાંતઃ--કાશીપ્રસાદ અને પંડિત લક્ષ્મીનારાયણ

બંગાલઃ--ચારૂચંદ્ર મિતર.

માતૃભૂમિનો પ્રાણ બચાવવા માટે તથા તેની ઉન્નતિ માટે પ્રેમ તથા આશાપૂર્ણ અંતઃકરણે રાષ્ટ્રીય ચળવળ કરવાની કલ્પના ઉપલા સત્તર મહાપુરૂષોના મનમાં ઉદ્દભવી હતી. મદ્રાસમાં નકકી થયા પ્રમાણે તેમણે પોતપોતાના ગામમાં જઇ શું કર્યું તે જાણવામાં આવ્યું નથી પણ પહેલી હિંદી રાષ્ટ્રીય સભાના વૃત્તાંતમાં એમ લખેલું છે કેઃ "૧૮૮૫ ના માર્ચ માસમાં, હિંદુસ્તાનમાં સર્વ પ્રાંતોના પ્રતિનિધિઓની એક સભા આવતા નાતાલના તહેવારમાં, પુના મધ્યભાગમાં આવેલું હોવાથી ત્યાં ભરવાનું નકકી થયું."

ઉપર જણાવેલી સભા તરફથી એક જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવ્યું. આજથી ૩૫ વર્ષો પૂર્વે, ૧૮૮૫ ની સાલમાં તેમની કેવી મહેચ્છા હતી તે જાણવું અગત્યનુ છે. હિદુસ્થાનને સ્વરાજ્ય મેળવી આપવાના તથા જે બ્રિટિશ રાજ્યપર સૂર્ય કદિ આથમતો નથી તે સામ્રાજ્યમાં બીજાં સ્વતંત્ર રાષ્ટ્રો પેઠે પોતાના દેશને પણ સ્વતંત્રતા ભોગવતો કરવાના પ્રયત્નમાં, હિંદી રાષ્ટ્રના જેઓ પાછળથી મહાન નેતાઓ થયા તેમના પ્રારંભમાં કેવા વિચારો હતા તે એ જાહેરનામા-પરથી સ્પષ્ટ જણાય છે.

તે જાહેરનામું નીચે પ્રમાણે હતુંઃ

"તા. ૨૫ મી ડીસેમ્બરથી ૩૧ મી ડીસેમ્બર ૧૮૮૫ સુધી હિંદી રાષ્ટ્રીય સંઘ ( Indian National Union ) ની પરિષદ પુનામાં મળશે.

બંગાળ, મુંબઇ તથા મદ્રાસ ઇલાકાના જૂદા જૂદા પ્રાંતોના પ્રતિનિધિઓ સદર બેઠકમાં ભેગા મળશે. આ પ્રતિનિધિઓ ઉત્તમ અંગ્રેજી જાણનારા તથા રાજકીય વિષયમાં આગેવાની લેનારા હશે.

હિંદી રાષ્ટ્રીયસંઘની આ પરિષદના ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ—

૧. રાષ્ટ્રોન્નતિ માટે અંતઃકરણપૂર્વક કામ કરનારા સર્વ માણસોની પરસ્પર ઓળખાણ કરીને પરસ્પર વિચારોની વાંટણી કરવી.

૨. આવતા વર્ષમાં જે રાજકીય કામો હાથમાં લેવા જેવાં હોય તેપર વિચાર કરી નિર્ણય કરવો.

પરોક્ષ રીતે સદરહુ પરિષદ આ દેશની ભાવી પાર્લામેંટના બાળ સ્વરૂપ જેવીજ છે. તેનું કામ આપણે યોગ્ય રીતે ચલાવીશું તો થોડાંજ વર્ષોમાં કોઇપણ પ્રકારના પ્રતિનિધિત્વ માટે હિંદુસ્થાન હજુ તદન અયોગ્ય છે એમ કહેનારાઓનાં મ્હોડાં ફીકકાં પડી જશે. બીજી પરિષદ પુનામાંજ ભરવી કે બ્રિટિશ એસોસિએશનનું અનુકરણ કરી દરસાલ જૂદે જૂદે સ્થળે ભરવી તે આવતી બેઠકમાં નકકી કરવામાં આવશે.

સાર્વજનિક સભાવાળા રા. ચિપલુનકર વિગેરેએ સ્વાગતમંડળનુ કામ માથે ઉપાડી લીધું હતું. પુનામાં આશરે ૭૦ પ્રતિનિધિઓ આવવાની અટકળ કરવામાં આવી હતી પણ પુનાના ભાગ્યમાં પ્રથમ મહાસભા પોતાને ત્યાં ભરી પોતાનું નામ અમર કરવાનું વિધાતાએ લખ્યું ન્હોતું તેથી નાતાલ પહેલાં ત્યાં થોડાક મરકીના કેસ થવાથી પુનામાં પરિષદ ન ભરતાં મુંબઇમાં ભરવાનો નિર્ણય કરવામાં આવ્યો. શેઠ ગોકળદાસ તેજપાળ સંસ્કૃત પાઠશાળા તથા વિદ્યાર્થિગૃહનું ભવ્ય મકાન રાષ્ટ્રીય સભાના કામ માટે તેના વ્યવસ્થાપકોએ સ્વાગતમંડળને સ્વાધીન કર્યું અને તા. ૨૭ મી

ડીસેમ્બરે હિંદી રાષ્ટ્રના પ્રતિનિધિઓના સ્વાગતની સર્વ તૈયારી થઇ ચૂકી. આ પરિષદમાં હાજર થયલા કેટલાક નેતાઓએ માતૃ-ભૂમિની સેવા કરી પાછળથી પોતાનાં નામ ચિરંજીવ કર્યાં હતાં. સરકારી નોકરીની બેડીથી જકડાવાથી પ્રતિનિધિ ન થઇ શકે એવાઓએ પણ તેના કાર્ય તરફ સહાનુભૂતિ દર્શાવી હતી. તેમાં હાજરી આપનારાઓમાં તે વેળાના મદ્રાસના ડેપ્યુટી કલેકટર અને સુપ્રસિદ્ધ સુધારક દિ. બ. આર. રઘુનાથરાવ, પુનાની સ્મૉલકૉઝ કોર્ટના જજ, કાયદા કોંસિલના સભાસદ અને પાછળથી મુંબઇની હાઇકોર્ટના ન્યાયાધીશ થયલા સર્વપૂજ્ય નેતા રા. મહાદેવ ગોવિંદ રાનડે, એક લેખક અને વિદ્વાન્ તરિકે પ્રસિદ્ધ થયલા આગ્રાનિવાસી લાલા બૈજનાથ તથા પ્રૉ. સુંદરરામન અને પ્રો. આર. જી. ભંડારકર હતા. પ્રતિનિધિઓમાં જ્ઞાનપ્રકાશ, પુના સાર્વજનિક સભાનું ત્રિમાસિક, મરાઠા, કેસરી, નવવિભાકર, ઇંડિયન મિરર, નાસિન, હિંદુસ્તાની ટ્રિબ્યુન, ઇંડિયન યુનિયન, ઇંડિયન સ્પેકટેટર, હિંદુ, ઇંદુપ્રકાશ અને ક્રેસંટ વિગેરે પત્રોના સમ્પાદકો પણ હતા. સિમલાથી મિ. એ. ઓ, હ્યુમ પધાર્યા હતા. કલકત્તાના ડબ્લ્યુ. સી. બેનરજી અને નરેન્દ્રનાથ સેન, પુનાના ડબ્લ્યુ. એસ. આપટે અને જી. જી. આગરકર, લખનૌના ગંગાપ્રસાદ વર્મા, મુંબઇના દાદાભાઇ નવરોજી, કે. ટી. તેલંગ તથા ફીરોઝશાહ મહેતા, ડી. ઇ. વાચ્છા, બી. એમ, મલબારી, અને એન. જી. ચંદાવરકર, મદ્રાસના એસ. સુબ્રહ્મણ્ય અય્યર, મહાજન સભાના અધ્યક્ષ પી. રંગય્યા નાયડુ, પી. આનંદા ચાર્લુ, જી. સુબ્રહ્મણ્ય અય્યર, એમ. વીર રાઘવાચારિયર, અને અનંતાપુરના પી. કેશવ પીલે વિગેરે. હિંદી સ્વરાજ્ય માટે પ્રયત્ન કરનારાઓના ઉપલા નેતાઓ આદ્ય ગુરૂઓ હતા.

ગોકુળદાસ તેજપાળ સંસ્કૃત પાઠશાળાના દિવાનખાનામાં સને ૧૮૮૫ ના ડિસેમ્બર માસની તા. ૨૮ મીએ બપોરે બારવાગે પહેલી હિંદી રાષ્ટ્રીય સભા મળી. મિ. હ્યુમે મી૦ ડબલ્યુ. સી. બેનરજીને પ્રમુખપદ આપવાની સૂચના કરી તેને રા. એસ. સુબ્રહ્મણ્ય અય્યર તથા કે. ટી. તેલંગે પુષ્ટિ આપી.

રાષ્ટ્રીય સભાની આવશ્યકતા તથા તેના પ્રતિનિધિત્વ વિષે બે બોલ કહી રા. બેનરજીએ રાષ્ટ્રીય સભાના નીચેના ચાર ઉદ્દેશો વ્યક્ત કર્યા.

(અ) સામ્રાજ્યના નિરનિરાળા ભાગમાં જે કોઇ હિંદુસ્થાનની ઉન્નતિ માટે લાગણીપૂર્વક મથન કરતા હોય તેમનામાં પરસ્પર સ્નેહ તથા વિશ્વાસ વધારવા.

(આ) માતૃભૂમિના સર્વ બાળકોમાં પરસ્પર સ્નેહભાવ તથા મિત્રતા વધારી, જાતિભેદ, ધર્મભેદ, પ્રાંતભેદ વગેરે કારણે ઉત્પન્ન થતો ભિન્નભાવ નષ્ટ કરીને આખા દેશમાં પ્રિય થઇ ગયલા લોર્ડ રિપનની સ્મરણીય કારકીર્દીમાં દેશમાં ઉત્પન્ન થયેલી એકરાષ્ટ્રીયત્વની કલ્પના નિત્ય વધારતાં જવી.

(ઇ) પ્રચલિત સામાજિક પ્રશ્નો પૈકી હાથમાં લેવા જોગ કોઇ વિશેષ મહત્વના પ્રશ્ન સંબંધી, પૂર્ણ વાદવિવાદને અંતે તથા પુર્ણ વિચાર કર્યા પછી હિંદુસ્થાનના સુશિક્ષિત વર્ગોના નિર્ણયાત્મક મતે જે નકકી થાય તે સર્વેએ માન્ય રાખવું.

(ઈ) બાર મહિનામાં હિંદી રાજકીય નેતાઓએ લોકકલ્યાણાર્થે કેવા પ્રયત્નો કરવા, કયે માર્ગે જવું તથા કઇ પધ્ધતિથી ચળવળ કરવી તે ઠરાવવું.

(ઈ–) કલમમાં જણાવ્યા પ્રમાણેની ચળવળની દિશા તથા કાર્યક્રમ નકકી થાત તો દેશને અતિ ફાયદો થવાનો સંભવ છે.

વ્યવસ્થિતપણે કરવાની ચળવળ કોઇ પ્રબળ મંડળ તરફથીજ પ્રજા-સમક્ષ મૂકાવી જોઇએ. રાષ્ટ્રીય સભામાં પ્રજાના વિશ્વાસપાત્ર સુશિક્ષિત પ્રતિનિધિઓ હોવાથી તેમણે નિરનિરાળા રાજકીય પ્રશ્નોપર તથા રાજ્યપદ્ધતિપર આજસુધીમાં અનેકવાર અમૂલ્ય અભિપ્રાયો પ્રગટ કરેલા છે અને સરકાર પાસે આવશ્યક સુધારણાની માગણીઓ પણ કરી છે; પણ આવતા વર્ષમાં શાં શાં કામ કરવાં તેની યોગ્ય રૂપરેખા દોરી આપવાનું કામ તેમણે કર્યું નથી તેથી રાજકીય પ્રવૃત્તિમાં જેવું જોમ સ્વાભાવિક રીતે આવવું જોઇએ તેવું આવ્યું નથી. પણ હવે આવો આરોપ મૂકી શકાય તેમ નથી. હોમરૂલની ચળવળ પછી સત્યાગ્રહ અને અસહકારની ચળવળો શરૂ થઇ અને મહાસભા તથા બીજાં મંડલો જનસમૂહને હમ્મેશાં જાગ્રત રાખવાની જરૂર સમજી તે દિશામાં જોસપૂર્વક કામ કરી રહ્યાં છે. હવે તો પ્રજામાં એવી જાગ્રતિ આવી ગઇ છે કે સર્વ ભાઇ બહેનો સ્વરાજ્ય મેળવવાને આતુર થઇ ગયાં છે.

રાષ્ટ્રીય સભાની આ પહેલી બેઠકમાં નવ ઠરાવો પસાર થયા હતા. હિન્દુસ્થાનને શું જોઇએ છે તે સરકાર પાસે માગવાનું મંગળાચરણ આ પરિષદે કર્યું.

પહેલો ઠરાવ હિંદનો રાજ્ય કારભાર કેવી રીતે ચાલે છે તે માટે તપાસ કરવા માટે એક બાદશાહી મંડળ ( Royal Commission ) ની નીમણુક કરવી એવી મતલબનો હતો. બીજા ઠરાવમાં વિલાયતમાંની ઈંડિયા કૌંસિલ રદ કરવાની વિનંતિ કરવામાં આવી હતી.

ત્રીજો ઠરાવ ધારાસભાના દોષો દૂર કરવા સંબંધી હતો. આ સમયે ધારાસભામાં ફક્ત સરકારનિયુક્ત સભાસદોજ હતા. પણ હવે લોકનિયુક્ત સભાસદો તેમાં ચૂંટાય, તેમને પ્રશ્નો પુછવાનો અધિકાર

મળે, વાર્ષિક અંદાજપત્ર ( Budget ) ધારાસભા સમક્ષ રજુ કરવામાં આવે, વાયવ્ય પ્રાંત તથા અયોધ્યા પ્રાંતમાં સ્વતંત્ર ધારાસભા સ્થપાય, અને ધારાસભામાં બહુમતે કરેલા સનદશીર નિષેધદર્શક ઠરાવો વિષે વિચાર કરવા માટે વિલાયતમાં આમની સભા ( House of Commons ) ની એક " સ્ટેન્ડીંગ કમિટી " નીમવામાં આવે એવી સૂચના પણ સદહું ઠરાવમાં કરવામાં આવી હતી.

ચોથો ઠરાવ ઇંડિયન સિવિલ સર્વિસની પરીક્ષા ઇંગ્લંડની પેઠે હિંદમાં પણ લેવામાં આવે તથા ઉમેદવારની નકકી કરેલી ઉમ્મરમાં વધારો કરવામાં આવે તે વિષે હતો.

પાંચમા તથા છઠ્ઠા ઠરાવમાં લશ્કરી ખર્ચ સામે વિરોધ બતાવવામાં આવ્યો હતો. સાતમા ઠરાવમાં ઉત્તર બ્રહ્મદેશ ખાલસા કરવા બદલ તથા તે હિંદુસ્થાન સાથે જોડી દેવાના ચાલતા વિચાર માટે નિષેધ કરવામાં આવ્યો હતો.

દેશની સઘળી રાજકીય સંસ્થાઓપર સઘળા ઠરાવો મોકલવા સંબંધી આઠમો ઠરાવ હતો. આ ઠરાવ પ્રમાણે દેશની સઘળી રાજદ્વારી સંસ્થાઓમાં તથા તે પ્રસંગે અન્ય સાર્વજનિક સભાઓ ભરીને તેમાં રાષ્ટ્રીય પરિષદના ઠરાવો પસાર કરવાનું ઠર્યું હતું. આ પદ્ધતિ ઘણીજ સારી હતી; પણ તે ચાલુ ન રહી. પરિષદમાં સર્વ ઠરાવો અત્યંત ઉત્સાહ સહિત પસાર કરવામાં આવ્યા. કેટલીક પરચુરણ સૂચનાઓપર ઉપસૂચનાઓ થવાથી મૂળ ઠરાવમાં સુધારો પણ કરવામાં આવ્યો હતો. ઇંડિયા કૌંસિલ હિંદના સ્ટેટ સેક્રેટરીપર દાબ રાખવા માટે હોવાથી તે કાઢી નાખવા કરતાં તેનો દાબ સ્ટેટ સેક્રેટરીપર અધિક રહે તેવું કરવું ઇષ્ટ છે, એમ ઇંડિયા કૌંસિલ સંબંધીના ઠરાવ સમયે કેટલાક પ્રતિનિધિઓ બોલ્યા હતા.

અંતિમ ઠરાવ બીજી પરિષદ્ ૧૮૮૬ ના ડિસેમ્બરની ૨૮ મી તારીખે કલકત્તામાં ભરવા વિષે હતો.*"

આ સભાએ ભારી ખળભળાટ મચાવ્યો અને "ટાઇમ્સ" ના મુંબઇના પ્રતિનિધિએ તે વિષે લખતાં ટીકા કરી કે "દુનિયાની શરૂઆત પછી કદાચ આ વેળા પહેલીજ વાર હિંદુસ્થાન રાષ્ટ્ર તરિકે ભેગું થયું હશે." તેણે નોંધ લીધી કે "તેમનાપર રાજ્ય કરવાની તેમની (ગોરાઓની) શક્તિના સવાલ પર કોઇએ ચર્ચા કરી નથી" વધારામાં તેણે લખ્યું કે: "જોકે ઘણી વિચિત્ર વાતો થઇ હતી, બહુ ઉતાવળ "અને અધીરાઇ બતાવવામાં આવી હતી કે જે ઉન્નતિ દૂર "લઇ જાય છે અને અજ્ઞાનતાને લીધે પકવ સમય પહેલાં કેટલીક "ખાસ માગણીઓ થઇ હતી છતાં તેમની અભિલાષાઓ ઉમદા "હતી અને તેમનામાં રાષ્ટ્રીય ઐક્ય તથા દેશાભિમાનની ભાવના "હતી કે જે પૂર્વની જાતિઓમાં હમણાં હમણાંજ જન્મવા "પામી છે."

આ પહેલી પરિષદ્પર લખતાં "ટાઇમ્સે" લખ્યું હતું:

"આ ઠરાવો જોતાં જે પ્રથમ પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કે હિંદુસ્થાન તેમાં કરેલી માગણીઓ મેળવવાને તૈયાર છે કે? જો આ પ્રશ્નનો જવાબ હકારમાં આપી શકાતો હોય તો હિંદમાંના અંગ્રેજી અમલના દહાડા ભરાઇ ચૂકયા છે. જો હિંદ પોતાની રાજ્યવ્યવસ્થા કરી શકતું હોય તો આપણે ત્યાં વધુ રહેવાની જરૂર નથી. આપણે જે કરવાનું છે તે એ કે નવી રાજ્યપધ્ધતિની ઘટના યોગ્ય રીતે ઘડી આપવી અને પછી તેનો અમલ કરવાનું હિંદીઓને સોંપી દેવું."

* પહેલી મહાસભાનો આ ટૂંક અહેવાલ How India wrought for freedom માંથી ઉતારવામાં આવ્યો છે.

"ટાઇમ્સે" આગાહ ભવિષ્ય ભાખ્યું હતું કે જો કે હજુ સ્વરાજ્યની વાત થતી નથી તોપણ કોંગ્રેસ જરૂર એ દિશાએ જશે. તેણે લખ્યું હતું:

"વાઇસરોયની ધારા સભા ચુંટાયલા સભાસદો માટે ખુલ્લી મૂકવી અને લઘુમતિને પાર્લામેંટરી કમિટી સમક્ષ પોતાનો અવાજ રજુ કરવાનો સનદી હક આપવો તે હિંદુસ્થાનમાં અત્યંત મુશ્કેલી ભરી "હોમરૂલ" ની પધ્ધતિ દાખલ કરવા સમાન થશે. આપણે ગમે તેટલું ઇચ્છીએ તો પણ હિંદી સરકારને સનદશીર બનાવી શકાશે નહિ...શિક્ષિત વર્ગ પૂર્ણ રાજકીય હકોમાંથી બાતલ થવાથી ભલે બખાળા કાઢે, તેઓ જેમ જેમ પોતાની લાયકાત પુરવાર કરશે તેમ તેમને રાજકીય હકો મળશે પણ હિંદ તલવારથી જીતાયું હતું અને ગમે તેના હાથમાં એ દેશની સરકાર હોય તોપણ તેનાપર તલવારથીજ અમલ ચલાવવો જોઇએ."

૧૮૮૫ માં "ટાઇમ્સ" ના મગજમાં "તલવાર" થી રાજ્ય ચલાવવાનો ધખારો હતો–૧૯૨૧ માં તે કહે છે કે "હિંદપર રાજ્ય-સત્તા ચલાવનારાઓના અંતરની ભાવનામાં પલટો થવો જોઇએ અને હિંદને સંતુષ્ટ કરવું જોઇએ."

બીજી કોંગ્રેસના પ્રમુખ દાદાભાઇ નવરોજી હતા. ૪૪૦ ચૂંટાયલા પ્રતિનિધિઓ દેશના દરેક ભાગમાંથી આવ્યા હતા અને હજારો પ્રેક્ષકોએ પોતાના દેશની રાજકીય પ્રવૃત્તિમાં રસ લીધો હતો. આ પરિષદે હથિયારબંધીના કાયદા સામે પોકાર કરી "વોલંટીઅર" થવાના હકકની માગણી કરી હતી અને રાજા રામપાલસિંગે ક્રોધ ભર્યા સ્વરે ફરિયાદ કરી હતી કે ઈંગ્લંડ "હિંદની વીર ક્ષાત્રવૃત્તિને છૂંદી નાખી તેમને બ્હીકણુ ગોવાળીઆ" બનાવવા મંડયું છે. "જો પ્રજાની મરદાઇનો સમૂળો

નાશ થઇ જશે તો ઇંગ્લંડ સાથે કેવા કાળ ચોઘડીઆમાં અમારો સંબંધ થયો" એમ હિંદીઓ બોલશે, એમ કહી રાજા રામપાલસિંહે હથિયારબંધીના કાયદા સામે પ્રબલ વિરોધ દર્શાવ્યો હતો. કોંગ્રેસે "હિંદના મોટા ભાગની વધતી જતી કંગાલ્યત" પર ધ્યાન ખેંચી તે નષ્ટ કરવા માટે પ્રાતિનિધિક સંસ્થાની માગણી કરી હતી. મૌલવી સયદ શરફુદીને કહ્યું હતું કે " જે લોકોને અમારા રિવાજો અને અમારા જીવનનું ખરૂં જ્ઞાન હોય, જેઓ અમને ઓળખતા હોય, અમારા હોય તેમનો અમારાપર અમલ હોવો જોઇએ–અજાણ્યા પરદેશીઓનો નહિ: પછી ભલે તેમની ભાવના ગમે તેટલી સુંદર હોય! પ્રતિનિધિત્વની માગણી કરતી વખતે તેના સિધ્ધાંતો પણ આપણા વડીલ નેતાઓએ સંભાળપૂર્વક ઘડી કાઢ્યા હતા. બીજા એક ઠરાવથી* ન્યાય અને કારોબારીખાતાં જૂદાં પાડવાની માગણી કરવામાં આવી હતી. આ પરિષદમાં બ્રહ્મવીર પંડિત મદનમોહન માલવિયાજીએ પહેલીવાર ગર્જના કરી હતી અને પોતાની અનંત દેશભક્તિથી શ્રોતાઓને ચકિત કરી નાખ્યા હતા.

ત્રીજી રાષ્ટ્રીય પરિષદ મદ્રાસમાં મી. બદરૂદીન તૈયબજીના પ્રમુખપદ નીચે મળી હતી. તેણે બીજી પરિષદના ઠરાવો પાછા પસાર કર્યા–લશ્કરમાં ઉચ્ચ પદવીઓ હિંદીઓને આપવાની તથા લશ્કરી

---

* ૧૮૮૬ થી ન્યાય અને કારોબારીખાતાં જૂદાં પાડવાની કોંગ્રેસ માગણી કરતી આવી છે; ૧૯૨૧ ની વડી ધારાસભામાં, નવા સુધારાને પ્રતાપે એ ઠરાવ આવતાં, સરકારે જો પ્રાંતિક સરકાર એ ખાતાં જૂદા પાડવાનું નકકી કરશે તો હિંદી સરકાર તે માન્ય કરશે એમ જણાવવાથી સંયુક્ત પ્રાંતની ધારાસભાએ એ ઠરાવ પસાર કર્યો છે અને આપણા પ્રજાકીય સભ્યો હવે દરેક પ્રાંતિક ધારાસભામાં આ ઠરાવ પસાર કરાવી દેશના લાંબા વખતના કકળાટનો અંત લાવી શકે તેમ છે.

કૉલેજ સ્થાપવાની અને હથિયારબંધીના કાયદામાં ફેરફાર કરી હિંદીઓને હથિયાર ધારણ કરવાની છૂટ આપવાની માગણી કરી. મી. અલીમહમદ ભીમજીએ પ્રજાની સામાન્ય લાગણી બતાવતાં કહ્યું કે "સૈન્યમાં સ્વયંસેવક થવાની કરવામાં આવતી મના માટે કોને નથી લાગતું ? એ અપમાનથી–શસ્ત્રના ઉપયોગની બંધીથી કોનું લોહી નથી ઉકળતું ?" હજુ આ અપમાનનો અંત આવ્યો નથી અને હિંદીઓને તેથી પ્રબલ ગુસ્સો ઉપજે છે. અનેક નેતાઓએ ઈંગ્લંડ જો લડાઇમાં ઉતરે તો હિંદ લશ્કરી તાલીમ સાથે કેટલું ઉપયોગી થઇ પડે તેનું વિવરણ કર્યું હતું. ૧૮૮૭ માં હિંદી નેતાઓએ ઇંગ્લંડને આ ચેતવણી આપી હતી. ૧૯૧૪ માં એ દિવસ આવ્યો. જર્મની સાથે સામ્રાજ્યને પ્રચંડ યુદ્ધમાં ઉતરવું પડયું અને ઈંગ્લંડની સંકૂચિત તથા અવિશ્વાસુ રાજનીતિને લીધે જે યુદ્ધનો જો હિંદીઓને લશ્કરી તાલીમ આપવામાં આવી હોત તો બે ચાર મહિનામાં અંત આવી જાત તે ચાર ચાર વર્ષ સુધી ચાલુ રહ્યું અને તેમાં અબજો રૂપિયાની હોળી કરવી પડી. શું હજુય સરકારની આંખ નહિ ઉઘડે ? જે થોડીઘણી ક્ષાત્ર-વૃત્તિ હજુ આપણી કેટલીક લડાયક જાતિઓમાં રહેલી છે તેમાંથી થોડાક માણસો સરકારને મળ્યા અને તેમણે ફ્લેન્ડર્સની રણભૂમિપર પોતાની વીરતા બતાવી. જે સમયે ફ્રાંસના પતનનો યમઘંટ વાગી રહ્યો હતો ત્યારે મિત્રસેનાને પરાજયના કલંકમાંથી પોતાના રકત રેડીને આપણે બચાવી લીધી. હિંદી સૈનિકોની આવી અપૂર્વ રાજનિષ્ઠા છતાં જો સરકાર હજુ શંકાશીલજ રહેશે તો એ સંઘ કાશી કેમ પહોંચશે ? સામ્રાજ્યને પડખે કરોડો હિંદીઓ ઉભા રહી શકે એવી સગવડ હોવા છતાં ત્રીસ કરોડ માણસોને નિઃશસ્ત્ર રાખવા અને તેમની મરદાઇ છૂંદી નાખવી એ બ્રિટિશ સરકારનું મોટામાં મોટું

કલંક છે. એ કલંક ધોઇ નાખવામાંજ હેમ્પડન, સીડની અને મીલ્ટનના વારસોની શોભા છે. નવા સુધારા દાખલ થયા પછી હિંદી સેનાપતિ લૉર્ડ રોલીન્સને દેહરાદુનમાં લશ્કરી કૉલેજ સ્થાપવાનું વચન આપ્યું છે અને હવે પછી હિંદીઓને અમુક પ્રમાણમાં લશ્કરી કમીશનો પણ આપવામાં આવનાર છે તે કૈંક આશાનાં કિરણ પ્રકટાવે છે. પણ હવે હિંદને સશસ્ત્ર કરવામાં સરકાર જેટલી ઢીલ કરે તેટલીજ સામ્રાજ્યને હાનિ છે. નામદાર સમ્રાટ્ પંચમ જ્યોર્જે ડયુક ઑફ કૉનોટ સાથે મોકલેલ સંદેશામાં હિંદને સ્વરાજ્ય આપવાનું પવિત્ર વચન આપી દીધું છે અને નવા સુધારાથી હિંદની સરકાર અર્ધરાષ્ટ્રીય બની છે એ વાત ખરી છે; પરંતુ હિંદને સાચા સ્વાતંત્ર્ય અને સાચા સ્વરાજ્યનો લ્હાવો ચાખવા માટે પોતાના લશ્કર અને પોતાના દરિયાઇ કાફલાની અનિવાર્ય આવશ્યકતા છે. જ્યાંસૂધી આપણા સંરક્ષણ માટેની આપણને તાલીમ મળે નહિ અને વિદેશીઓના હૂમલા સામે ટક્કર ઝીલવાની હિંદમાં તાકાત હોય નહિ ત્યાંસૂધી હિંદ પૂર્ણ સ્વરાજ્ય ભોગવી શકે નહિ. એટલા માટે સર વિલિયમ વિનસેંટે પણ નવી ધારાસભામાં હિંદી લશ્કરની જરૂર સ્વીકારી છે અને તેથી હવે સરકાર બ્રિટન અને હિંદનો સંબંધ એક બીજાને કલ્યાણકારક છે તે સમજી જઇ હિંદને લશ્કરી તાલીમ આપી, ૧૮૭૮ નો કલંકિત કાયદો કાયદાપોથીમાંથી ભૂંસી નાખે તે ઇચ્છવા યોગ્ય છે.

કોંગ્રેસે હુન્નર ઉદ્યોગની તાલીમ તથા દેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાની આવશ્યકતાપર પણ ભાર મૂકયો હતો: આ રીતે કોંગ્રેસ સુવ્યવસ્થિતપણે પ્રગતિ કરતી ગઇ. તે સરકારી અમલપર હિમ્મતથી અને ઉદારતાથી ચર્ચા કરવા લાગી અને દેશનો અવાજ રજુ કરનાર પ્રબલ સંસ્થા બની.

વર્ષે વર્ષે કોંગ્રેસ વ્યાપક થતી ગઇ. તેનું કાર્યક્ષેત્ર પણ વિશાલ થતું ગયું. વિધવિધ રાજકીય ખામીઓ સુધારવાની તે માગણી કરવા લાગી. રાષ્ટ્રીય પરિષદ્‌ના સુન્દર વિકાસનું પૂર્ણ વર્ણન આ સ્થળે કરી શકાય તેમ નથી. રાષ્ટ્રીય પક્ષે ઐકય જાળવી રાખવાને માટે રાષ્ટ્રીય પરિષદ્‌માં આખો દેશ જેમાં સંમત હોય એવા રાજકીય પ્રશ્નોજ હાથ ધર્યા અને બીજા સામાજિક પ્રશ્નોને છેડયા નહિ. ૧૯૦૫ થી ૧૯૧૦ સુધીના દુઃખદ કાળમાં પણ દેશાભિમાની હિંદી દેશભકતોએ કોંગ્રેસનું સુકાન બાહોશીથી હાથમાં રાખી તેને ખરાબે અથડાતી બચાવી લીધી. મહાસભાનું બળ જેમ જેમ વધતું ગયું તેમ તેમ આ દેશના દુશ્મનો–આપખુદ ગોરાઓ-ભડકતા ગયા–તેમણે હિંદીઓને દબાવવામાં કોઇ જાતની કચાસ રાખી નહિ–સરકારી અમલદારોએ જુલ્કાકી દોર ચલાવવા માંડયો. માર્કિવસ ઓફ્ ડફરીને કોંગ્રેસપર રાજદ્રોહનો આરોપ મૂકી તેના હેતુઓ વિષે તદ્દન ખોટી ગેરસમજુતી પેદા કરી અને કોંગ્રેસના નેતાઓને હિંદના શિક્ષિત મનુષ્યોમાંના "મુઠીભર તોફાની" ઓની ઉપમા આપી. પણ આ બખાળાથી તો કોંગ્રેસ વધુ બળવાન બની અને ૧૮૮૮ માં અલાહબાદમાં કોંગ્રેસ મળી ત્યારે ૩૦ લાખ માણસોએ ૧૫૦૦ પ્રતિનિધિઓ ચૂંટણીમાં ભાગ લીધો જેમાંથી ૧૨૪૮ પ્રતિનિધિઓ કોંગ્રેસમાં હાજર થયા હતા. વર્ષે વર્ષે કોંગ્રેસનું બળ વધતુંજ ગયું. તેણે પ્રાતિનિધિક સંસ્થાની દર વર્ષે માગણી કર્યા કરી–બીજી માગણીઓ પણ ચાલુજ રાખી. જે જે નવા પ્રશ્નો ઉપસ્થિત થયા તે બધા બહાદૂરીથી હાથમાં લીધા અને રાષ્ટ્રીય પરિષદ્‌માં જોડાયલા હિંદી હીરાઓએ સર્વ પ્રશ્નો અત્યંત પ્રશંસાપાત્ર રીતે ચર્ચી પોતાની ઝળકતી પ્રતિભા વિદેશીઓને બતાવી આપી.

રાષ્ટ્રીય ભાવનાનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ સરકારી અમલદારોની આપખુદી તથા જોહૂકમી પ્રત્યે પ્રજાનો ક્રોધ વધતો ગયો અને ગ્રેટબ્રિટનની બેદરકારીથી એ આગમાં તેલ હોમાયું. ૧૮૭૭, ૧૮૭૮, ૧૮૮૯, ૧૮૯૨, ૧૮૯૬–૯૭ અને ૧૮૯૯ ના ભયંકર દુકાળો તથા ૧૮૯૬ માં ફાટી નીકળેલી મરકીએ ગરિબ, નિરાધાર હિંદી પ્રજાના દુઃખોમાં ભયંકર વધારો કર્યો. તેમની હાલત કંગાળ અને દયાજનક થઇ પડી અને આ દુઃખોનો અંત લાવવા માટે યોગ્ય પ્રયાસ કરવાની આવશ્યકતા અનિવાર્ય થઇ પડી. શિક્ષિત ભારતીઓએ પોતાનાં અભણ ભાઇબહેનો પ્રત્યેની ફરજ જોઇ લીધી. તે સાથે તેમને તેમની લાચારીનું પણ ભાન થયું અને એ લાચારીમાંથી પ્રતિનિધિત્વની માગણી જન્મી. સરકારી અમલમાં પ્રતિનિધિત્વનો સિદ્ધાંત દાખલ કરતાં અંતે સ્વરાજ્ય મેળવવાની–ભોગવવાની મહત્વાકાંક્ષા વધી પડી. ૧૮૮૯ માં પાંચમી કોંગ્રેસ ભરાઇ. મી. ચાર્લ્સ બ્રાડલોની હાજરીથી રાષ્ટ્રીય સભામાં ભારી ઉત્સાહ વ્યાપી રહ્યો. તેઓ હિંદના સાચા મિત્ર હતા. સ્વાતંત્ર્યના તે પૂજારી હતા. તેમને તેમના મતદારોની સંમતિથી હિંદને ધારાસભામાં પ્રતિનિધિત્વનો હકક આપનારૂં બીલ, હિંદના સભાસદ તરિકે અને હિંદને નામે આમની સભામાં લાવવા માટે નીમવામાં આવ્યા.

આ સમય દરમિયાન પુનામાં નૅશનલ પાર્ટીમાં થોડીક ખટપટ જાગી. ન્યાયમૂર્તિ રાનાડે–જેમની અસામાન્ય હિમ્મત તથા બુદ્ધિ વિષે કોઇથી ના પાડી શકાય તેમ નથી–ને પડખે ઉદાર સુધારક પક્ષ હતો. બીજી બાજુ તેવાજ વીર નરસિંહ બાલગંગાધર તિલક હતા. તિલક મહારાજના પ્રબલ દેશાભિમાનથી તેઓ પાછળથી લોકમાન્યના વિરલ ખિતાબના સ્વામી બન્યા હતા. તેમના વિચારો પ્રાચીન હિંદુ ધર્મના સંરક્ષક

હતા. ૧૮૯૦ માં સંમતિવયના ધારાની તેઓ સામે થયા—મુસલમાનો પ્રત્યે પણ તેમને થોડોક વિરોધ હતો. આથી દક્ષિણના રાજદ્વારી મંડલમાં બે તડાં પડયાં. એવામાં લૉર્ડ કરઝન કમનસિબે હિંદનો વાઇસરોય થઇ આવ્યો. તેણે બંગાલના ભાગલા પાડયા. કેળવણીપર કાપ મૂકયો; અને મહારાણી વિકટોરિયાના ઢંઢેરામાંના વચનોને ખ્યાલી ગણી કાઢયાં. દેશમાં રાષ્ટ્રીય ભાવનાનો જે વિકાસ થયો હતો તેમાં હવે પૂર આવ્યું. યુવાનવર્ગ ક્રોધથી ખળભળી ઉઠયો અને રાજકીય પક્ષમાં ભાગલા પડયા. અંતિમવાદી પક્ષના નેતા શ્રીયુત્ તિલક, બીપીનચંદ્ર પાલ અને અરવિંદ ઘોષ થયા—અંગ્રેજો સાથે સહકાર રાખીને માતૃભૂમિને મુક્ત કરવાની તેમની આશા નષ્ટ થઇ ગઇ. બીજો પક્ષ—વિનીત પક્ષ સુરેન્દ્રનાથ બૅનરજી, ફીરોઝશાહ મહેતા, દીનશાહ વાચ્છા અને બીજા કોંગ્રેસવાદીઓથી ભરાયો; તેઓએ જ્યાં તેમને યોગ્ય લાગે ત્યાં સહકાર કરવાની અને વખત આવ્યે સામા થવાની પદ્ધતિ સ્વીકારી. કોઇ સ્વતંત્ર દેશમાં આ બે પક્ષ ગ્રેટબ્રિટનના અંતિમવાદી રેડીકલો અને લીબરલો જેવા ગણાયા હોત; પણ પરદેશી અમલ નીચે આ બે ફાટનો—આ આંતરિક કલહનો—લાભ લઇ આપણી તાબેદારી વધારવામાં તેનો ઉપયોગ કરવામાં આવ્યો. લૉર્ડ કરઝનની જૂલમી, સંકુચિત, શિક્ષિત ભારતની અભિલાષાને ઘા કરનારી જાપતાની નીતિએ બંગાલ અને મહારાષ્ટ્રને દિવાનાં બનાવી દીધાં અને ખુલ્લી રીતે બળવો કરવાની વાતો થવા લાગી.

આવી બંડખોર હાલતનો ખરો ઠપકો લૉર્ડ કરઝનને ઘટે છે કે જેણે ભયથી લોકોને દબાવવામાં ડહાપણ જોયું હતું. ૧૯૦૩ માં મી. લાલ મોહન ઘોષે મદ્રાસની કોંગ્રેસના પ્રમુખપદેથી કડવી ફરિયાદ કરી કે હિંદીઓ રશિયન રાજ્ય જેવી જૂલમી સત્તા નીચે

જીવે છે. બ્રિટીશ પ્રજાને તેમણે યાદ આપી કે ફ્રાન્સમાંથી ૧૭૮૯ માં અમલદારોને કોરા પરવાના આપવાની રીત નાબુદ કરવામાં આવી હતી પણ ૧૮૧૮ અને ૧૮૨૧ માં તે હિંદમાં ચાલુ હતી અને ૧૯૦૨ માં લૉર્ડ કરઝને તેને પુનઃ સજીવન કરી હતી. આ જંગલી રીત પ્રમાણે પુનામાં નાટુ ભાઇઓને કોઇપણ જાતનો આરોપ મૂકયા વિના તથા અદાલતમાં ન્યાય છણાવ્યા વિના ઘણો વખત કેદ કરવામાં આવ્યા હતા. પ્રમુખે રાજદ્રોહી કાયદાની અનહદ સખ્તાઇ તથા તે કાયદા અન્વયે થતાં ફારસો અને ઓફિશીઅલ સિક્રેટ બીલ કે જે પ્રમાણિકમાં પ્રમાણિક નાગરિકની સલામતી પણ ભયમાં નાખે છે તે સામે ગર્જના કરી હતી. સીક્રેટ બીલ્સ વિષે તો "ઇંગ્લીશમેન" જેવા પત્રે પણ લખ્યું હતું કે તે જાહેર જીવનમાં રશિયન પદ્ધતિ દાખલ કરવા સમાન છે. સરકારની બલજબરીએ લોકમાં પણ તેવોજ ભાવ પેદા કર્યો કે જેવું બીજા દેશોમાં બન્યું છે. ઇંગ્લંડે બીજાં આપખુદ રાજ્યોમાંની જે જાપતાની નીતિ ધિક્કારી કાઢી છે તેનોજ હિંદમાં ઉપયોગ કર્યો છે.

દહાડે દહાડે સ્થિતિ બગડતીજ ગઇ. આખરે લોર્ડ કરઝન પોતાની "નામદારી" બતાવી વિદાય થયા અને બનારસમાં ૧૯૦૫ માં કોંગ્રેસની ૨૧ મી બેઠક મળી ત્યારે સર્વત્ર અંધકાર છવાઇ ગયો હતો, પણ લોર્ડ મિન્ટો, તે સમયે લીબરલ પાર્ટી ( ઉદારમતવાદીઓ ) ની જીત થવાથી હિંદનો વાઇસરોય થઇ આવ્યો અને તે લોર્ડ કરઝને કરેલા ઘા પર મલમપટો કરશે એવી આશા જન્મી. લોર્ડ કરઝનના અમલ દરમિયાન આપણા દેશની સ્થિતિ કેવી હતી તેનો તે વર્ષની કોંગ્રેસના અહેવાલમાં આબેહુબ ચિતાર આપવામાં આવ્યો છેઃ

"આ દેશના રાજકિય ઇતિહાસના કટોકટીના કાળમાં કોંગ્રેસ મળી હતી. લોર્ડ લીટનના અમલના અંધકારમય કાળ પછી હિંદુસ્થાન

આટલું અસંતુષ્ટ, આટલું નિરાશ અને આટલુ ભ્રાંમત કદિપણ ન્હોતું થયું. રાજકિય અને બીજી અનેક આફતો હિંદપર વર્ષી રહી હતી. મોટા મોટા અમલદારો તેને ધિક્કારી તેની નિંદા કરી રહ્યા હતા. તેની નાનામાં નાની વિનીત માગણીઓ હસી કહાડવામાં આવી હતી. તેની અત્યંત નમ્ર અરજોના જવાબમાં લોખંડી નકારજ મળ્યો હતો. તેની ઉમદામાં ઉમદા અભિલાષાઓને અર્થહીન લવારા જેવી ગણવામાં આવી હતી અને તેના પ્રિય આદર્શોને નિર્દયતાથી પગ તળે છૂંદી નાખવામાં આવ્યા હતા. લોર્ડ કરઝનના અમલ જેવી બારીક સ્થિતિ હિંદમાં કદિપણ ઉપસ્થિત થઇ ન્હોતી. આખા દેશના વિરોધની પરવા કર્યા વિના "ઓફિશીઅલ સીક્રેટસ એક્ટ" પસાર કરવામાં આવ્યો હતો. બધાં પત્રોએ-હિંદી તેમજ એંગ્લો ઇંડિયન પત્રોએ-તેને વખોડી કાઢ્યો હતો-દેશના ખૂણે ખૂણામાંથી તે સામે પ્રબલ વિરોધ દર્શાવવામાં આવ્યો હતો; પણ લોર્ડ કરઝનની છાતી પત્થરની હતી. તેણે નમણું નહિજ આપ્યું અને લોકોને મ્હોડે ડૂચા મારવામાં આવ્યા. કેળવણીપર કાપ મૂકવામાં આવ્યો-ફી વધારવામાં આવી અને શિક્ષણ ખાતાપર સરકારનો અંકુશ વધારી મૂક્યો. આપણી ગુલામગીરી કાયમ રાખવાના ઇરાદાથી અતિ અસરકારક શસ્ત્ર તરિકે "ઇંડિયન યુનિવર્સિટી એક્ટ" પસાર કરવામાં આવ્યો. બેન્ટીક, મેકોલે, અને લોર્ડ હેલીફેક્ષની ઉમદા રાજ્યપદ્ધતિ જેના સુંદર પરિણામો ગયા પચાસ વર્ષોમાં પ્રજાએ ચાખ્યાં હતાં તે રાજ્યપદ્ધતિનો સંપુર્ણ નાશ કરવામાં આવ્યો અને સંકૂચિત રાજ્યનીતિ ખુલ્લી રીતે અમલમાં મેલાઇ. હિંદીઓને ઉંચી પદવી આપવાની બાબતમાં કેટલાંક વર્ષો સુધી અનેક બહાનાંઓ બતાવાયાં-કંઇ કંઇ રીતે ફોસલાવ્યા-કંઇ કંઇ યુક્તિ પ્રયુક્તિ લડાવી ગોળ ગોળ શબ્દોમાં ચાબડથીબડ કર્યા પછી જ્યારે લોર્ડ કરઝને જોયું કે તેના ટીકાકારો એમ સમજે એવા કે ફસાય એવા નથી

જ્યારે તેણે પોતાના દમ્ભનો બુરખો ફેંકી દઇ ચોકખું કહી દીધું કે હિંદીઓ અને અંગ્રેજો વચ્ચે રૂપરંગની જાતિય દીવાલ ખડી છે, ઉંચી પદવીઓ મેળવવાની તેમની આશાઓ વ્યર્થ છે અને મહારાણી વિકટોરીઆના ઢંઢેરાપર વિશ્વાસ રાખવો તે તૂટેલા કિત્તાપર વિશ્વાસ રાખવા સમાન છે. બીજી હિંદી જાતીઓને ભોગે યુરેઝીઅનો તથા યુરોપીઅનોને વધારે પગાર આપવાનાં ખાનગી જાહેરનામાઓ લોકોની જાણમાં આવ્યાં અને લૉર્ડ કરઝનપરનો પ્રજાનો વિશ્વાસ તૂટી ગયો. કૉનવોકેશન પ્રસંગે તેણે કરેલા કમનસિબ ભાષણથી આખા દેશના ગુસ્સાનો ભડકો થયો–આખા દેશપર વજ્રાઘાત થયો અને લોકો બાવરા બન્યા. દુકાળ અને મરકી, વચન ભંગ અને જાપતાના કાયદાઓના જુલમ નીચે ચગદાતી–દુઃખી થની પ્રજા તેના ધર્મ, સાહિત્ય, અને સમાજ, તેના ગૌરવશીલ ભૂતકાલ, ભાવી આશાઓ તથા તેના આદર્શોનું થતું ખંડન તથા તેનું ડગલે ડગલે થતું રાક્ષસી અપમાન સહન ન કરવાનો નિશ્ચય કરી સામી થઇ. બ્રિટિશ અમલ દરમિયાન લૉર્ડ કરઝનના અન્યાયી, બુદ્ધિહીન અને અરાજ્યદ્રારી કથન માટે પ્રજાએ, તેને દેશના એક નાકાથી બીજા નાકા સૂધી જેવા પ્રબલ ક્રોધથી ધિક્કારી કાઢયો હતો તેવી રીતે નામદાર શહેનશાહના કોઇપણ ઉચ્ચ અધિકારીને વખોડી કાઢયો ન્હોતો. (પાનું. ૨–૩)"

ઉપલા શબ્દો લૉર્ડ કરઝન પ્રત્યેનો શિક્ષિત ભારતનો ક્રોધ વ્યક્ત કરે છે. એ કોંગ્રેસના પ્રમુખ કૈલાસસ્થ દેશભક્ત ઓ. મી. ગોપાલકૃષ્ણ ગોખલે હતા. તેમણે કહ્યું હતું કે લૉર્ડ કરઝનના અમલની જોડી જોવા માટે ઔરંગઝેબી અમલમાં પાછા જવાની જરૂર છે. "હિંદીનું એકમાત્ર કામ તાબે થવાનું છે અને બીજી કોઇપણ જાતની અભિલાષા પોષવી તે પ્રભુનો અપરાધ

કરવા બરાબર છે. તેના (લૉર્ડ કરઝનના) અમલદારી ભેજામાં દેશના શિક્ષિત વર્ગો માટે સ્થાનજ ન્હોતું." આ બુદ્ધિશાલી અને સાવધ દેશભક્ત–સુધારકના આ શબ્દો બંગાલના ભાગલાથી પ્રજાની લાગણી કેટલી દુભાઇ હતી તે બતાવી આપે છે. બંગાલના ભાગલા અટકાવવા માટે પ્રયત્ન કરનારાઓનાં નામ દઇને તેમણે કહ્યું હતુંઃ "જો આવા માણસોના અભિપ્રાયોની અવગણના કરવામાં આવે, જો બધા હિંદીઓને મુંગા ઢોર જેવા ગણી હાંકવામાં આવે, બીજા દેશો જે માણસોને માન આપવામાં આનંદ પામે તેવા માણસોને તેમનાજ દેશમાં અપમાનો સહન કરવાં પડે, તેમને લાચારી ભોગવવી પડે તો તો હું એટલુંજ કહી શકું કે લોકોના હિત માટે લડનારાઓએ આપખુદ અમલદારો સાથેના સહકારને પ્રણામજ કરવા પડશે. સો વર્ષના બ્રિટિશ અમલ પછી આવો દોષ બ્રિટિશ અમલપર મુકવા જેવી સ્થિતિ ઉત્પન્ન થાય તો એના કરતાં હું બીજો કોઇ વધુ ગંભીર દોષ જોઇ શકતો નથી." આ શબ્દો જ્યારે ગોખલેજીને ઉચ્ચારવા પડયા હતા ત્યારે બંગાલના જુવાનોના અભિમાની હૈયામાં કેવી આગ લાગી હશે તેની કલ્પના સહેલાઇથી આવી શકશે. બંગાલને થયલા અન્યાય તરફ ગ્રેટ બ્રિટનનું લક્ષ ખેંચાય અને તેની શુદ્ધિ ઠેકાણે આવે તે માટે તેમણે અંગ્રેજી માલના બહિષ્કારને યોગ્ય ગણીને કહ્યું હતું.

"એક જાતિની બીજી જાતિપરની સત્તા–ખાસ કરીને જ્યારે બન્ને જાતિની બુધ્ધિમતા તથા તેમની સામાન્ય સંસ્કૃતિમાં મોટા તફાવત ન હોય ત્યારે–તાબેદાર જાતિને અનેક રસ્તે મોટી મોટી હાનિ કરે છે. નૈતિક બાજુએ હાલની સ્થિતિ આપણી શક્તિનો મૂળમાંથી નાશ કરે છે અને આપણને કર્તવ્યક્ષેત્રમાં ઝૂઝવાને નાલાયક

ચામનજી જેવા બનાવી દે છે. ભૌતિક નજરે વિચાર કરતાં આ હાલતને લીધે આપણા લોકોની ગરિબાઇ ભયંકર રીતે વધી પડી છે. "

મી. સુરેન્દ્રનાથ બેનરજીએ લોર્ડ કરઝને પોતાના જૂલમથી હિંદની કેવી સેવા બજાવી હતી તે અચ્છી રીતે દર્શાવ્યું છે:

"તેણે તે ધારતો હતો તેથી વધુ સારી ઇમારત ચણી છે. તેણે આપણા રાષ્ટ્રીય જીવનનો પાયો ઉંડો નાખ્યો છે અને રાષ્ટ્રીય ઉત્થાન માટે આવશ્યક બળમાં ચેતન રેડયું છે. તેણે આપણને એક રાષ્ટ્રીય બનાવ્યા છે; અને હિંદનો ખરાબમાં ખરાબ વાયસરોયજ હિંદના રાષ્ટ્રીય જીવનના શીલ્પી તરિકે આપણા ભાવી વંશજોમાં અમર થઇ જશે. "

લોર્ડ કરઝન વૈરભાવે પ્રભુ મેળવનાર જેવો હિંદનો સેવક હતો. તેના જૂલમોથી પ્રજા જાગી અને સામી થતાં શીખી. હતભાગ્યની બીના એ છે કે કેટલાક યુવાન વિદ્યાર્થીઓને બે ચાર ગરમ શબ્દો બોલવા માટે નિશાળો અને કોલેજોમાંથી કાઢી મૂકી તેમની જીંદગી બરબાદ કરવામાં આવી હતી. તેઓ છૂપા પ્રપંચો કરવા પ્રેરાયા અને બળવો કરવાની યોજના ઘડવા લાગ્યા. કૃષ્ણવર્માએ તેમને યૂરોપમાં સલામત સ્થલે રહીને ઉશ્કેર્યા–તેમને ધીમે ધીમે પોતાના મતના કર્યા અને અંતે ખુલ્લી રીતે ખૂનો કરવાની સલાહ આપવા માંડી. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતી ઘાતકી નિર્દયતાથી આગમાં ઘી હોમાયું અને કલકત્તામાં મી. દાદાભાઇ નવરોજીના પ્રમુખપદ નીચે ૨૨ મી કોંગ્રેસ મળી ત્યારે ૨૦,૦૦૦ માણસોએ હાજરી આપી જેમાં ૫૦૦ સુન્દરીઓ હતી. એ કોંગ્રેસે દક્ષિણ આફ્રિકાના જૂલમો સામે પોકાર કર્યો, બહિષ્કારને યોગ્ય ગણ્યો, બંગાલના ભાગલા રદ્દ કરવાની માગણી કરી અને રાષ્ટ્રીય શિક્ષણ તથા સ્વરાજ્યનો દાવો કર્યો. મહાન ધારાશાસ્ત્રી ડો. રાસબીહારી ઘોષે વિદ્યાર્થીઓને થતી સજા સામે વાંધો ઉઠાવ્યો તથા જાહેર-

સભાઓને બલજબરીથી વીખેરી નાખવા સામે–બારીસાલમાં મળેલી પ્રાંતિક પરિષદ લશ્કરી મદદથી શરમભરી રીતે તોડી નાખવા સામે–અંગ્રેજો તરફથી હિંદમાં ચલાવવામાં આવતી રશિયન રાજનીતિ સામે–સખત વિરોધ દર્શાવ્યો; અને "સ્વતંત્ર રાષ્ટ્રોની માતા, આખી દુનિયામાં સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે લડતી પ્રજાઓની મિત્ર–" બ્રિટિશ પાર્લામેંટને તેનું કર્ત્તવ્ય બજાવવા તત્પર થવાનું નિમંત્રણ કર્યું. પોતાના ભાષણમાં પ્રમુખ મી. દાદાભાઇ નવરોજીએ હિંદીઓના નાગરિક તરિકેના હકકની માગણી કરીને કહ્યું કે: "એ હકક એકજ શબ્દમાં શમાઇ જાય છે અને તે યુનાઇટેડ કીંગડમ અથવા સંસ્થાનો જેવી સેલ્ફ–ગવર્નમેંટ અથવા સ્વરાજ્ય.".

૧૯૦૭ સુધી સ્થિતિ ખરાબજ રહી. અસંતોષ વધતોજ ગયો. રાવલપીંડીમાં હુલ્લડો થયાં. એ હુલ્લડો કરાવવામાં ઉશ્કેરણી કરવા માટે છ આબરૂદાર ગૃહસ્થોપર આરોપ મૂકાયો; બાહુતી જુબાનીઓ અમલદારો ભેગી કરતા હતા ત્યાંસૂધી એટલે છ મહિના સુધી તેઓને કેદમાં રાખવામાં આવ્યા–જામીનપર છોડવાની ના પડાઇ–અને જ્યારે અદાલતમાં કેસ ચાલ્યો ત્યારે તેઓ મુકત થયા. તેમની સામેના પુરાવા "તદન બનાવટી નહિ" તો પણ શંકાશીલ મનાયા. આર્યસમાજપર પણ વાદળ ઘેરાયું. લાલા લજપતરાય જેવા હિંદ માતાના બહાદૂર અને નિઃસ્વાર્થી ભકતપર કોઇ પણ જાતના પુરાવા વિના શીખોની વફાદારી ચળાવવાનો આરોપ આવ્યો અને ૧૮૧૮ નો–અદાલતમાં ન્યાય છણ્યા વિના દેશપાર કરવાનો ઘાતકી જૂનો હૂકમ–રશિયન હૂકમ તેમને માટે તથા બીજાઓ માટે વાપરવામાં આવ્યો. નામીચા ગૃહસ્થોપર રાજ્ય સામે બળવો ઉઠાવવાના, રાજ્યદ્રોહ ફેલાવવાના અને હુલ્લડમાં ઉશ્કેરણી કરવાના આરોપો મૂકાવા માંડયા કે જેમાંના ઘણા ખરા બનાવોમાં બીલકુલ પુરાવો અમલદાર વર્ગ રજુ કરી શકયો ન્હોતો.

છાપાઓ પણ અમલદારી ઝૂહાકીમાંથી બચી શકયાં નહિ. જુવાન માણસોને જાહેરમાં ફટકા મારવામાં આવ્યા અને કેટલાકોને સખત મજુરીની સજા ઠોકાઇ. ઉદારમતવાદી સરકારના અમલમાં, હિંદમાં લોર્ડ મોરલે વાઇસરોય હોવા છતાં, "લીબરલ પાર્ટી" ના બધા સિધ્ધાંતોપર પાણી ફેરવાતું જોઇને–જાહેરસભાઓ વીખેરી નખાતી જોઇને તથા રાજદ્રોહી સભાનો દુષ્ટ અને અન્યાયી કાયદો (નવેમ્બર: ૧: ૧૯૦૭) પસાર થતો દેખીને લોકો ગાંડા થઇ ગયા. "યુગાન્તર" પત્રે છડે ચોક ખૂન કરવાની સલાહ આપવા માંડી અને જ્યારે તેના તંત્રીને કેદ કરવામાં આવ્યો ત્યારે તેની માતાને અભિનંદન આપવા માટે બંગાલી રમણીઓની એક સભા મળી. સ્વાભાવિક રીતે પ્રજાની લાગણીપર એક પછી એક ઘા થવાથી પ્રજામાં ભયંકર ક્રોધ વ્યાપી રહ્યો અને જ્યારે ૧૯૦૭ ના ડીસેમ્બરની ૨૬ મી તારીખે સુરતમાં કોંગ્રેસની બેઠક મળી ત્યારે વિનીત અને અંતિમવાદી પક્ષ–જે ૧૯૦૫ થી ૧૯૦૭ સૂધીના જૂલમી યુગમાં બળવાન થયો હતો–તેમની વચ્ચે ખુલ્લો અને પ્રબલ વિરોધ જાગ્યો. સભા બરખાસ્ત કરવામાં આવી. તા. ૨૭ મીએ કોંગ્રેસ પાછી મળી ત્યારે તે ભાગી નાખવાનો વ્યવસ્થિત પ્રયત્ન કરવામાં આવ્યો. તોફાન એટલું બધું વધી પડયું કે પ્રમુખ ડૉ. રાશબીહારી ઘોષને સભા બરખાસ્ત કરવાની ફરજ પડી. સુરતની રાષ્ટ્રીય સભામાં રાષ્ટ્રીય પક્ષમાં બે ફાટ પડી; પણ સર ફીરોઝશાહ મહેતા, ડૉ. રાશબીહારી ઘોષ, મેસર્સ સુરેંદ્રનાથ બૅનરજી, વાચ્છા અને ગોખલે તથા બીજા કેટલાક નેતાઓએ કોંગ્રેસને બચાવી લેવાના ઇરાદાથી પ્રતિનિધિઓની બીજે દિને સભા બોલાવી. ૯૦૦ જણા હાજર થયા. ડૉ. રાશબીહારી પ્રમુખપદે વિરાજ્યા. સર ફીરોઝશાહ મહેતા, મી. સુરેન્દ્રનાથ બેનરજી, મી. ગોખલે અને

લાલા લજપતરાયે કોંગ્રેસનું સુકાન હાથમાં લીધું. ૧૦૦ ગૃહસ્થોની એક કમીટી કોંગ્રેસના બંધારણનો ખરડો ઘડી કાઢવા માટે ચૂંટવામાં આવી. મી. ગોખલેએ એ ગૃહસ્થોની ટીપ બનાવી, દી. બ. એલ. ગોવિંદ રાઘવે તેને ટેકો આપતાં તે પસાર થઇ અને સર ફીરોઝશાહ મહેતા, મી. વાચ્છા તથા મી. ગોખલે મંત્રીઓ નીમાયા. કમિટી અલાહાબાદમાં ૧૯૦૮ ના એપ્રીલની ૧૮ મી તથા ૧૯ મીએ ભેગી મળી, તેણે ખરડો ઘડી કાઢ્યો અને આખા દેશમાં તે વાંટવામાં આવ્યો. ૧૯૦૮ માં કોંગ્રેસ મદ્રાસમાં મળી. તેણે સનદશીર ઉપાયોથી ચળવળ કરનારને કોંગ્રેસમાં દાખલ કરવાની સરત નક્કી કરી, ૧૯૦૮ ના નવેમ્બરની ૨૭ મી તારીખે પ્રકટ થયલા મોર્લીમીન્ટો રિફોર્મને વધાવી લીધા, પોતાની જૂની પધ્ધતિ પ્રમાણે માગણીઓ ચાલુ રાખીને દેશપાર કરવાનો કાયદો રદ કરવાની તથા "ક્રીમીનલ લૉ એમેન્ડમેંટ એકટ" અને "ન્યુઝપેપર પ્રીવેન્શન ઓફ ક્રાઇમ્સ એકટ" જે તેજ વર્ષે પસાર કરવામાં આવ્યા હતા તેને કાયદાપોથીમાંથી તરત ભૂંસી નાખવાની માગણી કરી તથા તે વર્ષમાં દેશમાં થયલાં તોફાનો તથા જૂલમો વખોડી કાઢી, મફત અને ફરજિયાત શિક્ષણની જરૂર જણાવી. ત્યાર પછી કોંગ્રેસની ઇમારત પ્રબલ પાયાપર ઉભી છે. બંધારણમાં સૂચના તથા સુધારા રજુ કરનારા બધા નેતાઓને નિમંત્રણ કરવામાં આવ્યાં હતાં. ૧૯૧૦ ની અલાહાબાદ કોંગ્રેસે ૧૯૧૧ ના અકટોબરમાં સુધારાઓ વિગેરે વિષે પોતાનો રિપોર્ટ રજુ કરવાની સબ-કમિટીને આજ્ઞા કરી કે જેથી તે તેજ વર્ષમાં કલકત્તામાં મળનારી કોંગ્રેસમાં રજુ કરી શકાય. ૧૯૧૨ માં બાંકીપુરમાં બીજા કેટલાક સુધારા કરવામાં આવ્યા અને ત્યાર પછી કોંગ્રેસના ધારાધોરણો કોંગ્રેસે પસાર કર્યા. ૧૯૦૭ થી અંતિમવાદીઓ કોંગ્રેસથી અલગ રહ્યા

હતા; પણ પ્રજાએ કોંગ્રેસને પોતાની સંસ્થા તરિકે માની હતી. લોર્ડ હારડીંગે કોંગ્રેસના ડેપ્યુટેશનની મુલાકાત લઇને જે માગણીઓ તેઓ કોંગ્રેસમાં કરતા હતા તે ધારાસભામાં લાવવાની સૂચના કરી હતી.

૧૯૦૮ માં ખુનોની શરૂઆત થઇ. જુવાન માણસો આવેશ ભર્યાં ભાષણોથી, જુલમથી ચગદાયલાં હૃદયો હતાશ થવાથી, સનદશીર ચળવળથી સ્વતંત્રતા મેળવવામાં નિરાશા મળવાથી બધા ક્રાંતિકારોની પેઠે સ્વતંત્રતા માટે પાપ કરવામાં કંઇ પાપ નથી એમ માનીને બોંબના પ્રપંચોમાં ગુંથાયા. ૧૯૦૮ માં પહેલો બોંબ ફેંકાયો. એક સોળ વર્ષનો યુવાન જેને તેની શાળામાંથી લેફ. ગવર્નરને સલામ ભરવાની ના પાડવા માટે કાઢી મુકવામાં આવ્યો હતો તેણે આ બોંબ ફેંકયો હતો. તેને બાલિશ ઉદ્ધતાઇ માટે નિર્દય સજા કરવામાં આવી હતી. તે નિરાશ થયો–છેલ્લે પાટલે બેઠો–બળવાખોરોએ તેને પોતાના હાથમાં રમાડી લીધો–અને તેણે બે સ્ત્રીઓની એક ગાડીમાં એક બોંબ નાખ્યો કે જેમાં કોઇ સરકારી અમલદાર હતો એમ તેણે ધાર્યું હતું. બન્ને સ્ત્રીઓ મરણ પામી–એ જુવાનને પકડવામાં આવ્યો અને તેને ફાંસીની સજા થઇ. બીજાં પણ ખૂનો થયાં–અમલદારોમાં સ્વાભાવિક ભય ઉત્પન્ન થયો કેમકે તેઓ આ દેશનાં કરોડો માણસોમાં મુઠ્ઠીભર હતા. આવી દુઃખદ પરિસ્થિતિનો અંત લાવવા માટે જાપતાની રશિયન નીતિ તજી દઇ, પ્રજાને સ્વતંત્રતા બક્ષી, લોકોના ગુસ્સાને શાંત પાડવાનો એક માત્ર સલામત ઉપાય લેવાની કોઇપણ અમલદારમાં શકિત ન્હોતી. લોર્ડ મીન્ટો ન્યાયી અને ઉદાર અંગ્રેજ હતા; તેઓ જો પોતાનીજ ઇચ્છા પ્રમાણે ચાલત તો તેમણે પ્રજાની નાડ ઓળખી હોત; પણ તેમની આસપાસ એકહથ્થુ સત્તાના-ભૂખ્યા અમલદારો હતા. તેઓ જાપતાનાં પગલાં

સેવાને વલખાં મારતા હતા. સેક્રેટરી ઓફ સ્ટેટ બ્હીકણુ અને ગાભરો બનીને બળવાનો હાઉ જોઇ રહ્યો હતો એટલે લોર્ડ મીન્ટોને તેમની સાથે મળીને સમાધાની પર આવવાની ફરજ પડી. તેમની દૃઢતાને લીધેજ ઇંડિયન કૉંસિલ એક્ટ ( ૧૯૦૯ ) પસાર થયો. કોંગ્રેસ માગતી હતી તેના કરતાં એ કાયદાથી કૈંક વિશેષ મળ્યું. ધારાસભાઓ વ્યાપક થઇ. બીનસરકારી સભાસદોની બહુમતિ થઇ જો કે ચૂંટણી અને નીમણૂકના નિયમો એવી ખૂબીથી નક્કી કરવામાં આવ્યા હતા કે જેથી બીન-સરકારી ગણાવા છતાં ખરી બહુમતિ તો સરકારનીજ રહી. વડી ધારાસભામાં તો સરકારનીજ બહુમતિ ખુલ્લી રીતે રાખવામાં આવી હતી. લાહોરમાં ૧૯૦૯ માં કોંગ્રેસના પ્રમુખ પંડિત મદનમોહન માલવિયાએ હિંદુ લઘુમતિ માટે ખાસ હક્ક રાખ્યા વિના મુસલમાન મતદારો માટે ખાસ જૂદો વર્ગ પાડવા માટે અને બીજા કેટલાક અનિચ્છનિય ફેરફારો કરવા માટે શોક પ્રદર્શિત કર્યો. આ ફેરફારો પાર્લામેંટમાં કાયદો પસાર થવા પહેલાં આપણા દેશના "હેતના કટકાઓ" લોર્ડ કરઝન અને લોર્ડ મેકડોનલે કરાવેલા.

૧૯૧૦ માં બીજો પ્રેસ એક્ટ પસાર થયો. તે કારોબારી અમલદારોની દયાપરજ વર્તમાનપત્રોને છોડી દે છે. પત્રકારોની ટીકાપર અંકુશ મૂકે છે, મોટી મોટી જામીનગીરી માગવાની અધિકારીઓને સત્તા આપે છે કે જે મરજી પ્રમાણે જપ્ત કરી શકાય; છાપખાનું જપ્ત કરવાની તથા જે પત્ર પર અધિકારીની કરડી નજર થાય તે બંધ પાડવાની આપખુદ સત્તા આ અન્યાયી કાયદો આપે છે. કાયદાની અદાલતોને અરજ કરવાની અપાયલી છૂટ ભ્રમણા રૂપ પૂરવાર થઇ છે. હાઇકોર્ટો પણ કાયદાની જૂલમી કલમોને લીધે લાચાર થઇ પડી છે. આ કાયદો એકલા રાજ્યદ્વારી પત્રોનેજ સજા કરતો નથી પણ જે તંત્રીને સરકાર નાપસંદ કરતી હોય અથવા જેનાથી ડરતી

હોય તેને હોમી દેવાની કાયદો સત્તા આપે છે અને ગવર્નર ઇન-કૌંસિલનો કોઇપણ એક સભાસદ, પોતાના સાથીઓને જણાવ્યા વિના કોઇપણ પગલું ભરી શકે છે. ૧૯૧૦ થી ૧૯૧૩ સુધીમાં ઓછામાં ઓછા ૨૦૮ પત્રો આ કાયદાના ખપ્પરમાં હોમાઇ ગયાં હતાં. ૧૯૧૩ માં બધાં મળીને ૭૭ પત્રો સરકારની આંખે ચડયાં હતાં. ન્યુ ઇંડિયા, બોંબે ક્રોનિકલ, ગુજરાતી વિગેરે અનેક પત્રો પાસેથી જામીનગીરીઓ લેવાઇ હતી–કેટલાકોની જામીનગીરી જપત થઇ હતી. 'કોમરેડ' પત્ર બંધ પાડવામાં આવ્યું હતું અને એવાં બીજાં કેટલાંય પત્રો આ કાયદાનાં ભોગ થઇ પડયાં હતાં. દરેક હિંદી તંત્રી બેધારી તલવારની ધારપર જીવે છે. ગમે તે અમલદારના મગજના ફાંટાથી તેના પત્રને છૂંદી નાંખવામાં આવે છેઃ પછી કોઇને પણ અરજ થઇ શકતી નથી. આવા દબાણનું પરિણામ એ આવ્યું કે પત્રકારોની પ્રમાણિક ટીકામાં કડવાશનો ઉમેરો થયો. કોઇ-પણ સારી સરકાર પોતાના અમલની ચર્ચાથી ડરતી નથી. અમલદારોને જરા જરા વારમાં દુઃખ લાગી જાય તે તેમની નિર્બલતા બતાવે છે. હિંદમાંની આ ઝારશાહીનો હવે અંત આવવોજ જોઇએ. જ્યાં જાહેર પ્રજાને દાખલ કરવામાં આવતી ન હોય તેવી, ખાનગી ઘરમાં રાજ્યદ્વારી ચર્ચા માટે મળતી સભામાં, વૉરંટ વગર ઘૂસી જવાનો પોલિસનો ઉધ્ધત દાવો સત્તાવાળાઓએ નાબુદ કરવો જોઇએ; નહિ તો પ્રજા એવા અન્યાયની સામી થયા વિના નહિજ રહે. વાંધાભર્યા સાહિત્યની તપાસને નામે આબરૂદાર ગૃહસ્થોના ઘરની વગર કારણે ઝડતી લેવાની રીત હવે બંધ કરવી જોઇએ. જાણીતા દેશભક્તોની પાછળ છાયા પેઠે ઘુમતા છૂપી–પોલિસના માણસોને ખરા ગુનેહગારોની શોધમાં મોકલવા જોઇએ; અને પોલિસોની શુદ્ધિ ઠેકાણે લાવવી જોઇએ કે તે પ્રજાના નોકરો છે–પ્રજાપર જૂલમ

ગુજારવાને પરદેશી સરકારે રોકેલા ભાડૂતી માણસો નથી. આમ થશે ત્યારે પોલિસથી અભણ માણસો ડરશે નહિ અને શિક્ષિતો તેમને ધિક્કારશે નહિ.

જે કાયદાઓ સરકારે રદ કરી પોતાની કાયદાપોથીને વધુવાર બદનામ થતી અટકાવવી જોઇએ તે નીચે પ્રમાણે છેઃ

૧૮૧૮ (બંગાલ) ના ત્રીજા કાયદામાં વારંટ વગર કેદ કરવાની સત્તા આપનાર ( Letters-de-cashet-system ) પદ્ધતિ.

૧૮૧૯ (મદ્રાસ) નો બીજો કાયદો.

૧૮૨૭ (મુંબઇ) નો ૨૫ મો કાયદો.

૧૮૫૦ નો ૩૪ મો અને ૧૮૫૮ નો ૩ જો કાયદો.

૧૮૫૭ નો ૧૧ મો સ્ટેટ ઓફેન્સીસ એક્ટ—રાજ્ય સામે ગુન્હા કરવાનો કાયદો. આ કાયદો જે જીલ્લો બળવાની હાલતમાં હોય તેનેજ માત્ર લાગુ પડાય છે. તેની રૂએ અધિકારીઓને આરોપીઓની તપાસ કરનારી અદાલત નીમવાની સત્તા મળે છે. આ કાયદો કાંતો રદ થવો જોઇએ અથવા નામદાર શહેનશાહની યૂરોપીઅન રૈયતને એ કાયદામાંથી મુક્ત કરનારી કલમ કાઢી નાખવી જોઇએ.

૧૮૫૯ (મદ્રાસ) નો ફ્યુનીટીવ પોલિસ એક્ટ, ૨૪—તથા ૧૮૬૧ નો ૫ મો કાયદો રદ થવો જોઇએ. ૧૮૭૮ નો ૧૧ મો—હથિયારબંધીનો કાયદો કે જે અફઘાન યુદ્ધના ભયને લીધે તે સમયે પસાર કરવામાં આવ્યો હતો તે તો નાબુદ થવોજ જોઇએ. તેથી પ્રજાનું અપમાન થાય છે એટલુંજ નહિ પણ પ્રજાની ક્ષાત્ર-વૃત્તિ મરી જાય છે અને લોકો જંગલી પ્રાણીઓ તથા લૂંટારાઓના ભોગ થઇ પડે છે. સરકાર પોતે પણ આપણું રક્ષણ નહિ કરે અને આપણને પણ આપણું રક્ષણ કરવાને શક્તિમાન ન રાખે

એ સ્થિતિ હવે ચાલી શકે એમ નથી. ૧૯૦૭ થી ૧૯૧૦ સુધીમાં પસાર થયલા બધા અન્યાયી કાયદાઓ ભૂંસી નાખવાજ જોઇએ. ધી પ્રિવેન્શન ઓફ સીડીશીયસ મીટીંગ્સ એક્ટ (૧૯૦૭) રદ થવોજ જોઇએ કે જે વિશ માણસથી વધુ સંખ્યા કોઇ ખાનગી ઘરમાં ભેગી મળે તો તેને પણ સભાનું નામ આપે છે, અને પોલિસની રજા સિવાય કોઇપણ "રાજકીય બાબત" માં ઉશ્કેરણી કરનાર ભાષણોવાળી જાહેરસભા અમુક જાહેર કરેલી હદમાં ભરવાની મના કરે છે. ૧૯૦૮ નો ૭ મો અને ૧૯૧૦ નો ૧ લો—એ બે છાપાના કાયદાઓ ગમે તેવી આપખુદીથી ભારી જામીનગીરી માગે છે, છાપખાનાં જપ્ત કરવાની સત્તા આપે છે અને જેની સામે કાયદાની અદાલતો પણ કોઇને બચાવી શકતી નથી તે રદ કરવાજ પડશે. એકદમ ફાટી નીકળતા પદાર્થોને લગતો કાયદો (Explosive substances Act, VI of 1908) અને ૧૯૦૮ નો ૧૪ મો ક્રીમીનલ લૉ એમેન્ડમેંટ એક્ટ રદ કરવા જોઇએ. ૧૮૬૭ અને ૧૮૯૦ નો ૧૦ મો—છાપાનો કાયદો કાં તો રદ કરવો જોઇએ અથવા જો જરૂર જણાય તો ફક્ત પુસ્તકોની નોંધ કરાવવાનીજ કલમ રાખવી જોઇએ* આ બધા અન્યાયી અને જૂલમી કાયદાઓ

---

* છાપાના કાયદા રદ કરવાનો ઠરાવ નવી ધારાસભામાં આવવાથી સરકારે તે રદ કરવો કે તેમાં સુધારો કરવો તે સંબંધી વિચાર કરવા માટે એક કમીટી નીમી હતી. એ કમીટીનો રિપોર્ટ બહાર પડી ગયો છે અને સરકારે થોડીક સત્તા રાખીને આખો કાયદો રદ કરવાનું વચન આપ્યું છે. આ પુસ્તક પ્રગટ થાય તે પહેલાં એ કાયદાઓ હમ્મેશને માટે કબરમાં દટાઈ ગયા હશે!

ઓ. મી. શાસ્ત્રીના ઠરાવથી જપતાના કાયદાઓપર વિચાર ચલાવવાને ડૉ. સપ્રુના પ્રમુખપદ નીચે એક કમિટી સરકારે નીમી હતી.

રદ કરી સરકારે ફક્ત દેશના સામાન્ય કાયદાઓ પ્રમાણેજ રાજ્ય ચલાવવું જોઇએ. લોકોની સાથે છૂટથી હળીમળી અમલદારોએ તેમનાં દુઃખો સાંભળવાં જોઇએ. જ્યારે જાપતાની નીતિ છોડી દેવામાં આવશે ત્યારેજ પ્રજાનો પ્રેમ સરકાર જીતી શકશે, ત્યારેજ સરકારની રાજ્યપધ્ધતિની પત્રકારો અને વકતાઓ સ્વતંત્ર ચર્ચા કરશે અને સરકાર પ્રજાનું ખરૂં હૃદય ઓળખી શકશે.

---

તેણે નીચલા કાયદાઓપર વિચાર ચલાવી લગભગ બધા કાયદા રદ કરવાની ભલામણ કરી છેઃ-

બેંગાલ સ્ટેટ ઓફેન્સીસ ઍક્ટ ૧૮૦૪
મદ્રાસ રેગ્યુલેશન ૭-૧૮૦૮
બેંગાલ સ્ટેટ પ્રીઝનર્સ રેગ્યુલેશન ૧૮૧૮
મદ્રાસ રેગ્યુલેશન ૨-૧૮૧૯
બૉમ્બે રેગ્યુલેશન ૨૫-૧૮૨૭
સ્ટેટ પ્રીઝનર્સ ઍક્ટ ૧૮૫૦
સ્ટેટ ઓફેન્સીસ ઍક્ટ ૧૮૫૭
મીલકત જપ્ત કરવાનો કાયદો ૧૮૫૭
રાજદ્વારી કેદીઓનો કાયદો ૧૮૫૮
ઈંડીઅન ક્રીમીનલ લૉ એમેંડમેંટ ઍક્ટ ૧૯૦૮
સભાબંધીનો કાયદો ૧૯૧૧
હિંદ રક્ષણનો કાયદો ૧૯૧૫
ક્રીમીનલ લૉ એમેંડમેંટ ઍક્ટ ૧૯૧૫
એનાર્કીકલ એન્ડ રેવોલ્યુશનરી ક્રાઈમ્સ ઍક્ટ ૧૯૧૯ (અરાજકતા અને બળવાના ગુન્હાઓને માટેનો ૧૯૧૯ નો કાયદો જેને આપણે "કાળા કાયદા" અથવા "રૌલેટ ઍક્ટ" ને નામે ઓળખીએ છીએ.)

ઉપલા કાયદાઓમાં સભાબંધીનો કાયદો અને ૧૯૦૮ નો ઈંડીઅન ક્રીમીનલ લૉ એમેંડમેંટ ઍક્ટ રદ કરવાની ભલામણ તો થઈ છે પણ તેમાંની અમુક કલમો હજુ રહેવાની છે. બાકીના કાયદાઓને આ પુસ્તક પ્રકટ થાય તે પહેલાં કદાચ દફનાવી દેવામાં આવશે.

૧૯૦૮ ના એપ્રીલ માસમાં અલાહાબાદમાં મળેલી 'કનવેશન, કમિટી' એ કોંગ્રેસનું ધ્યેય નીચે પ્રમાણે નક્કી કર્યું હતું:

"હિંદી રાષ્ટ્રીય પરિષદના હેતુઓ બ્રિટિશ સામ્રાજ્યના સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનો જેવું હિંદી પ્રજાદ્વારા ચાલતું રાજ્યતંત્ર મેળવવાના તથા એ સંસ્થાનો સાથે સમાનતાના ધોરણે સામ્રાજ્યના હકકો તથા જવાબદારીઓમાં ભાગીદારી મેળવવાના છે. આ હેતુઓ સનદશીર ઉપાયોથી, હાલના રાજકારોબારમાં ક્રમશઃ સુધારા કરાવીને, રાષ્ટ્રીય ઐકય વધારીને, જાહેર પ્રજામત પ્રબલ કરીને તથા દેશની બૌધ્ધિક, નૈતિક, આર્થીક તથા ઔદ્યોગિક શકિતનો વિકાસ કરીને, સાધવાના છે." *

હિંદના રાજકીય જીવનમાં અદ્ભુત ચેતન લાવનાર સ્વર્ગસ્થ લોકમાન્ય તિલક હતા. 'સ્વરાજ્ય મારો જન્મસિધ્ધ હક્ક છે અને તે હું લઇશજ' એવું અમોઘ કહેણુ ફેંકનાર પણ એજ વીરકેસરી હતા. તેમણે સ્વદેશને માટે, સ્વતંત્રતાને માટે ત્રણ

---

*The first article of the Congress constitution runs thus:–

The objects of the Indian National Congress are attainment, by the people of India, of a system af government similar to that enjoyed by the Self-governing members of the British Empire and a participation by them in the rights and responsibilities of the Empire on equal terms with those Members. The objects are to be attained by constitutional means, by bringing about a steady reform of the existing system of administration and by promoting national unity, fostring public spirit and developing and organising the intellectual, moral, economic and industrial resources of the country.

ત્રણ વાર કેદખાનું ભોગવ્યું હતું. સ્વ. ન્યાયાધીશ સર દીનશાહ દાવરે તેમને ૭ વર્ષની કેદની સજા કરી હતી અને જે વીર યૂરોપ અથવા અમેરિકામાં એકાદ અદ્‌ભૂત અને અદ્વિતીય મુત્સદી તરીકે અમર થઇ જાત તેને બ્રિટિશ સરકારે માંડલેમાં કેદ કરીને પોતાની કીર્તિને બટ્ટો લગાડયો હતો. સ્વ. લોકમાન્યને કેદખાનાની ચાર દિવાલો પરતંત્ર બનાવી શકી ન્હોતી. તેમના પવિત્ર આત્માએ કેદખાનાને પણ પવિત્ર બનાવ્યું અને એ ૭ વર્ષની કેદની મુદત દરમિયાન તિલક મહારાજે ગીતાનું નવનીત તારવી કાઢી 'ગીતા રહસ્ય" નામનું અમર પુસ્તક પ્રજાને ચરણે ધર્યું છે.

આ મહાન દેશભક્ત તા. ૧ લી ઓગસ્ટ ૧૯૨૦ ને દિને કૈલાશવાસી થયા ત્યારે પ્રજાએ લાખોની સંખ્યામાં તેમની સ્મશાન યાત્રામાં ભાગ લીધો હતો. મુંબઇમાં આવેલા સરદારગૃહમાંથીજ તેમને કેદ કરવામાં આવ્યા હતા અને એજ હોટલમાં ભારત માતાના એ પનોતા પુત્ર પંચત્વ પામ્યા હતા.

તેઓશ્રી કેદમાંથી છૂટયા પછી નોકરશાહીને જંપ વળ્યો નહિ કેમકે કેદખાનાની દિવાલો એ બ્રહ્મવીરને ડરાવી શકી ન્હોતી. 'કેસરી' અને 'મરાઠા' નામના બે પત્રો અને જાહેર ભાષણોદ્વારા પુનઃ તેમણે પોતાની પ્રાણપ્રિય ચળવળ શરૂ કરી દીધી હતી.

૧૯૧૩ માં મિસીસ બેસન્ટે ભારતવર્ષ પ્રત્યેના તેમના પ્રેમને લીધે હિંદના રાજકીય ક્ષેત્રમાં ઝંપલાવ્યું. તા. ૨ જી જાન્યુઆરી ૧૯૧૪ ને દિને 'કૉમન વીલ' નામનું અઠવાડિક અને તા. ૧૪મી જુલાઇ ૧૯૧૪ ને દિને 'ન્યુ ઇંડીઆ' (મૂલ મદ્રાસ સ્ટેન્ડર્ડ) નામનું દૈનિક પત્ર તેમણે પ્રકટ કરવા માંડયું. 'હોમરૂલ' ની પ્રચંડ હાકલ વાગી રહી. લોકમાન્ય તિલક પણ પોતાની 'હોમરૂલલીગ' સ્થાપી દેશના સામાન્ય ધ્યેય માટે કાર્ય કરવા લાગ્યા. એ અરસામાં ૧૯૧૪ ના

પ્રલયયુધ્ધનું રણશિંગડું ફૂંકાયું. દેશમાં એક નવુંજ ચેતન જન્મ્યું. યુધ્ધમાં હિંદે સામ્રાજ્યનો બહાદૂરીથી બચાવ કર્યો તેથી યુધ્ધ પછી હિંદનું રાજકીય ગૌરવ વધશેજ એવી સ્વાભાવિક ઇચ્છા પ્રજામાં જન્મી. એ અરસામાં સર્વ રાજદ્વારી પક્ષોમાં ઐક્યની અનિવાર્ય જરૂર જણાઇ અને મીસીસ બૅસન્ટના અથાગ પરિશ્રમ તથા સર્વ પક્ષના નેતાઓના શુભ પ્રયાસથી ૧૯૧૬ની લખનૌમાં મળેલી મહાસભામાં ૧૯૦૭ થી જૂદા પડેલો જહાલપક્ષ પુનઃ મહાસભામાં જોડાયો.

મુસ્લીમ બીરાદરોએ પોતાના હકકોના સંરક્ષણ માટે મુસ્લીમલીગ સ્થાપી હતી તે પણ ૧૯૧૬ થી મહાસભા સાથે મળીને કામ કરવા લાગી. ૧૯૧૬ ની મહાસભામાંજ મુસ્લીમલીગની સંમતિ સહિત હિંદના રાજ્યતંત્રમાં સુધારા કરાવવા માટેની એક યોજના ઘડવા વિષે વિચાર ચાલ્યો અને કોંગ્રેસ–લીગ–સ્કીમ બહાર પડી. ૧૯૧૬ માં પણ એક એવો પક્ષ હતો કે જે તુરતાતુરત સુધારા મેળવવાની માગણી કરતો હતો. ૧૯૧૭ માં કલકત્તામાં મિસીસ બૅસન્ટના પ્રમુખપદ નીચે ફરી એકવાર બધાય પક્ષોની સંયુકત મહાસભા મળી. તે વખતે ૧૯૧૭ ના ઓગસ્ટની ૨૦ મી તારીખનો હિંદમાં ક્રમશઃ પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાનો શહેનશાહી સરકારનો હેતુ છે, એવું વચન આપનારો ઢંઢેરો બહાર પડી ગયો હતો.*

---

* On August 20, 1917, the Secretary of State for India made the following announcement in the House of Commons with regard to the future Indian Policy:—

The policy of His Majesty's Government, with which the Goverument of India are in complete accord, is that of the increasing association of Indians in every branch of the administration and the gradual development of self-governing institutions with a view to the progressive realization of res-

શહેનશાહી સરકારનું ધ્યેય હિંદના રાજ્યતંત્રમાં હિન્દીઓનો હીસ્સો વધારી ક્રમશઃ સંપૂર્ણ સાંસ્થાનિક સ્વરાજ્ય સ્થાપવાનું છે એમ જાહેર થયા પછી ૧૯૧૮ માં મી૦ મોંટેગ્યુ હિંદની પરિસ્થિતિ જોવા આવ્યા. મોંટેગ-ચેમ્સફર્ડ રિપોર્ટ બહાર પડ્યો અને

---

ponsible government in India as an integral part of the British Empire. They have decided that substantial steps in this direction should be taken as soon as possible, and that it is of the highest importance as a preliminary to consider what these steps should be that there should be a free and informal exchange of opinion between those in authority at Home and in India. His Majesty's Government have accordingly decided, with His Majesty's approval, that I should accept the Viceroy's invitation to proceed to India to discuss these matters with the Viceroy and the Government of India, to consider with ths Viceroy the views of local Governments, and to receive with him the suggestions of representative bodies and others.

I would add that progress in this policy can only be achieved by successive stages. The British Government and the Government of India, on whom the responsibility lies for the welfare and advancement of the Indian peoples, must be judges of time and measure of each advance, and they must be guided, by the co-operation received, from those upon whom new opportunities of service will thus be conferrd and by the extent to which it is found that confidence can be reposed in their sense of responsibility.

Ample opportunity will be afforded for public discussion for the proposals which will be submitted in due course to Parliament.

મહાસભામાં મતભેદ પડયો. એક પક્ષ એ સુધારાને અયોગ્ય, અસંતોષકારક અને નિરાશાજનક માનવા લાગ્યો જ્યારે બીજા પક્ષે તેને યોગ્ય ટેકો આપ્યો.

૧૯૧૯ માં અમૃતસરમાં મહાસભા મળી. તેમાં ચોકખા બે પક્ષો પડી ગયા. એક પક્ષ નવા સુધારાને સ્વીકારવા તૈયાર હતો જ્યારે બીજો પક્ષ સંપૂર્ણું સ્વરાજ્ય શિવાય લેશમાત્ર ઓછું લેવાથી સંતોષ પામે એવો ન હોતો. એક પક્ષ નવી ધારાસભાનો પૂર્ણું બહિષ્કાર કરવા તૈયાર થયો. બીજો એક એવો પક્ષ હતો (દક્ષિણી નૅશનાલીસ્ટો) કે જે ધારાસભામાં જઇને વહીવટને અશક્ય બનાવવા ચાહતો હતો. મીસિસ બેસન્ટ અને વિનીતો ધારાસભામાં જઇ મળેલી સત્તાનો ઉપયોગ કરી લઇ વધુ માગણી ચાલુ રાખવાની તરફેણમાં હતાં. શ્રીયુત્ ગાંધીજી પણ અમૃતસર કોંગ્રેસમાં નવા સુધારા સ્વીકારવાને તૈયાર હતા. મહાસભામાં ગરમા ગરમ વાદવિવાદ ચાલ્યો હતો અને કોંગ્રેસમાં ફાટ ફૂટ પડી જશે એવો ભય ઉપસ્થિત થયો હતો પણ છેવટે નવા સુધારાનો ઉપયોગ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો.

૧૯૧૯ ના ઈંડિયા એકટથી પૂર્ણું સ્વરાજ્ય મળતું નથી; પણ કેટલાંક ઉપયોગી ખાતાંઓ પ્રજાને મળે છે તેથી મુંબઇની ખાસ કોંગ્રેસ, (૧૯૧૮) તથા દીલ્હી (૧૯૧૮) અને અમૃતસરની (૧૯૧૯) કોંગ્રેસોએ તેને ટેકો આપ્યો હતો. લોકમાન્ય તિલક, શ્રીયુત્ ગાંધીજી, મિસીસ બેસન્ટ, પંડિત માલવિયા અને બીજા સર્વ નેતાઓ સુધારાનો અમલ કરવામાં સંમત હતાં.

## સત્યાગ્રહ અને અસહકાર.

રાષ્ટ્રીય ચળવળનું આ પ્રકરણ અસહકાર અને સત્યાગ્રહના વીર પ્રણેતાની ચળવળની નોંધ લીધા વિના અપૂર્ણુંજ ગણાય.

ચંપારણ્યના ગુલામગીરીમાં ખદબદતા મજૂરોની વ્હારે ગાંધીજી ધાયા ત્યારે દેશે તેમને પહેલ વહેલા ઓળખ્યા. ખેડાના સત્યાગ્રહથી તેમણે પ્રજામાં સત્યાગ્રહ અથવા કાયદાના સવિનય ભંગની ભાવના જન્માવી.

૧૯૧૮ માં મોંટફર્ડ રિપોર્ટપર વિચાર કરવાને મુંબઇમાં મળેલી મહાસભાની ખાસ બેઠક તથા ૧૯૧૮ ની દીલ્હીમાં મળેલી મહાસભાની સામાન્ય બેઠકમાં તેઓશ્રી હાજર રહ્યા ન્હોતા. ૧૯૧૯ માં લૉર્ડ ચેમ્સફર્ડની સરકારે સર્વ પ્રજાકીય સભાસદોના તથા સમગ્ર દેશના પ્રબલ વિરોધની દરકાર કર્યા વિના "રૉલેટ એકટ" પસાર કરવાની મૂર્ખાઇ કરીને ભારતવર્ષે જર્મની સાથેની ભયંકર યાદવીમાં તન, મન ધનથી કરેલી સહાયનો "બદલો" આપ્યો અને યુધ્ધ દરમિયાન હિંદે બતાવેલી રાજનીષ્ઠાપર પ્રચંડ ઘા કર્યો. સરકારને વિનવવામાં પ્રજાકીય નેતાઓએ કોઇ જાતની મણા રાખી નહિ પણ લોર્ડ ચેમ્સફર્ડની વિજયોન્મત્ત સરકારે પ્રજામતની અવગણના કરી એટલે ગાંધીજીએ એ શરમભરી અવગણનાની સામે સત્યાગ્રહનું કાતિલ હથિયાર ફેંકયું. ગાંધીજીની આજ્ઞા પ્રમાણે પ્રજાએ શાંતિ જાળવી નહિ, અમૃતસર અને અમદાવાદમાં પ્રજાએ અત્યાચાર કર્યો અને અમૃતસરમાં જનરલ ડાયરે તથા અન્ય સ્થલે બોઝવર્થ સ્મિથ અને ફ્રેન્ક જોન્સને ગરિબ, નિઃશસ્ત્ર પ્રજાને નિર્દય રીતે છુંદી નાખી. જલીયનવાલા બાગમાં જનરલ ડાયરે કત્લેઆમ ચલાવી. લશ્કરી કાયદાના અમલમાં અનેક અમાનુષી જૂલમો થયા. જુલમોની તપાસ કરવા માટે હન્ટર કમીટી નીમાઇ. તેમાં હિંદી સભાસદો અંગ્રેજ સભાસદોથી વિરૂધ્ધ પડયા. આમ અને ઉમરાવ સભામાં આ જુલમોનો ન્યાય મળ્યો નહિ. ખીલાફત વિષેનું વચન પ્રધાનમંત્રીએ પાળ્યું નહિ. ગાંધીજી આ સહી ન શકયા. તેમણે પ્રજાને અસહકારનું

બીજું શસ્ત્ર બતાવ્યું. આ શસ્ત્ર પ્રજાને એટલું બધું મોહક લાગ્યું કે પ્રજા તેમાં સ્વરાજ્ય જોવા લાગી. આખા દેશમાં અસહકારની ધૂન જાગી રહી. દેશના અનેક નેતાઓ અસહકારમાંથી ભયાનક અરાજકતા જન્મશે એવો ભય રાખે છે. એ ભય સાચો છે. શ્રી. ગાંધીજી પોતે પણ વારંવાર કબૂલે છે કે 'અસહકાર બળવો છે, પણ તે શાંત બળવો છે. તેનો હેતુ સરકારને ફના કરી નાખવાનો અથવા પ્રજા આગળ નમાવવાનો છે.' ગાંધીજીની ચળવળ વિજયી થશે કે નહિ અથવા એ તીરથી ધાર્યાં નિશાન વીંધાશે કે નહિ તેનો વિચાર કરી લેવાનું કામ વાંચનારનું છે. અસહકારના જન્મથી આજસૂધીનો ટૂંક ઇતિહાસ નીચે રજુ કરી તે પર વિચાર કરવાનું કામ હું વાંચનારની સ્વતંત્ર વિચારશક્તિપર છોડું છું.

૧૯૨૦ ના માર્ચમાં અસહકારનો જન્મ થયો હતો પણ તેના આચાર્યે દીલ્હીની ખીલાફત પરિષદના પ્રમુખસ્થાનેથી એ વિચારને પહેલ વહેલો જાહેર કરી દીધો હતો. એ પરિષદના ત્રિજા ઠરાવનો પ્રથમ ભાગ આ પ્રમાણે હતોઃ—

"સુલેહના કરારનામામાં ટર્કીને અન્યાય કરીને જો ખીલાફતને ભયમાં નાખવામાં આવશે તો હિંદના મુસલમાનોને ધાર્મિક ફરજ તરિકે સરકાર સાથેનો બધો સહકાર બંધ કરવાની ફરજ પડશે"

અત્રે નોંધવા જેવું એ છે કે શ્રીયુત ગાંધીજી ઉપલો ઠરાવ થયા પછી એક મહિના બાદ મળેલી અમૃતસરની મહાસભામાં સહકાર કરવાને તૈયાર હતા. અમૃતસરની મહાસભાનો ખીલાફત સંબંધીનો ૧૫ મો ઠરાવ ફક્ત અસંતોષ દર્શાવી ખીલાફતના અન્યાય સામે વિરોધ દર્શાવે છે અને એ વર્ષની મુસ્લીમલીગ પણ નિરાશા પ્રદર્શિત કરી અંતે 'સદનશીર ચળવળ' થી એ અન્યાય દુર કરવાની દવા રજુ કરતી જણાય છે.

ત્યારપછી ૧૯૨૦ ના જાન્યુઆરીની ૧૪ મી તારીખના ‘ યંગ ઇંડીઆ ’ માં અસહકારનાં દર્શન થાય છે અને ૧૯૨૦ ના માર્ચની ૧૦ મીના અંકમાં અસહકારનો પ્રથમ કાર્યક્રમ તેના આચાર્ય નીચે પ્રમાણે રજુ કરે છે:

૧. મન, વચન અને કર્મથી હિંસા કરવી નહિ.

૨. તેથી વેર અથવા સજા કરવા માટે બ્રિટિશ માલનો બહિષ્કાર કરવો નહિ. મારા મત પ્રમાણે બહિષ્કાર હિંસાનું એક સ્વરૂપ છે. વળી જો તે ઇચ્છનીય હોય તોપણ તદ્દન અવ્યવહારૂ છે.

૩. ઓછામાં ઓછી માગણીઓ સ્વીકારાય ત્યાં સુધી જંપવું નહિ.

૪. ખીલાફત સાથે ઇજીપ્ટ જેવો કોઇપણ બીજો સવાલ ભેળવો ન જોઇએ.

પછી ૧૯૨૦ ના માર્ચની ૧૯ મી તારીખે હડતાળ પડાઇ. ઓછામાં ઓછી માગણીઓ રજુ થઇ. મોટી પદવીઓ તથા ચાંદો ધરાવનારાઓએ તે છોડી દેવાં, સરકારી નોકરોએ પણ તેમ કરવું, સૈનિકોને નોકરી છોડવાનું કહેવાનો સમય આવ્યો નથી, એ પગલું છેલ્લું છે, પહેલું નથી, એમ કહેવામાં આવ્યું.

૧૯૨૦ ના મેની ૫ મી તારીખના “ યંગ ઇંડીઆ ” માં અસહકારનો બીજો કાર્યક્રમ પ્રકટ થયો હતો. તેમાં ચાર પગલાં નીચે પ્રમાણે નક્કી કરવામાં આવ્યાં હતાં:

૧. માનચાંદ છોડી દેવાં,

૨. પોલીસ અને લશ્કર શિવાયના સરકારી નોકરોએ નોકરી છોડવી.

૩. પોલીસ અને લશ્કરે નોકરી છોડવી.

૪. કરો આપવાની ના પાડવી.

અત્રે જણાવવાની જરૂર છે કે અસહકાર પ્રથમ ખીલાફતના ઉપાય તરીકેજ જન્મ્યો હતો પણ પાછળથી તેને પંજાબનાં અત્યાચાર સામે પણ વાપરવાનો વિચાર કરવામાં આવ્યો અને તે પહેલ વહેલાં ' યંગ ઇંડીઆ ' ના ૯ મી જુન ૧૯૨૦ ના અગ્રલેખમાં જાહેર થયું.

૧૯૨૦ ના જુનના અંતમાં મુસલમાનોનું એક પંચ વાઇસરોયને મળવા ગયું અને તેણે વાઇસરોયને ચેતવણી આપી કે જો ખીલાફતનો સંતોષકારક નિર્ણય નહિ થશે તો હિંદી મુસ્લીમો ૧ લી ઓગસ્ટ ૧૯૨૦ થી સરકાર સાથેનો સંબંધ તોડી નાખવાની ચળવળ કરશે. એજ અરસામાં શ્રીયુત ગાંધીજીએ એવાજ ભાવનો ખુલ્લો પત્ર વાઇસરોયપર મોકલાવ્યો.

ત્યારપછી અસહકારનો ત્રીજો અવતાર થયો. આ ખબર તા. ૭ મી જુલાઇ ૧૯૨૦ ના ' યંગ ઇંડીઆ ' માં આવી :

૧. બધા માનચાંદ અને ઓદ્ધાઓનો ત્યાગ.

૨. સરકારી લોન ન ભરવી.

૩. વકીલોએ વકીલાત બંધ કરવી અને લવાદથી દીવાની દાવા પતાવવા.

૪. માબાપોએ સરકારી શાળાઓનો બહિષ્કાર કરવો.

૫. નવી ધારાસભાઓનો બહિષ્કાર.

૬. સરકારી મહફીલો અને દરબારોનો ત્યાગ.

૭. મેસોપોટેમીઆ વિ. માં દીવાની તથા લશ્કરી નોકરીનો અસ્વીકાર.

૮. સ્વદેશીનો જોસબંધ અમલ.

તા. ૧૪ મી જુલાઇ ૧૯૨૦ ના " યંગ ઇંડીઆ " માં એવું પરોક્ષ સૂચન કરવામાં આવ્યું હતું કે અસહકારથી પંજાબ

અને ખીલાફતની ગુંચ ઉકેલવા સાથે સ્વરાજનો પણ ફડચો કરી શકાશે. અંતે ૧ લી ઓગસ્ટનું પ્રભાત થયું અને ગાંધીજીના નેતૃત્વ નીચે અસહકારનો વાવટો ફરકયો. એજ દિને લોકમાન્ય તિલકનું શોકજનક અવસાન થયું હતું.

૧૯૨૦ ના સપ્ટેમ્બરમાં કલકત્તામાં મહાસભાની ખાસ બેઠક લાલા લજપતરાયના પ્રમુખપદ નીચે મળી જેમાં અસહકારનો ઠરાવ બહુમતિએ પસાર થયો. ઠરાવના પ્રારંભમાં સ્પષ્ટ રીતે ખીલાફત, પંજાબ અને સ્વરાજ એવાં ત્રણ ધ્યેય બતાવેલાં છે. કાર્યક્રમ આગલા કાર્યક્રમ જેવોજ લગભગ રાખવામાં આવ્યો પણ બીજી કલમ કાઢી નાખી તેને બદલે ‘ પરદેશી માલનો બહિષ્કાર ’ ઉમેરવામાં આવ્યો. લાલાજી, દેશબંધુ દાસ, માલવિયાજી, ડા. એની બેસંટ, બાબુ બીપીનપાલ, તિલક પક્ષ વિગેરે કલકત્તામાં અસહકારની વિરૂદ્ધ હતાં.

કલકત્તાની મહાસભાની બેઠકમાં ગાંધીજીએ પહેલ વહેલું એક વર્ષમાં સ્વરાજ્ય આપવાનું બીડું ઝડપ્યું. તેમણે કહ્યું હતું કે, ‘ હું કહેવાની હિમ્મત કરૂં છું કે તમે એક વર્ષમાં સ્વરાજ મેળવી શકો. ’ કલકત્તા અને નાગપુરની મહાસભાની વચ્ચેના સમયમાં ધારાસભાના તથા સરકારી મહાશાળાઓના બહિષ્કાર પાછળજ અસહકારી નેતાઓ મંડયા રહ્યા.

પછી ૧૯૨૦ ના ડીસેમ્બરના અંતમાં નાગપુરમાં લાલાજી તથા દાસ બાબુ ગાંધીજી સાથે સંમત થયા. વિનીતો અને મિસીસ બેસન્ટનો પક્ષ મહાસભાથી અલગ થઇ ગયાં. નાગપુરની મહાસભાએ સામાન્ય રીતે કલકત્તાના ઠરાવને પુષ્ટિ આપી. તોપણ ટાઇટલોનો ત્યાગ, સરકારી મેળાવડાનો બહિષ્કાર, મેસોપોટેમીઆમાંની નોકરીનો અસ્વીકાર અને ધારાસભાના બહિષ્કારની કલકત્તા કોંગ્રેસની કલમો કાઢી નાખી તેને બદલે નીચલી કલમો ઉમેરી:

૧. દરેક જણે વધારેમાં વધારે આપભોગ આપવો.

૨. દરેક ગામમાં અસહકાર મંડલની સ્થાપના.

૩. હિંદી રાષ્ટ્રીય સેવકમંડલની સ્થાપના.

૪. તિલક સ્વરાજ ફંડ.

૫. હિંદુ ધર્મને અસ્પર્શતાના કલંકમાંથી બચાવવાના ખાસ પ્રયત્નો.

નાગપુરની મહાસભાએ શાળાના બહિષ્કારને વિસ્તૃત બનાવવા માટે એવોય ઠરાવ કર્યો કે ૧૬ વર્ષની નીચેનાં બાલકોને તેમના માબાપોદ્વારા શાળાત્યાગ કરાવવો. ૧૬ ની ઉપરનાને સીધી રીતે સમજાવવા અને શિક્ષણસંસ્થાઓના ચાલકોને તેમની શાળાઓ રાષ્ટ્રીય બનાવવાને વિનવવા. ઠરાવનો છેલ્લો ભાગ એક વર્ષમાં સ્વરાજપર ખાસ ભાર મૂકી પ્રજાને ઠરાવ અનુસાર વર્તવાને જોસ આપે છે.

નાગપુરમાં મહાસભાએ પોતાનું અસલ ધ્યેય બદલી નાખ્યું; અને "આ રાષ્ટ્રીય સભાનો હેતુ હિંદને માટે હિંદી પ્રજાની ઇચ્છાનુસાર સર્વ કાયદાસર અને શાંતિભર્યા ઉપાયોથી સ્વરાજ્ય મેળવવાનો છે" એવું નવું ધ્યેય પસાર કર્યું.

નાગપુર મહાસભા વિસર્જન થયા પછી જાન્યુઆરી ૧૯૨૧ થી માર્ચ સૂધીના ત્રણ મહિના સૂધી વિદ્યાર્થીઓપર પ્રચંડ હૂમલા થયા. અદાલતો સામે પણ ચળવળ ચાલુ રહી. પણ એ અરસામાં પણ "યંગ ઇંડીઆ" માં નવાં નવાં પગલાં સૂચવાવાં ચાલુજ રહ્યાં. ફેબ્રુઆરી તા૦ ૨૩ મીના અંકમાં શ્રીયુત્ ગાંધીજી સ્વરાજની નીચલી ૭ શરતો રજુ કરે છે:

૧. અહિંસાવૃત્તિનો વિકાસ.

૨. દરેક ગામમાં મહાસભાની સમિતિની સ્થાપના.

૩. દરેક ઘરમાં ચરખો અને ગામના વણુકરો પાસે જોઇતું બધું કાપડ વણાવવું

૪. જેટલા બને તેટલા પૈસા ઉઘરાવવા.

૫. હિંદુ મુસ્લીમ એકતા વધારવી.

૬. હિંદુ ધર્મના અસ્પર્શતાના કલંકને ધોઇ નાંખીને તથા કેફી વસ્તુઓનો ત્યાગ કરી આત્મશુદ્ધિ કરવી.

આ કાર્યક્રમ રજુ થયા પછી માચની આખરે ઓલ ઈંડીઆ કોંગ્રેસ કમીટીની સભામાં ગાંધીજીએ બેઝવાડાના કાર્યક્રમની શોધ કરી અને તિલક સ્વરાજ ફંડમાં એક કરોડ રૂપીઆ, મહાસભાને ચોપડે એક કરોડ સભાસદ ને આખા દેશમાં વિશ લાખ ચરખા—તા૦ ૩૦ મી જુન સુધીમાં કરવાજ જોઇએ એવી પ્રતિજ્ઞા લેવાઇ. આ કાર્યક્રમ ચાલુ હતો તે દરમિયાન સાથે સાથે દારૂનાં પીઠાંની ચોકી પણ શરૂ થઇ અને અદાલતો તથા શાળાઓના બહિષ્કારની જુની બુમો દબાઇ ગઇ. તા૦ ૨૫ મીના 'યંગ ઈંડીઆ' માં અસહકારના આચાર્યે અસ્પર્શતાના નાશ તથા દારૂના ત્યાગપરજ ખાસ ભાર મુકી સ્વરાજ નજીક આવતું જણાવ્યુ.

જુલાઇના છેલ્લા અઠવાડીઆમાં મુંબઇમાં ઓલ ઇંડિઆ કોંગ્રેસ કમીટી મળી અને તેણે પરદેશી કાપડનો બહિષ્કાર તા. ૩૦ મી સપ્ટેમ્બર સૂધીમાં કરવાનું નક્કી કર્યું. પરદેશી કાપડની હોળી થઇ. કાપડ બાળવામાં અસહકારના આચાર્યશ્રીને દીલનો મેલ બાળવાનું ભાન થયું અને ધોળી ટોપીમાં સ્વદેશાભિમાન આવી ભરાયું !

એવામાં મોપલાઓ ગાંડા થયા. અલીબીરાદરો પકડાયા. છતાં ૨૨ મી સપ્ટેમ્બરે "યંગ ઈંડીઆ" માં એજ કાર્યક્રમપર ભાર મૂકવામાં આવ્યો:

૧. ગમે તેવા ઘોંચ પરોણા છતાં અહિંસક રહો.

૨. હિંદુ મુસ્લીમ એકતા ગમે તે ભોગે જાળવી રાખો.

૩. પહેરવાને ફક્ત લંગોટજ રહે તોપણ પરદેશી કાપડનો ત્યાગ કરો અને જે વખત મળે તે બધો ચરખો કાંતવામાં વાપરો.

તા. ૬ ઠ્ઠી અકટોબરના "યંગ ઈંડીઆ" માં એવી સલાહ અપાઈ કે "બધી ચળવળોને બાજુએ મૂકી હાથવણાટ અને કંતામણપરજ વળગી જવાની હું દરેક જીલ્લાના કોંગ્રેસ તથા ખીલાફતના કામદારોને સૂચના કરૂં છું."

મુંબઈમાં તા. ૫ મીએ મળેલી મહાસભાની કારોબારી સમિતિમાં નીચલાં પગલાં સૂચવાયાં:—

(૧) કારોબારી સમિતિનો એવો મત છે કે સરકારના દિવાની અથવા લશ્કરી નોકરો જો તેઓ પોતાનું ગુજરાન કરવા શકિતમાન હોય તો સરકારી નોકરી છોડી દેવાની તેમની સ્પષ્ટ ફરજ છે.

(૨) કારોબારી સમિતિ બધી કોંગ્રેસ કમીટીઓને કારોબારી સમિતિનો કરાંચીના ઠરાવ શુધ્ધાં નીચેનો ઠરાવ પસાર કરવાને સભાઓ બોલાવવાની સલાહ આપે છે.

(૩) ચાલુ મહિનાની આખર સૂધીમાં પરદેશી કાપડનો બહિષ્કાર પૂરો થવોજ જોઈએ.

(૪) કાયદાનો સવિનય ભંગ વ્યાપક ક્ષેત્રમાં ચાલુ કરવાનું ઇચ્છવાજોગ નથી છતાં સ્વદેશી માટે કામ કરનારાઓને અમુક સાવધાની રાખીને વ્યક્તિગત સવિનય ભંગ કરવાની સત્તા આપવામાં આવે છે.

આ નવા કાર્યક્રમની ૧ લી કલમ—સરકારી નોકરોને નોકરી છોડવાની સલાહ આપી એક નવું પગલું ભરે છે અને બીજી તથા ચોથી કલમ બન્ને કાયદાના સવિનય ભંગ તરફ પ્રજાને ખેંચે છે.

અંતે અત્યાર સુધીમાં અસહકારે કયાં કયાં પગલાં અજમાવી જોયાં તે જોઇએ: (૧) માનચાંદનો ત્યાગ (૨) ધારાસભાનો બહિષ્કાર (૩) સરકારી શાળાઓનો ત્યાગ (૪) અદાલતોનો બહિષ્કાર (૫) દારૂ સામેની ચળવળ (૬) તિલક સ્વરાજ ફંડ (૭) મહાસભાના સભાસદોની નોંધણી (૮) અસ્પર્શતાનો નાશ (૯) હાથકંતામણ (૧૦) ખાદીનો ઉપયોગ (૧૧) પરદેશી માલનો બહિષ્કાર.

મહાસભા દેશની અગ્રગણ્ય સંસ્થા છે. તેનું નેતૃત્વ હાલમાં શ્રીયુત્ ગાંધીજીના હાથમાં છે. અમદાવાદની મહાસભાએ તેમને સર મુખત્યાર બનાવીને કુલ સત્તા એનાયત કરી છે. સરકાર સાથે સલાહ કરવાની કે મહાસભાનું ધ્યેય બદલવાની સત્તા મહાસભાની મહાસમિતિએ પોતાને સ્વાધીન રાખી છે.

અસહકાર અહિંસકજ રહેવો જોઇએ એવી શ્રીયુત્ ગાંધીજીની આજ્ઞા છે. તેમણે અહિંસાવ્રતના પાલનની પ્રતિજ્ઞાને પ્રથમ સ્થાન આપેલું હોવાથી એ ચળવળના આરંભમાં લોર્ડ ચેમ્સફર્ડની સરકારે સદરહુ ચળવળ જ્યાં સુધી તેના આચાર્યે નક્કી કરેલી અહિંસાની મર્યાદાનું ઉલ્લંઘન ન કરે ત્યાંસુધી તેની સામે સત્તા ન વાપરવાની રાજનીતિ જાહેર કરી હતી. માલેગાંવ, ગીરદીહ, ધારવાડ, મઠીઆરી વિગેરે સ્થળે છૂટા છવાયાં હુલ્લડો થયાં છતાં સરકારે ઉક્ત રાજનીતિ જાળવી રાખી હતી. તા. ૧૭ મી નવેમ્બર ૧૯૨૧ ને દિને સામ્રાજ્યના પાટવી કુમાર મુંબઇમાં પધાર્યા તે દિને મુંબઇમાં ગંભીર હુલ્લડ થયું—ચાર દિવસસુધી શહેરમાં ત્રાસ વર્તી રહ્યો—ગાંધીજીને અપવાસ કરવા પડયા અને તેઓશ્રીને સ્વરાજ ગંધાયું. ચાર દિવસ પછી શાંતિ સ્થપાઇ. મુંબઇ સરકાર તો શાંતજ રહી પણ બંગાલના ગવર્નર લોર્ડ રોનાલ્ડશે અને સંયુક્તપ્રાંતના ગવર્નર સર હાર કોર્ટ બટલરે અસહકારીઓની પજવણી દબાવી દેવા માટે ૧૯૦૮ ના

ક્રીમીનલ પ્રોસીજર કોડનો ઉપયોગ કરી મહા સભા તથા ખીલાફતના સ્વયંસેવક મંડલોને ગેર કાયદાસર ઠરાવ્યા. બંગાલના યુવાન વર્ગનું અભિમાની જીગર આથી ભેદાયું અને સેંકડો જુવાનો એ કાયદાનો અનાદર કરી સ્વયંસેવક થવા તૈયાર થયા. ત્રણ અઠવાડીઆમાં લગભગ ૪૦૦૦ જુવાનો જેલમાં ગયા. મહાસભાના વરાયલા પ્રમુખ શ્રીયુત ચિત્તરંજનદાસ પણ પકડાયા. સરકારે શ્રીયુત દાસ બાબુનાં પત્ની તથા ભગિનીને પકડીને ચેતવણી આપી છોડી દીધાં. બીજી બહેનોને પણ સરકાર ચેતવણી આપીને છોડી દે છે–જેલમાં પૂરતી નથી. સંયુક્ત પ્રાંતમાંથી સેંકડો જેલમાં ગયા. પંડિત મોતિલાલ નેહરૂ, તેમના પુત્ર જવાહીરલાલ, શામલાલ નેહરૂ આદિ પકડાયા. લાહોરમાં સભાબંધીના કાયદાના અનાદર માટે લાલાજીને પકડવાની સરકારને ફરજ પડી. પરિસ્થિતિ ગમ્ભીર થઇ ગઇ. અસહકારી દળ કાયદા તોડવાની તક શોધતું હતું તેને સરકારેજ એ તક આપી. મામલો રસ પર ચઢ્યો. ડૉ. એની બેસંટ, પંડિત માલવીયા, પંડિત કુંજરૂ, શ્રીયુત જમનાદાસ દ્વારકાદાસ વિગેરે નાયકોના સબલ પ્રયાસથી રાઉન્ડટેબલ કોન્ફરંસની વાત ચર્ચાવા લાગી. કલકતામાં નામદાર વાઇસરોયને સત્તર સહકારી નેતાઓનું એક પંચ મળવા ગયું અને નામદાર વાઇસરોય લોર્ડ રેડીંગે અત્યંત સહાનુભૂતિભર્યો જવાબ વાળતાં બન્ને પક્ષે પોતાના હલ્લા બંધ કરવાની સૂચના કરી.

૧૯૨૧ ના ડીસેમ્બર માસના અંતમાં અમદાવાદમાં દેશબંધુ દાસ જેલમહેલ નિવાસી હોવાથી હકીમ અજમલખાનના પ્રમુખપદ નીચે ૩૬ મી મહાસભા મળી. તેમાં ગાંધીજીએ પોતાને સર મુખ્ત્યાર નીમવાનો ઠરાવ રજુ કર્યો અને તે ઠરાવ પસાર થયો. મહાસભાએ કાયદાનો સામુદાયિક સવિનય ભંગ કરવા માટે અખિલ ભારતવર્ષના સ્ત્રીપુરૂષોને આવાહન કર્યું. મન વચન અને કર્મમાં અહિંસા પાળવાની, હિંદુ મુસ્લીમ તથા અન્ય નાની કોમોની એકતાની, હિંદુ ધર્મપરથી

અસ્પર્શતાનું કલંક ધોઇ નાખવાની અને હાથે વણેલી તથા હાથ કાંતેલી ખાદી પહેરવાની, રેંટીઆ ચલાવવાની કલા શીખી લેવાની અને સ્વયંસેવક તે જેલમાં જાય અથવા દેશને માટે મરી જાય તોપણ તેના કુટુંબ માટે મહાસભા પાસેથી કોઇ જાતની સહાય ન માગવાની સરતો સ્વયંસેવકો માટે નક્કી કરવામાં આવી. આજ મહાસભામાં ગાંધીજીએ નામદાર વાયસરોયને 'અભિમાનના શિખર પર ચઢેલી સરકાર' જો પ્રજાની સરતે, પંજાબના અત્યાચાર માટે પશ્ચાતાપ કરી ખીલાફતનો નીકાલ લાવે અને અસહકારીઓ કહે છે તેવું સાંસ્થાનિક સ્વરાજ આપે તોજ સમાધાનીને સ્થાન છે એવું "નમ્ર પણ અમોઘ કહેણ" મોકલ્યું.

બીજી સંસ્થા મુસ્લીમલીગ છે. તે ૧૯૦૬ માં સ્થપાઈ હતી ત્યારે તેના ઉદ્દેશો સરકાર તરફ વફાદારી બતાવવાના તથા મુસલમાનોના ખાસ હક્કો સાચવવાના હતા તથા એ બે ઉદ્દેશો તોડયા વિના બીજી કોમો સાથે ઐક્ય જાળવવાનો તેનો હેતુ હતો. સાંસ્થાનિક સ્વરાજ સનદશીર ઉપાયોથી મેળવવાનો પણ લીગનો હેતુ હતો. ૧૯૧૬ થી તે મહાસભાના નિકટ સમાગમમાં આવતી ગઇ અને ૧૯૨૦ માં તેણે નાગપુરમાં મહાસભાની સાથે પોતાનું ધ્યેય પણ બદલ્યું. હાલમાં લીગનું ધ્યેય લગભગ મહાસભાના ધ્યેય જેવુંજ છે. મુસ્લીમ ભાઇઓની એક નવી સંસ્થા ખીલાફત કમીટી છે તે ખીલાફતના ફડચા માટે મહાસભા સાથે મળીને કામ કરે છે.

સ્વરાજ્ય અથવા પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર સુરળિત રીતે ચલાવવાનું સુગમ થાય તે માટે સર્વ કોમોમાં કોમી અભિમાન નહિ પણ રાષ્ટ્રીય અભિમાન હોવું જોઇએ અને રાષ્ટ્રીયત્વના વિકાસ કાજે નાની કોમોએ પોતાની ભાવના એકદેશીય રાખીને રાજ્યતંત્રમાં ખાસ મતાધિકારની માગણી કરવી ન જોઇએ. પણ

૧૯૦૯ ના મોર્લીમીન્ટો સુધારા અમલમાં મુકાયા ત્યારે ચુંટણીના નિયમો ઘડવાની સત્તા હિંદી સરકારને મળવાથી નોકરશાહીએ હિંદુ મુસ્લીમ ફાટ ચાલુ રાખવા માટે મુસ્લીમો માટે નાની કોમના રક્ષણનો બુટ્ટો ઉઠાવી ખાસ મતદાર વિભાગ સ્થાપ્યો. ખાસ મતાધિકાર એકવાર શરૂ થયા પછી મુસ્લીમ બીરાદરો તેના ભોગવટાની આગ્રહપૂર્વક માગણી કરવા લાગ્યા અને તેને પરિણામે કોંગ્રેસ-લીગની યોજનામાં મુસ્લીમો માટે નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી હતીઃ-

વગવાળી લઘુમતિ માટે ચુંટણીમાં યોગ્ય ગોઠવણ કરવી જોઇએ અને પ્રાંતિક રાજકારોબારમાં મુસ્લીમો માટે ખાસ મતદાર સંઘ બનાવી નીચલું પ્રમાણુ રાખવું જોઇએઃ-

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પંજાબઃ | ચુંટાયલા | હિંદી | સભાસદોમાં | ૫૦ | ટકા | મુસ્લીમો |
| સંયુક્તપ્રાંતઃ | ,, | ,, | ,, | ૩૦ | ,, | ,, |
| બંગાલ | ,, | ,, | ,, | ૪૦ | ,, | ,, |
| બીહાર ઓરીસ્સા | ,, | ,, | ,, | ૨૫ | ,, | ,, |
| મધ્યપ્રાંત | ,, | ,, | ,, | ૧૫ | ,, | ,, |
| મદ્રાસ | ,, | ,, | ,, | ૧૫ | ,, | ,, |
| મુંબઇ | ,, | ,, | ,, | ૩૩ $\frac{૧}{૩}$ | ,, | ,, |

હિંદી ધારાસભામાં મુસ્લીમ પ્રતિનિધિઓની જુદા જુદા પ્રાંતોમાંથી ખાસ મતદાર સંઘદ્વારા ચુંટણી કરવી અને તેમની સંખ્યા ૧/૩ જેટલી રાખવી.*

ડો. એની બેસન્ટના નેતૃત્વ નીચે ઓલ ઇંડીઆ નેશનલ હોમરુલ લીગ નામની એક સંસ્થા ચાલે છે તે નવા સુધારાથી મળતી સત્તાનો સ્વીકાર કરી, તેના બળથી સત્વર પ્રાંતિક સ્વાતંત્ર્ય મેળવી, કેન્દ્રસ્થ સરકારને

* કોંગ્રેસ-લીગ સ્કીમમાંથી ઉતારો.

પ્રજાના પ્રતિનિધિઓના અંકુશ નીચે લાવવાનો સબલ પ્રયત્ન કરી રહી છે. મહાન ઝંડો બ્રિટિશ કોમન વેલ્થમાં ભારતવર્ષ માટે સમાન અને સ્વતંત્ર ભાગીદારી મેળવવાનો આ લીગનો ઉદ્દેશ છે.

વિનીતોની સંસ્થા ઓલ ઇંડીઆ લીબરલ ફેડરેશન નામની છે. તેના ઉદ્દેશો જુની કોંગ્રેસના જેવાજ છે.

આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિનું પ્રકરણ, જો કે મેં બહુ ટૂંકમાં પતાવ્યું છે, તોપણ સુવિખ્યાત દેશભકત સ્વ. ગોપાલકૃષ્ણ ગોખલે સ્થાપિત હિંદ સેવકસમાજ ( Servant of India Society ) ની નોંધ લીધા વિના ખામીભર્યુંજ ગણાય. આ સમાજ તા. ૧૨ મી જુન ૧૯૦૫ ને મંગલ દિને "ધાર્મિક ભાવનાથી દેશસેવા કરનારા માણસો તૈયાર કરવાને માટે" સ્થાપવામાં આવી હતી. પુનામાંના સમાજના આશ્રમમાં ત્રણ વર્ષ સુધી ઉમેદવારને અભ્યાસ કરવો પડે છે અને બે વર્ષ બીજી તાલીમ લેવી પડે છે. પાંચ વર્ષ પછી ઉમેદવાર દેશસેવા માટે બહાર પડે છે.

આ સમાજના ઉદ્દેશ સ્તુત્ય અને મનનીય છે:

( અ ) આ સમાજનો સભાસદ પ્રથમ દેશનોજ વિચાર કરશે અને પોતાની ઉત્તમોત્તમ શકિત તે દેશને સમર્પણ કરશે.

( બ. ) દેશસેવા કરતાં તે પોતાનો સ્વાર્થ જોશે નહિ.

( ક ) તે બધા હિંદીઓને ભાઇ જેવા માનશે અને જાતિ, રૂપ કે રંગના તફાવત વિના બધાની ઉન્નતિ માટે કાર્ય કરશે.

( ડ ) સમાજ તેને માટે તથા તેના કુટુંબ માટે જેટલી સગવડ કરી શકશે તેથી તે સંતુષ્ટ રહેશે અને પોતાને માટે પૈસા મેળવવામાં તે પોતાનો સમય તથા શકિત ગુમાવશે નહિ.

( ઇ. ) તે પવિત્ર જીવન ગાળશે.

(ચ) તે કોઇપણ જાતની અંગત લડાઇ કરશે નહિ.

(છ) તે સમાજના ઉદ્દેશો હમ્મેશાં નજર સમક્ષ રાખશે, તેની પ્રગતિ માટે હમ્મેશાં ઉત્સુક રહેશે, અને તેના હેતુઓથી વિરૂધ્ધ જાય એવું કોઇપણ કામ કરશે નહિ.

આ સંસ્થામાં જોડાનારને અત્યંત આત્મભોગ આપવો પડતો હોવાથી તેમાં અસંખ્ય માણસો તો નથી જોડાયા: પણ જેઓ જોડાયા છે તેઓ સુશિક્ષિત, સંસ્કારી, ચારિત્ર્યશીલ અને દેશાભિમાની છે. શ્રીયુત ગોખલેનું તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૧૫ ને દિને શોક-જનક અવસાન થયા પછી ઓ. મી. વી. એસ. શ્રીનિવાસ શાસ્ત્રીને સમાજના પ્રમુખ નીમવામાં આવ્યા છે અને એમના કરતાં વધુ યોગ્યતાવાળી વ્યક્તિ સમાજને મળત કે કેમ તે શંકાસ્પદ છે.



# પ્રકરણ ૬ ઠું.



## સ્વરાજ્ય.

હિન્દુસ્થાન દેશ નથી—એક ખંડ છે. તેમાં અનેક જાતિઓ, પંથો, ભાષાઓ અને ધર્મો છે; છતાં તેનું રાષ્ટ્રીયત્વ તેથી જખમાતું નથી. ભારતવર્ષની વ્યવસ્થાજ કંઇ એવી રીતે થયલી છે કે અનેક જાતિઓ અને ધર્મો હોવા છતાં પણ તે પોતાની ઉચ્ચતમ સંસ્કૃતિને પ્રભાવે પોતાનું એકદેશીય રાષ્ટ્રીયત્વ જાળવી રહ્યું છે.

હિંદની સંસ્કૃતિનો આદિકાળ નક્કી કરવો અતિ મુશ્કેલ છે. તેનું ઉન્નત સાહિત્ય, તેના પુરાણો, સ્મૃતિઓ અને વેદો જગમશહૂર છે. તેના ગૌરવશીલ ભૂતકાલનું સ્મરણ આપણા દીલમાં અભિમાન ઉત્પન્ન કરે છે અને આજની આપણી કંગાળ દશા પ્રત્યેક ભારતી હૃદયને રડાવે છેઃ પણ રૂદન કરવું તે કાયરોનું કામ છે. આપણો ભૂતકાલ ગૌરવપૂર્ણ હતો, આજે આપણે પતિત થઇ ગયા છીએ, પરતંત્ર છીએ તોપણ આપણા ભૂતકાલથી પણ વધુ ગૌરવશીલ ભાવી ઘડવાનું કામ આપણુંજ છે. એ મહદ્ અભિલાષા પાર પાડવાની પ્રભુએ પ્રત્યેક દેશને, પ્રત્યેક વ્યક્તિને શકિત આપેલી છે અને જેઓ વીર હોય, કર્તવ્યપરાયણ હોય, આસ્તિક તથા દેશાભિમાની હોય તેણે દેશની વર્તમાન દશા જોઇ નાહક બરાડા પાડવાના નથી પણ ભવિષ્યના ભારત વર્ષના સ્વતંત્ર મંદિરના ચણતરમાં પોતાનો હીસ્સો આપવાની તૈયારી કરવાની છે.

ભારતની પ્રાચીન રાજ્યવ્યવસ્થા કેવી હતી, તેમાં પ્રતિનિધિત્વનો અંશ હતો કે નહિ, પ્રજાના અવાજને રાજ્યતંત્રમાં સ્થાન હતું કે નહિ તે જાણવા માટે જોઇએ તેવાં સાધનો નથી: છતાં પરદેશી મુસાફરોનાં વૃત્તાંતો, શિલાલેખો, તામ્રપત્રો, પ્રાચીન

ગ્રંથો, સ્મરણુસ્તંભોપરના કીર્તિલેખો વિગેરે પરથી સિદ્ધ થાય છે કે પ્રાચીન ભારતનું રાજ્યતંત્ર પ્રજાકલ્યાણની ઉચ્ચતમ ભાવનાપર ઘડાયું હતું. બર્ક કહે છે કે 'જે દેશની વસ્તી આબાદ હોય તેનું રાજ્યતંત્ર ખરાબ હોઇ શકેજ નહિ.' ભારતવર્ષ પ્રાચીન કાલમાં સમૃદ્ધિના શિખરે પહોંચ્યું હતું એ તો પરદેશીઓ પણ સ્વીકારે છે અને આપણી સમૃદ્ધિથીજ પરદેશીઓ અત્રે આકર્ષાઇ આવ્યા હતા એ બીના દીવા જેવી સ્પષ્ટ છે એટલે બર્કના સિદ્ધાંત પ્રમાણે આપણું પ્રાચીન રાજ્યતંત્ર ઉચ્ચ પ્રકારનું હતું તે સિદ્ધ થાય છે. મેધારથનિસ લખી ગયો છે કે હિંદનાં નાનાં નાનાં ગામડાં નાનાં પ્રજાસત્તાક જેવાં હતાં. ડો. વાઇઝ લખે છે કે "હિંદની દોલત, આબાદી અને દોરદમામથી મહાન સીકંદર એટલો બધો અંજાઇ ગયો હતો કે જ્યારે તેણે ઇરાન છોડી હિંદ તરફ કુચ કરી ત્યારે તેણે પોતાના લશ્કરને કહ્યું હતું કે તેઓ સુવર્ણમય ભારતવર્ષમાં જાય છે કે જેની અનર્ગળ સંપત્તિ આગળ ઇરાનની જાહોજલાલી કુછ બીસાદની નથી. "*

મુસ્લીમ તથા મુગલ રાજસત્તાના કાળપર વિશેષ વિવેચન કરવાની જરૂર નથી. એ કાળનો ઘણોખરો ઇતિહાસ આપણે જાણીએ છીએ. બાબર, અકબર, શાહજહાન, વિગેરે શહેનશાહો પ્રજાપ્રિય થયા હતા. તેમ ઔરંગજેબ જેવાએ પ્રજાને છૂંદી પણ નાખી હતી. મુગલ તથા મરાઠા સલ્તનતની શક્તિને ભેદી નાખી, ૫૦૦૦ માઇલ દૂર આવેલા એક નાનકડા ટાપુની વેપારી પ્રજા આ દેશમાં રાજ્યતંત્ર સ્થાપવાને શકિતમાન થઇ એ બીના એટલું તો બતાવે છે કે બ્રિટિશ અમલના પ્રારંભ સમયે હિંદના રાજ્યતંત્રમાં સડો

* Indian administration: By M. B. L. Bhargava, pp. 22-23

દાખલ થયલો હોવોજ જોઇએ. જો પ્રજા સંતુષ્ટ, સુખી અને આબાદ હોત તો અંગ્રેજોને અત્રે રાજ્યસત્તા મેળવવાનું બહુ વિકટ થઇ પડત.

આપણે અખિલ ભારતવર્ષ માટે પ્રજાને જવાબદાર સાંસ્થાનિક શાસનપ્રણાલી અથવા સામ્રાજ્યમાં સ્વરાજ્યની માગણી કરીએ છીએ. એ આપણો પવિત્ર હકક છે. નામદાર શહેનશાહની સરકારે એ હકક સ્વીકાર્યો છે અને હિંદ સ્વરાજ્યને પંથે ક્યારનું પડી ચૂક્યું છે. આ સમયે બ્રિટિશ અમલના પ્રારંભથી અત્રેના રાજ્યતંત્રમાં કેવાં કેવાં પરિવર્તનો ક્રમશઃ થવા પામ્યાં તેની નોંધ લેવી અસ્થાને ન ગણાય.

પ્રથમ હિંદી સરકારનું શાસન એકતંત્રી હતું. હિંદી પ્રધાન (Secretary of state) રાજાના પ્રતિનિધિ તરિકે સર્વ સત્તા એક હાથ રાખતા અને વિલાયતના રાજકીય પક્ષો બદલાતાં તે પણ બદલાયા કરતા. તે આમની સભાને પ્રત્યક્ષ જવાબદાર ન હતા. ઇસ્ટઇંડિયા કંપની ચાર્ટર (ખલિતા) થી સત્તા મેળવતી હતી, અને એ ખલિતો દર-વિશ વર્ષે પુનઃ મેળવવો પડતો. છેલ્લો ચાર્ટર ૧૮૫૩ માં આપવામાં આવ્યો હતો. કંપનીના ડાયરેકટરો અને "બોર્ડ ઓફ કંટ્રોલ" ના હાથમાં કુલ સત્તા હતી. 'બોર્ડ ઓફ કંટ્રોલ' ની સ્થાપના ૧૭૮૪ માં કંપનીનાં સંસ્થાનો વધવાથી, પાર્લામેંટને વચ્ચે પડવાની ૧૭૭૩ મા જરૂર જણાતાં કરવામાં આવી હતી. આ બે સંસ્થાઓની સત્તા ૧૮૫૮ માં "ગવર્મેંટ ઓફ ઇંડિયા એકટ" થી શહેનશાહી સરકારે પોતાને હસ્તક લીધી હતી. આ પરિવર્તન ૧૮૫૮ ના નવેંબર માસની પહેલી તારીખે હિંદુસ્થાનમાં મહારાણી વિકટોરિયાના ઢંઢેરામાં જાહેર કરવામાં આવ્યું હતું. ત્યારપછી કંપનીની હિંદમાંની સત્તા વિલીન થઇ ગઇ અને ૧૮૭૪ માં ઇસ્ટ ઇંડિયા કંપનીની હિંદમાંની સત્તા વિલીન થઇ ગઇ અને ૧૮૭૪ માં ઇસ્ટ ઇંડીયા કંપની ૨૭૪ વર્ષની વિલક્ષણ હયાતી પછી મરણ પામી.

૧૮૩૩ નો ચાર્ટર એક્ટ ૨૦ વર્ષ માટે કોઇ સારા મુહૂર્તમાં પસાર થયો હતો, કે જ્યારે આમની સભાના સભાસદ મેકોલે બોર્ડ ઓફ કંટ્રોલના સેક્રેટરી હતા, અને બેન્થામના અનુયાયી જેમ્સ મીલ હિંદી વજીરની ઓફિસમાં હિંદના પત્રવ્યવહારના તેહેસીલદાર હતા. (પા. ૮૧) × એજ કાયદો પસાર થતી વખતે 'હિંદુસ્થાન એક દિવસ સ્વરાજ્યની માગણી કરશે.' એવા ઉદ્દેશવાળું મેકોલેનું અમર વ્યાખ્યાન થયું હતું. તે સમયે બ્રિટિશ રાજ્યપદ્ધતિ એજ ધ્યેયપર ચણાશે એવી સામાન્ય માન્યતા હતી. "ગવર્નર જનરલ ઓફ ઇંડિયા (બંગાલને બદલે) ઇન કૌંસિલ"ને મુખ્ય સત્તા આપવામાં આવી હતી. હિંદના ચાર ઇલાકા પાડવામાં આવ્યા. બંગાલ, આગ્રા, મદ્રાસ, અને મુંબઇ: મદ્રાસ અને મુંબઇના રાજ્ય કારભાર માટે ફક્ત બે સભાસદોની કૌંસિલ રખાઇ, આ કૌંસિલના સભાસદોની નીમણુંક હિંદી પ્રધાન કરતા. ૧૮૩૫ ના ધારાથી આગ્રાનો ઇલાકો બનાવવાનું બંધ રહ્યું અને ૧૮૩૬ માં તેને કૌંસિલ વિના લેફ્ટેનંટ ગવર્નરના તાબા નીચે મૂકવામાં આવ્યું. સંયુક્ત પ્રાંતની (આગ્રા અને આઉધ) વસ્તી ૪ કરોડ અને ૮૦ લાખ હોવા છતાં પણ તેને લાંબા વખત સુધી કૌંસીલ આપવામાં આવી ન્હોતી. ૧૯૧૪ માં હિંદી વજીરે સંયુક્ત પ્રાંતને કૌંસિલ આપવાની પ્રથમ સૂચના કરી હતી પણ હિંદના જાગતાજોધ દુશ્મનો લોર્ડ કરઝન અને લોર્ડ મેકડોનલ વિરૂદ્ધ પડવાથી એ સુધારણા પડતી મેલાઇ હતી. હવે એ પ્રાંતને ધારાસભા તથા કારોબારી સભા મળી ગઇ છે. ઉપલા કાયદાની અતિ ઉપયોગી કલમ ૮૭ મી હતી: તેમાં જણાવ્યું હતું કે, "એ સંસ્થાનોનો કોઇ વતની તથા તેમાં વસતી નામદાર શહેનશાહની કોઇપણ પ્રજા તેના

× સર કર્ટની ઈલ્બર્ટકૃત Government of India (૧૯૧૫ની આવૃત્તિ.)

ધર્મ, જન્મનું સ્થળ, વંશ, જાતિ, અથવા તેમાંના કોઇપણ કારણને લીધે કંપનીની કોઇપણ નોકરી માટે નાલાયક ગણાશે નહિ. ”
[ પાનું ૮૮–૮૯ ] ૧૮૫૩ ના ચાર્ટર એક્ટે ૧૮૩૩ ના કાયદાની કલમો સ્વીકારી હતી તથા બીજી વધારાની કલમમાં ગવર્નરની કૌંસિલમાં સાત સભાસદોનો ‘ કાયદા ઘડવા માટે ’ ઉમેરો કર્યો, જેમાં બંગાલ, મદ્રાસ, મુંબઇ, તથા વાયવ્ય પ્રાંતોના ચાર પ્રતિનિધિઓનો સમાસ થઇ જતો હતો. એ કાયદાએ એક ચોથો ઇલાકો બનાવ્યો; એક બીજી લેફ્ટનંટ ગવર્નર શીપ સ્થાપી, અને બીજે વર્ષે એક બીજા કાયદાએ હિંદના ગવર્નર જનરલને કંપનીનાં સંસ્થાનોનો કોઇ-પણ ભાગ પોતાના તાબામાં લઇ, તેના કારભાર માટે જોઇતા અધિકારીઓ નીમવાની સત્તા આપી. આ કાયદા પ્રમાણે ચીફ કમીશનરો ( ચીફ કમીશનરની પદવી ૧૮૭૦ માં નક્કી થઇ ) જૂદા જૂદા ભાગમાં નીમવામાં આવ્યા. ૧૮૫૮ ના કાયદાથી સેક્રટરી ઓફ સ્ટેટ નીમાયા–તેમની ઇંડિયા કૌંસિલમાં પંદર સભાસદો થયા. તેમની સલાહ માનવી કે કોરાણે મૂકી દેવી તે સાહેબ બહાદુરની મુનસફીપર આધાર રાખતું હતું. સનદી નોકરી માટેની પરીક્ષા ત્યારથી શરૂ થઇ.

મહારાણી વિકટોરિયાએ હિંદની રાજ લગામ લેતી વખતે ૧૮૩૩ માં અપાયલા વચન કરતાંય વધુ પ્રશંસા પાત્ર શબ્દોમાં ગંભીર વચન આપ્યું હતું. ૧૮૫૮ ના રાણીના ઢંઢેરામાં કહ્યું હતું :

“ હિંદી સંસ્થાનોના વતનીઓ પ્રત્યે અમે અમારી બીજી પ્રજાઓના જેવીજ ફરજ સ્વીકારીએ છીએ અને પરમાત્માની કૃપાથી અમે એ ફરજો વફાદારીથી, અને અંતઃકરણ પૂર્વક પૂરેપૂરી બજાવીશું.

“ વળી અમારી એવીએ ઇચ્છા છે કે, જેમ બને તેમ અમારી પ્રજાને–પછી તેની જાતિ કે વર્ણ ગમે હોય–નિષ્પક્ષપાતપણે છૂટથી અમારી

સેવામાં જોખમદાર પદવીઓ, જેની ફરજો બજાવવા માટે જેઓ શિક્ષણ, યોગ્યતા તથા બુદ્ધિમત્તાથી લાયક હોય, તેમને આપવી.

"જ્યારે પ્રભુકૃપાથી દેશમાં શાંતિ સ્થપાશે ત્યારે અમારી બધી પ્રજાઓનું કલ્યાણ થાય તેવી રીતે રાજ્યકારભાર ચલાવવાની અમારી ઉત્કટ ઇચ્છા......છે. તેમની આબાદીમાં અમારૂં બળ છે, તેમના સંતોષમાં અમારી સલામતી છે, અને તેમની કૃતજ્ઞતા તે અમારો સર્વ શ્રેષ્ઠ બદલો છે. તે સર્વ શક્તિમાન પરમાત્મા અમને તથા અમારા તાબાના સત્તાધીશોને અમારી પ્રજાના કલ્યાણ માટેની અમારી ઇચ્છાઓ પાર પાડવાની શક્તિ આપો."

સ્વ. દાદાભાઇ ટાંકી ગયા છેઃ

"હિંદના વાઇસરોય લોર્ડ લીટને રાણી વિક્ટોરિયાએ એમ્પ્રેસનો ખિતાબ ધારણ કર્યો ત્યારે ૧૮૭૭ ના જાન્યુઆરીની ૧ લી તારીખે દિલ્હી દરબારમાં કહ્યું હતુંઃ

'અય હિંદના વતનીઓ! તમે જે દેશમાં વસો છો, તેના રાજ્યકારભારમાં તમે જે કાર્ય માટે યોગ્ય હો તેમાં તમારા અંગ્રેજ સાથીઓ સાથે મોટા ભાગનો દાવો કરવાનો તમારો હકક, તમારી જાતિ કે વર્ણ ગમે તે હોય તો પણ, સ્વીકારાયલો છે. સર્વ શ્રેષ્ટ ન્યાયપર આ દાવો અવલંબેલ છે. હિંદી અને બ્રિટિશ મુત્સદીઓ તરફથી તેનું વારંવાર સમર્થન કરવામાં આવ્યું છે તથા શંહેનશાહી પાર્લામેંટે પણ તે સ્વીકારેલ છે. હિંદી સરકારે તેની રાજ્યનીતિના સર્વ હેતુઓ સાથે સંકળાયલો એ દાવો કસમપૂર્વક સ્વીકારેલો છે.'

'વાઇસરોય લોર્ડ લિટને કલકત્તા યુનિવર્સિટીના ચાન્સેલર તરિકે ૧૮૭૭ ના માર્ચમાં કહ્યું હતુંઃ

'મહારાણીના ઢંઢેરામાંનાં ગંભીર વચનો ખરા ભાવથી તથા સર્વશ્રેષ્ઠ ન્યાયના ધોરણપર અપાયલાં છે.'

૧૮૮૭ ની જ્યુબીલી સમયે મુંબઇની મ્યુનિસિપલ કોર્પોરેશને આપેલા અભિનંદનના જવાબમાં નામદાર મહારાણીએ કહ્યું હતું:—

"હિંદુસ્થાનના રાજ્યતંત્રની લગામ હાથમાં લીધી ત્યારે પ્રકટ થયલા ઢંઢેરાને દેશી રાજાઓ તથા હિંદી પ્રજાના સ્વતંત્રતાના ખલિતારૂપ ગણવામાં આવ્યો છે. એ ઢંઢેરામાંના સિદ્ધાંતો અખંડિત રીતે પાળવામાં આવે એવી મારી તીવ્ર ઇચ્છા હતી અને રહેશે."

આ વચનો હજુ પૂરેપૂરાં પળાયાં નથી. તેમને સ્પષ્ટ રીતે 'કાગળનાં ચીથરાં' ગણવામાં આવ્યાં છે. ડ્યુક ઓફ આર્ગાઇલ (પાછળથી હિંદી પ્રધાન) ઉમરાવ સભામાં તા. ૧૧ મી માર્ચ ૧૮૬૯ ને દિને સ્પષ્ટ રીતે બોલ્યા હતા;-

"દેશીઓને તેમના દેશની સરકારમાં-કૉવેનેન્ટેડ સર્વિસમાં-પ્રથમ કંપનીના અમલમાં અને હવે તાજના અમલમાં-દાખલ કરવા વિષે આપણે આપણું કર્તવ્ય બજાવ્યું નથી. આપણે આપેલાં વચનો પાળ્યાં નથી એમ મારે કહેવુંજ જોઇએ." [સ્વ. દાદાભાઇ પાનું ૪૬]

પહેલી નેશનલ કોંગ્રેસમાં સ્વ. દાદાભાઇ નવરોજીએ ઇંડીયા કોંસિલના પાંચ સભાસદોનો રિપોર્ટ ટાંકયા પછી ૧૮૩૩ ના કાયદાની ૮૭ મી કલમ ટાંકી કહ્યું હતું:-

"તેથી એ સ્પષ્ટ થાય છે કે જ્યારે હરિફાઇની પદ્ધતિ સ્વીકારવામાં આવી ત્યારે હિંદીઓને હિંદની સનદી નોકરીમાંથી બાતલ કરવાનો હેતુ રાખવામાં આવ્યો નહોતો.

"પણ ખરૂં જોતાં તેઓને બાતલ કરવામાં આવ્યા છે. કાયદો તેમને હકદાર ગણે છે, પણ હિંદ છોડી જવામાં તથા ઇંગ્લાંડમાં થોડો વખત રહેવામાં હિંદીઓને નડતી મુશ્કેલીઓ એવી મોટી છે કે જેથી સામાન્ય નિયમ તરિકે ઇંગ્લાંડમાં પ્રસંગોપાત લેવાતી પરીક્ષામાં

એક દેશીને વિજયવંત હરિફાઇ કરવાનું લગભગ અશક્ય થઇ પડે છે. જો આ અસમાનતા દૂર કરવામાં આવે તો પછી, આપણને એક મ્હોડે વચન આપી બીજીજ પળે તે તોડવાનો આરોપ મુકવાનો વખત આવે નહિ." (પ્રથમ કોંગ્રેસનો રિપોર્ટ. પા. ૪૧)

મી. જી. મુકરજીએ લોર્ડ લીટનની આ વિષે એક ખાનગી મિનીટ ટાંકેલી છે અને મી. દાદાભાઇ નવરોજી કહે છે કે તા. ૨ જી મે ૧૮૭૮ ના હિંદી સરકારના ડિસ્પેચમાં પણ લોર્ડ લીટને એમજ કહ્યું છેઃ—

"પાર્લામેંટનો કાયદો એવો અમર્યાદિત છે તથા હિંદી પ્રજા પ્રત્યે હિંદી સરકારપર જે અસ્પષ્ટ ફરજો નાખવામાં આવી છે, તે સ્પષ્ટ રીતે એટલી બધી ભયંકર છે કે જેવો કાયદો પસાર થયો કે તરતજ સરકારે એ કાયદાના પાલનમાંથી છટકી જવાનાં બ્હાનાં શોધવા માંડયાં હતાં. એ કાયદાની કલમો કે જે ક્રમશઃ શિક્ષિત હિંદીઓએ કંઠાગ્ર કરી છે અને સરકાર એવા શિક્ષિત વર્ગને સંતુષ્ટ કર્યા વિના તેમના વિકાસને ઉત્તેજન આપે છે તે કલમો પ્રમાણે દરેક દેશીને જે પદવી સનદી અમલદારો માટે અગાઉ અનામત રાખવામાં આવતી હતી, તેવી સરકારની પદવી પર નીમાયા પછી તે નોકરીમાંથી ન્યાયપુરઃસર ઉચ્ચ પદવીએ નીમાવાનો દાવો કરવાનો હક છે. આપણે બધાં જાણીએ છીએ કે આ હકો અને આશાઓ કદિ પણ ફલિત થવાનાં નથી. આપણે કાંતો તેમને ગોળગળી મના કરવાનો અથવા છેતરવાનો માર્ગ પસંદ કરવાનો હતો અને આપણે તેમને છેતરવાનું પસંદ કર્યું છે. સનદી નોકરીની પરીક્ષા જે ઈગ્લાંડમાં લેવાય છે, તેમાં હરિફાઇ કરવાને દેશીઓ માટેના નિયમો તથા એવી પરીક્ષામાં બેસનારાની ઉમ્મરમાં હાલમાં કરવામાં આવેલો ઘટાડો, આ બધા કાયદાની બારીકીઓમાંથી

છટકી જવાના સ્પષ્ટ તથા જાણી જોઇને કરવામાં આવતા પ્રયત્નો છે. કાયદાને તે શબ્દવત્ બનાવી દે છે. હું ખાનગી પત્ર લખતો હોવાથી મને લખતાં આનાકાની થતી નથી કે, હિંદની તથા ઇંગ્લાંડની સરકાર, તેમણે જે જે વચનો આજ સુધીમાં આપ્યાં છે, તે બધાં તોડવા માટે પોતાની બધી સત્તાનો ઉપયોગ કરવાને મથે છે. આ આરોપનો તેમનાથી સંતોષકારક જવાબ આપી શકાય તેમ નથી."

આ સ્પષ્ટ એકરાર પછી વધારે મતો ટાંકવા નકામા છે.

૧૮૬૧ ના ઇંડિયન કૌંસિલ એક્ટે ગવર્નર જનરલની કૌંસિલની પુનર્ઘટના કરી. તેની પાસેથી પ્રશ્નો પૂછવાનો હક્ક છીનવી લીધો અને તે કારોબારી ખાતાના કારભારની ચર્ચા કરે તે અગવડભર્યું લાગવાથી તેને "ફક્ત કાયદા બાંધવા"ના કામમાંજ ભાગ લેવાની આજ્ઞા થઇ. એ કાયદાએ મુંબાઇ તથા મદ્રાસના ગવર્નરોને વધારે સત્તા આપી. તેઓ "કાયદા બાંધવા"ના કામ માટે સભાસદો નીમી શકે એમ નક્કી થયું. એવીજ સરકાર નિયુક્ત ધારાસભાઓ બંગાલ, વાયવ્ય પ્રાંત તથા પંજાબમાં સ્થપાઇ. ૧૮૭૦ ના ઇંડિયન કૌંસિલ એક્ટે ગવર્નર જનરલને ધારાસભાને બાજુએ મુકી, સ્વચ્છંદે વર્તવાની સત્તા આપી અને ધારાસભાઓ ફારસરૂપ–દમ્ભરૂપ થઇ ગઇ. ૧૮૯૨ ના કાયદાએ હિંદી ધારાસભાઓના સભાસદોની સંખ્યા વધારી–અંદાજપત્રપર ચર્ચા કરવાની છૂટ આપી. પણ તેમાં કાપકુપ કરવાની છૂટ ન્હોતીઃ અમુક મર્યાદા સાથે પ્રશ્નો પૂછવાની પણ રજા અપાઇ.

૧૯૦૯ માં રાષ્ટ્રીય સભાની માગણીથી રાજ્યકારભારમાં સુધારણા કરવા માટે એક ડગલું આગળ ભરવામાં આવ્યું. ૧૯૦૬ માં લૉર્ડ મિન્ટોએ મૅકોલે અને બીજા મુત્સદ્દીઓએ ભવિષ્ય ભાખ્યાં પ્રમાણે કેળવણીનો વિકાસ થવાથી સરકારી તંત્રમાં પરિવર્તન કરવાની

જરૂર છે એવી મતલબની એક નોંધ લખી અને પોતાની કૌંસિલની એક કમિટિ નવીન પરિસ્થિતિ વિષે વિચાર કરવા માટે નીમી.

સર વિલિયમ હન્ટરે એ સમયની ઘણો વખત પૂર્વે એ પરિસ્થિતિ જોઇ લીધી હતી. તેમણે કહ્યું હતું:

"દુનિયાની વસ્તીનો ૧/૬ ભાગ જે દેશમાં વસે છે અને જેમની અભિલાષાઓ અંગ્રેજી સ્વાતંત્ર્યના પ્રબલ ખોરાકથી તેમની યુવાનીના આરંભથીજ પોષાય છે તેમને ચિરકાળ માટે તેમના દેશના રાજ્યતંત્રમાં ભાગ આપવાની ના પાડી શકાય એમ હું માની શકતો નથી.. જે જાતિઓમાં પ્રતિનિધિત્વ વિના કર નહિ મળે એ સિદ્ધાંત આપણે લોકોના મુખ્ય હક તરિકે દાખલ કર્યો છે તેમને તેમના દ્રવ્યની વ્યવસ્થામાંથી હમ્મેશને માટે બાતલ રાખી શકાય એ માની શકાય એવું નથી."

સર જોન માલ્કમ પણ એવાજ વિચાર દર્શાવી ગયા છે:

"હિંદના ઇતિહાસ પરથી અથવા જગતના કોઇ પણ રાષ્ટ્રના ઇતિહાસ પરથી આપણે એમ ખાત્રી પૂર્વક કહી શકતા નથી કે એક દેશના વતનીઓને ઉચ્ચ પદવી અને માનવંત મહત્વાકાંક્ષામાંથી બાતલ કરીને–કે જેવું 'આપણે કરીએ છીએ–આવા વિશાલ સામ્રાજ્યને સાચવી શકાય...જે જ્ઞાન આપણે આપીએ છીએ તેનો જો આપણે ઉપયોગ કરીશું નહિ તો તેનો આપણી સામે ઉપયોગ કરવામાં આવશે...આપણે જેમનાં હૃદયોપર પ્રકાશ નાખીએ છીએ તેમના દીલમાં જ્ઞાન સાથે જે કર્ત્તવ્યોનું ભાન થશે તેની સાથે જો આપણી યોજનાઓ સંકળાયલી નહિ હોય તો આપણે આપણા સામ્રાજ્યના નાશનાંજ તત્વો પેદા કરીશું. આ પરથી જણાશે કે આપણને એકલી નૈતિક હાનિજ નથી થવાની. તે તેની સાથે તેના પરમાણુઓ–સામ્રાજ્યના નાશનાં બીજો પણ ઘસડી લાવશે.'

આ મુત્સદ્દીઓએ જે કાળનું ભવિષ્ય ભાખ્યું હતું તે ક્યારનો આવી પહોંચ્યો છે. એ સત્ય લૉર્ડ મિન્ટો જોઇ શક્યા. તેમણે જોયું કે જો સામ્રાજ્યને બચાવવું હોય તો હિંદને સ્વરાજ્યને પંથે મૂકવું જોઇએ. તેમણે લોર્ડ મોરલે-હિંદી વજીરને પોતાના વિચારો જણાવ્યા અને લોર્ડ મોરલેએ ઉમરાવ સભામાં ૧૭ મી ડીસેમ્બર ૧૯૦૭ ને દિને એ વિષય પ્રશંસાપાત્ર રીતે ચર્ચ્યો. આથી ઉપજેલો આનંદ ૧૯૦૮ ની રાષ્ટ્રીય સભાનાં ભાષણો પરથી જણાઇ આવે છે. ૧૯૦૯ ના ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે નવો કાયદો રજુ કરવામાં આવ્યો. મે માસની ૨૫ મીએ તેને બાદશાહી સંમતિ મળી; પણ તેમાં એક એવો સુધારો કરવામાં આવ્યો કે હિંદી વજીર કે જેને પ્રાંતોના કારભાર માટે કારોબારી સભા નીમવાનો હક હતો, તેણે એવી સૂચના આમ તથા ઉમરાવસભામાં મંજુર કરાવવી. આ કલમને લીધે ૧૯૧૫-૧૬ માં લોર્ડ મેકડોનલ તથા લૉર્ડ કર્ઝન સંયુક્ત પ્રાંતને કારોબારી કૌંસિલ અપાતી અટકાવી શક્યા હતા. ૧૯૦૭ માં ઈંડિયા કૌંસિલમાં બે હિંદીઓને નીમવામાં આવ્યા.—૧૯૦૯ ના માર્ચ માસમાં લૉર્ડ મોર્લીએ પહેલા હિંદી ગૃહસ્થ મી. સત્યેન્દ્રપ્રસન્ન સિંહને વાઇસરોયની કારોબારી સભામાં નીમ્યા. ત્યારપછી હિંદી વજીરે મદ્રાસ, મુંબાઇ, બીહાર, બંગાલ ઓરિસ્સાની કૌંસિલમાં એક એક હિંદીની નીમણુક કરી હતી.

આ સુધારામાં સૌથી અગત્યની બીના, નૅશનલ કોંગ્રેસની માગણી પ્રમાણે, હિંદી ધારાસભાઓમાં ચુંટણીના તત્ત્વનો સ્વીકાર કરવાની હતી. કાયદાએ મતાધિકારના નિયમો ઘડી કાઢવાની હિંદી સરકારને સત્તા આપવાથી કાયદાનું મૂલ્ય ઘણું ઓછું થયું હતું. તે વિષે ૧૯૦૯ ની કોંગ્રેસમાં સખત ટીકા કરવામાં આવી હતી. એ નિયમોનું ૧૯૧૨ માં પુનરાવર્તન થયું હતું.

વાઇસરોયની ધારાસભા સિવાય બીજી બધી ધારાસભાઓમાં ૧૯૦૯ ના મોર્લેમિન્ટો સુધારા પ્રમાણે નામની બીનસરકારી બહુમતિ હતી. વાઇસરોયની ધારાસભામાં ૪ સરકારી સભાસદોની બહુમતિ હતી. વડી ધારાસભામાં ૬૮ માંથી ર૭ ચુંટાતા હતા. મદ્રાસ અને મુંબાઇમાં ૪૮ માંથી ૨૧ સભાસદો પ્રજાનિયુક્ત હતા. બંગાલમાં ૫૩ માં ૨૮; બીહાર ઓરિસ્સામાં ૪૪ માં ૨૧; સંયુક્ત પ્રાંતમાં ૪૯ માં ૨૧; પંજાબમાં ૨૬ માં ૮, બર્મામાં ૧૭ માં ૧, આસામમાં ૨૫ માં ૧૧ અને મધ્ય પ્રાંતમાં ૨૫ માં ૭ પ્રજાનિયુક્ત સભાસદો હતા. દરેક ધારાસભામાં વાઇસરોય, ગવર્નર, લેફ્ટનંટ ગવર્નર અથવા ચીફકમીશનરો બેવડા મત આપી શકતા; પણ નામની બીન સરકારી બહુમતિ હોવાથી તેમને પોતાના બેવડા મતો જવલ્લેજ વાપરવા પડતા. પ્રજાકીય સભાસદોનો રાજ્યતંત્રમાં બહુજ જુજ અવાજ હતો.

હિંદી સરકારે મુસલમાનો માટે ખાસ મતાધિકારી વિભાગ બનાવી હિંદુ મુસલમાનો વચ્ચે ફાટફૂટ ચાલુ રાખવાનો પ્રયત્ન કરી ૧૯૦૯ ના સુધારાની કિમ્મત ઘટાડી નાખી હતી. લઘુમતિનું રક્ષણ કરવાની પોકળ દલીલ મુસલમાનો માટેના નિયમના ટેકામાં રજુ કરવામાં આવે છે; પણ પૂર્વ બંગાળ અને પંજાબમાં મુસલમાનોની બહુમતિ હોવા છતાં હિંદુ લઘુમતિને એવું રક્ષણ આપવામાં આવ્યું ન્હોતું. સર વેલેન્ટાઇનના મત પ્રમાણે જ્યારે હિંદુઓ રાજદ્રોહી અને મુસલમાનો રાજ્યનિષ્ઠ કહેવાતા હતા ત્યારે આ કુસંપનાં બીજ રોપવામાં આવ્યાં હતાં.

ગવર્નર અથવા ચીફ કમીશનરના તાબાના પ્રાંતો જીલ્લામાં વહેંચા- ચાયલા છે અને તેપર જીલ્લા માજીસ્ટ્રેટ અથવા કલેક્ટરની સત્તા હોય છે. કેટલાક પ્રાંતોમાં ચાર જીલ્લાઓ સંયુક્ત કરીને કમીશનરના

તાબા નીચે મૂકવામાં આવે છે. જીલ્લા બોર્ડો અને મ્યુનિસિપાલીટીઓ તેમની ધારાસભા જેવી છે. તેની નીચે તાલુકા બોર્ડો તથા એવીજ સંસ્થાઓ હોય છે. નાનામાં નાની સત્તા ગામડામાં મામલતદાર, તલાટી, તથા પટેલની હોય છે, જૂના રિવાજ પ્રમાણે કેટલાક દેશી રાજાઓએ ગ્રામ્ય પંચાયત સ્થાપી છે. બ્રિટિશ હદમાં પણ પંચાયતો સ્થપાઇ છે અને તે વિજયી થઇ છે. આવી પંચાયતો સ્વરાજ્યના મૂલ પાયા સમી હોવાથી બધા દેશભકતો તેની જરૂર જુએ છે. ગામડાંઓને પંચાયતો ઘણી ઉપયોગી હોવાથી ગામડીઆઓ તેમને વધાવી લે છે. સહકારી પંચાયતો સારૂં કામ કરે છે. મદ્રાસમાં જંગલ ખાતાની પંચાયતોનો પ્રયોગ થાય છે. મદ્રાસની ધારાસભામાં મી. એમ. રામચંદ્રરાવે નહેર પંચાયત સ્થાપવાની કરેલી સૂચના પ્રત્યે સરકારે સહાનુભૂતિ બતાવી હતી. વળી ડીસેન્ટ્રેલીઝેશન કમીશને પણ પોતાના રિપોર્ટમાં દરેક ગામમાં પંચાયત સ્થાપવાની હિમાયત કરેલી છે.

મ્યુનિસિપાલીટીઓની પ્રથમ સ્થાપના ( કલકત્તા, મદ્રાસ અને મુંબઇની બહાર ) સામાન્ય રીતે ૧૮૫૦ ના કાયદાથી થવા માંડી. એ પહેલાં ૧૮૪૨ ના બંગાલ ઍક્ટથી મ્યુનિસિપાલીટીની સ્થાપના કરવાની સત્તા બંગાલ સરકારને હતી પણ સામાન્ય સત્તા ૧૮૫૦ ના કાયદાથી મળી. આ કાયદા અનુસાર તાલુકા બોર્ડો વિગેરે સંસ્થાઓ અસ્તિત્વમાં આવી અને તેમને પરોક્ષ કર નાખવાની સત્તા મળી. ત્યારપછી ઘણા સ્થાનિક કાયદાઓ પસાર થયા અને અનેક મ્યુનિસિપાલીટીઓ સ્થપાઇ. ૧૮૭૦ માં લૉર્ડ મેયોની સરકારે એક ઠરાવ પસાર કરી સ્થાનિક સ્વરાજ્યનો વિકાસ કરવાની તથા મ્યુનિસિપલ સંસ્થાઓ પ્રબળ બનાવવાની અને તે દ્વારા હિંદીઓ તથા યૂરોપીઅનોનું રાજ્યકારભારમાં મિલન કરવાની ભલામણ

કરી. બાર વર્ષ પછી લૉર્ડ રિપને તેમના હિંદ પ્રત્યેના પ્રેમને લીધે નાગરિકત્વના વિશેષ વિકાસ માટે ૧૮૮૩–૮૪ ના કાયદાઓ પસાર કર્યા. જેને લીધે મતાધિકારની પદ્ધતિ વ્યાપક બનાવવામાં આવી; તથા મ્યુનિસિપલ કમીટીઓને અમલદારને બદલે એક સ્વતંત્ર નાગરિકને, પ્રમુખ નીમવાની સત્તા મળી. ૧૯૦૬–૦૭ માં આખા હિંદમાં એક લાખથી વધુ વસ્તીવાળાં ૧૯ શહેરો અને ૫૦૦૦ થી ઓછી વસ્તીવાળાં ૯૧ હતાં. ૫૦૦૦ અને ૧૦૦૦૦ ની વચ્ચેનાં ૨૩૬ અને ૧૦૦૦૦ થી ૧૦૦૦૦૦ ની વચ્ચેનાં ૩૯૧ શહેરો હતાં. ૧૯૦૬–૦૭ માં હિંદમાં બધી મળી ૭૩૭ મ્યુનિસિપાલીટીઓ હતી. અર્થાત્ ૧૯૦૦–૦૧ કરતાં ૧૯૦૬–૦૭ માં પાંચ ઓછી થઇ હતી. ત્રણ મુખ્ય ઇલાકાઓના સ્થાનિક સ્વરાજ્ય વિષે ખાસ કાયદાઓ ઘડાયલા છે. મુંબઇમાં (૧૮૮૮) થી મ્યુનિસિપલ કૉંસિલ સ્થપાઇ. તેમાં બધા મળી ૭૨ સભાસદો છે. તેમાંના ૩૬ જૂદા જૂદા વિભાગો તરફથી ચૂંટાય છે, ૧૬ જસ્ટીસ ઑફ–પીસ ચૂંટે છે, ૨ યુનીવર્સીટીના ફેલોઝ તથા ૨ ચેમ્બર ઑફ કૉમર્સ તરફથી ચૂંટાય છે, અને ૧૬ સરકાર તરફથી નીમાય છે. કલકત્તામાં (૧૮૯૯ થી) ૫૦ સભાસદોમાં ૨૫ ચૂંટાયલા, ૪ ચેમ્બર ઑફ કૉમર્સના, ૪ ટ્રેડસ એસોસીએશનોના, ૨ પોર્ટ ટ્રસ્ટના અને ૧૫ સરકાર તરફથી નીમાયલા હોય છે. મદ્રાસમાં (૧૯૦૪) ૩૬ કમીશનરોમાં ૨૦ ચૂંટાયલા, ૩ ચેમ્બર ઑફ કૉમર્સના, ૩ ટ્રેડસ એસોસીએશનના, ૨ સરકાર જેને પસંદ કરે તે સંસ્થા તરફના અને ૮ સરકાર તરફથી નીમાયલા હોય છે.

## નવા સુધારા (૧૯૧૯.)

૧૮૮૫ થી મહાસભાના કર્તવ્યનિષ્ઠ નેતાઓ જે શ્રમ ઉઠાવી રહ્યા હતા તેનો પ્રથમ બદલો ૧૯૦૯ ના મોર્લીમીન્ટો સુધારાથી

મળ્યો. ત્યાર પછી ડૉ. એની બેસન્ટ, લોકમાન્ય તિલક, સુરેન્દ્રનાથ બૅનરજી, એો. મી. ચિંતામણી, બાબુ બીપીનપાલ, દાસ બાબુ, લાલા લજપતરાય, લાલા હરકીશનલાલ, વિગેરે વિગેરે દેશનાયકોના પ્રબલ પ્રયાસથી 'હોમરૂલ' ની ચળવળ બલવત્તર થતી ગઇ. મુંબઇ ઇલાકામાં હોમરૂલની ચળવળમાં ભાગ લેનારાઓમાં લોકમાન્ય તિલક, મી. એસ. બમનજી, રા. બેકર, મી. સોબાની, શ્રીયુત્ જમનાદાસ દ્વારકાદાસ, મી. ઝીણા, શ્રીમતી સરોજની નાઇડુ, મેસર્સ જયકર, કેલકર, પરાંજપે, ખાડીલકર વિગેરે અનેક નેતાઓ હતા. સર્વ નેતાઓનો આ સંયુક્ત પ્રયાસ વિજયી થયો, મી. મોંટેગ્યુ હિંદમાં આવ્યા, મોંટફર્ડ રિપોર્ટ પ્રકટ થયો, કોંગ્રેસ અને નેશનલ હોમરૂલલીગનાં ડેપ્યુટેશનો ઇગ્લંડમાં પાર્લામેંટની જોઇન્ટ કમીટી સમક્ષ હિંદનો પ્રજામત રજુ કરવા ગયાં અને કમીટી પાસે અનેક ઉપયોગી સુધારાઓ કરાવવામાં વિજયી થયાં. ૧૯૧૯ ની અમૃતસર મહાસભાએ નવા સુધારાને 'અયોગ્ય, અપૂર્ણ અને નિરાશાજનક' માન્યા છતાં તેનો લાભ લેવાનો ઠરાવ કર્યો હતો. શ્રીયુત્ ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી હિંદમાં આવ્યા પછી ચંપારણ્ય અને ખેડાના મજુરો તથા ખેડૂતોના ઉદ્ધાર માટે પ્રયાસ કર્યો હતો પણ સામાન્ય રીતે નવા સુધારા જીતાયા ત્યાંસુધી તેઓશ્રીએ રાજદ્વારી ક્ષેત્રમાં ઝંપલાવ્યું ન્હોતું.

૧૯૧૯ ના મોંટેગ્યુચેમ્સફર્ડ સુધારાથી રાજ્યકારભારમાં પ્રજાને મોટો હિસ્સો મળ્યો છે. કેળવણી, આબકારી, જંગલ, નહેર, સ્થાનિક સ્વરાજ્ય વિગેરે ખાતાંઓ પ્રજાકીય પ્રધાનોને હસ્તક મૂકાયાં છે કે જેઓ ધારાસભાને જવાબદાર છે. નવા સુધારા પ્રમાણે દરેક પ્રાંતિક ધારાસભામાં તથા કેન્દ્રસ્થ ધારાસભા અને રાજ્યસભા (Council of State) માં પ્રજાનિયુક્ત સભાસદોની બહુમતિ છે.

નવા સુધારાથી મતાધિકારનું ક્ષેત્ર વ્યાપક બનાવવામાં આવ્યું છે. જુના કાયદા પ્રમાણે આખા હિંદમાં લગભગ ૫૦ થી ૬૦ હજાર મતાધિકારીઓ હતા તે ૧૯૧૯ ના ઇંડિયા ઍક્ટથી લગભગ ૫૦–૫૫ લાખ થયા છે; છતાં આ સ્થિતિ સંતોષકારક ગણાય એવી નથી. મતાધિકાર સર્વવ્યાપી હોવો જોઇએ પણ શિક્ષણનું પ્રમાણ આપણે ત્યાં એટલું બધું કંગાલ છે કે એકદમ મતાધિકાર સર્વવ્યાપી બનાવી શકાય તેમ નથી.

નવા સુધારાથી આપણને સંપૂર્ણ સાંસ્થાનિક સ્વરાજ્ય મળી જતું નથી પણ તેનાથી આપણા હાથમાં કેટલીક અગત્યની સત્તા આવે છે તેની કોઇથી ના પાડી શકાય તેમ નથી. ૧૯૧૯ ના કાયદાથી આપણને થયલા લાભો નીચે પ્રમાણે છેઃ–

ઇંગ્લંડમાં.

( ૧ ) હિંદી વઝીર તથા હિંદી વઝીરની કોંસિલનો ( એજંસિ સીવાયનો ) ખર્ચ બ્રીટનના ખજાના પર પડયો છે.

(૨) હિંદી વઝીરની કોંસિલમાં હિંદી સભાસદોનું પ્રમાણ વધ્યું છે.

( ૩ ) આ કોંસિલના હિંદી સભાસદોના પગાર ત્યાંના બીજા અંગ્રેજ સભાસદોના કરતાં અમુક પ્રમાણમાં વધારે છે.

( ૪ ) હિંદી વઝીર હિંદના કારભાર માટે પાર્લામેન્ટને વધારે જવાબદાર બન્યા છે.

(૫) હિંદના રાજ્ય કાર્યભારપર ચાલુ દેખરેખ રાખવા માટે એક પાર્લામેન્ટરી કમીટી સ્થાપવામાં આવી છે.

(૬) દશ વર્ષ પછી હિંદના કારભારની તપાસ કરવા માટે એક કમીશન નીમાશે જે હિંદી સરકારના કારભારની પણ તપાસ કરશે.

## હિંદી સરકારમાં:

(૧) વાયસરોયની કારોબારી કૌંસિલમાં ઓછામાં ઓછા ત્રણ હિંદી સભાસદો રહેશે.

(૨) હિંદી સરકાર અને તેની ધારાસભા જે બાબતોમાં એકમત હશે તેમાં હિંદી વઝીર વચ્ચે આવી શકશે નહિ.

(૩) હિંદી સરકારનું બજેટ ધારાસભામાંથી પસાર કરવામાં આવશે, ધારાસભાના સભ્યોના મતને બાજુપર મુકવાની અને અમુક અમુક રકમો મત લીધા સીવાય પસાર કરવાની સત્તા વાયસરોયને મળશે, પણ આ સત્તાનો ઉપયોગ કરવા પહેલાં તેમને વિચાર કરવો પડશે.

(૪) વાયસરોયની ધારાસભાના ૧૪૦ સભાસદો પૈકી ૧૦૦ સભાસદો પ્રજાપક્ષના લોકનિયુક્ત રહેશે.

(૫) કૌંસિલ ઓફ સ્ટેટમાં પણ પ્રજા પક્ષના સભ્યોનું પ્રમાણ વધારે છે. તેના ૬૦ સભાસદો પૈકી આશરે ૩૪ સભાસદો લોકનિયુક્ત રહેશે.

(૬) ધારાસભાના લોકનિયુક્ત સભ્યોની ચૂંટણી સામાન્ય સિધી રીતે કરવામાં આવશે અને તેથી દેશમાં લાખો માણસોને રાજકીય શિક્ષણ મળશે.

(૭) ન્યુઝીલંડ, ઓસ્ટ્રેલીયા, કેનેડા, દક્ષિણ આફ્રીકા અને ઇંગ્લંડ જે પ્રકારનું આર્થિક સ્વાતંત્ર્ય ભોગવેછે તે પ્રકારનું હિંદ પણ ભોગવી શકશે.

(૮) ધારાસભાના પ્રમુખ તરીકે વાયસરોય બેસી શકશે નહિ, પણ પહેલા ચાર વર્ષ સુધી પાર્લામેન્ટના કામના સારા અનુભવવાળા માણસને વાયસરોય પ્રમુખ તરીકે નીમશે અને પછીથી ધારાસભા પોતેજ પોતાનો પ્રમુખ ચૂંટી કાઢશે.

(૯) આપણો હાઇકોર્ટ—વકીલ પણ કારોબારી કૌંસિલમાં ધારાના સભાસદ તરીકે નીમાઇ શકાશે.

(૧૦) કારોબારી કોંસિલના સભ્યો ધારાસભા તેમજ રાજસભા બંનેમાં સભાસદ થઇ શકશે નહિ.

## પ્રાન્તિક સરકારમાં.

(૧) ગવર્નરની કારોબારી કોંસિલમાં અર્ધી સંખ્યા હિંદી સભાસદોની રહેશે.

(૨) દરેક પ્રાન્તમાં બેથી ત્રણ પ્રજાકીય પ્રધાનો રહેશે.

(૩) કેળવણી, ઉદ્યોગ, ખેતીખાતું, સ્થાનિક સ્વરાજ્ય અને આરોગ્ય જેવાં લોકોપયોગી ખાતાં પ્રધાનોના હાથમાં મુકાશે.

(૪) પ્રધાનોનો દરજ્જો કારોબારી કોંસિલરોના જેટલોજ રહેશે અને તેઓનો પગાર ધારાસભા નક્કી કરશે.

(૫) પ્રધાનો ધારાસભાના લોકનિયુક્ત સભાસદોમાંથીજ પસંદ કરવામાં આવશે.

(૬) પ્રધાનોના હાથમાં મુકાયેલાં ખાતાંની સઘળી જવાબદારી પ્રધાનોનીજ રહેશે, ગવર્નર તેઓને આ ખાતાંઓ સંબંધી સલાહ આપી શકશે, પણ ફરજ પાડી શકશે નહિ.

(૭) પ્રધાનો કારોબારી કોંસિલની સાથે બેસી પ્રાન્તિક સરકારનાં સઘળાં ખાતાંઓના કારભારમાં પોતાનો મત આપી શકશે.

(૮) ખજાનો પ્રજાનાં ખાતાં તથા સરકારનાં ખાતાં માટે સામાન્ય રહેશે.

(૯) ધારાસભામાં લોકનિયુક્ત સભ્યોનું પ્રમાણ આશરે ૭૦ ટકા જેટલું રહેશે; અને તેઓની ચૂંટણી પણ સિધી રીતેજ કરવામાં આવશે.

(૧૦) બજેટ ધારાસભામાંથી પસાર થશે, જોકે સરકારી ખાતાં ગવર્નરની મુનસફીપર રહેશે.

(૧૧) ગવર્નર ધારાસભાનો પ્રમુખ થઇ શકશે નહિ. પહેલાં ચાર વર્ષ માટે ગવર્નર પ્રમુખની નીમણુંક કરશે અને પછીથી ધારાસભા પાતાનો પ્રમુખ પોતેજ ચુંટી શકશે, અને ઉપપ્રમુખ પહેલાથીજ ચુંટી શકશે.

(૧૨) સખત મતભેદ થતાં ગવર્નર પ્રધાનને બરતરફ કરી શકશે, ધારાસભાને પણ વીખેરી શકશે પણ પાછી તેને ૭ થી નવ માસની અંદર નવી ધારાસભા રચવી પડશે, નવા પ્રધાન નીમવા પડશે, અને જો નવા પ્રધાન તથા નવી ધારાસભા અગાઉના પ્રધાન અને અગાઉની ધારાસભાનાજ મતને વળગી રહેશે તો ગવર્નરે પોતાનો મત ફેરવવો પડશે અથવા રાજીનામું આપવું પડશે.

(૧૩) ગ્રાન્ડ કમીટી બનાવવાની યોજના રદ કરેલી છે, પણ કોઇ બારીક પ્રસંગે ગવર્નર ધારાસભાની ઇચ્છાવિરૂદ્ધ કોઇ કાયદો લાગુ પાડી શકશે; પરંતુ તેવા કાયદા માટે વાઇસરોય અને હિંદી વઝીરદ્વારા તેને પાર્લામેન્ટરી કમીટી તથા પાર્લામેન્ટની બંને સભાઓ પાસે પસાર કરાવી મહારાજાધિરાજની પરવાનગી લેવી પડશે. આ નિયમ વાઇસરોયને પણ લાગુ પડશે, અને ભવિષ્યમાં રૌલેટ એકટ જેવો એકટ પસાર કરી શકાશે નહિ તથા ઓફીસરોને દોષમુક્ત કરી શકાશે નહિ.

(૧૪) પ્રાન્તિક હદ નક્કી કરવા માટે ધારાસભાનો મત લેવો પડશે.

(૧૫) મહેસુલી ખાતું હાલ તુરત સરકારના હાથમાં રહેશે તોપણ તેની પદ્ધતિ અને દર ધારાસભામાં નક્કી થશે.

(૧૬) કારોબારી કોંસિલ ધારાસભાની સંમતિ સિવાય કોઇપણ જાતનો નવો કર નાંખી શકશે નહિ.

(૧૭) પ્રાન્તિક ધારાસભા જો ચાહે તો સ્ત્રીવર્ગને મતાધિકાર આપવાનો ઠરાવ પસાર કરી શકશે અને તેમ થતાં બીજી ચુંટણીમાં સ્ત્રીવગ પોતાનો મત આપી શકશે.*

(૧૮) કામદારવર્ગને અમુક અંશે મતાધિકાર મળશે, અન્ત્યજ-વગનું હિત સાચવવા માટે પ્રતિનિધિત્વ આપવામાં આવશે અને અબ્રાહ્મણ તથા મરાઠાવર્ગને માટે ધારાસભાના સભાસદોની સંખ્યા પૈકી અમુક બેઠકો રાખવામાં આવી છે.

(૧૯) મુસલમાન કોમ માટે લખનૌ ખાતે કોંગ્રેસ લીગે નક્કી કરેલું પ્રમાણ પ્રાન્તિક તેમજ હિંદી ધારાસભા માટે કબુલ રાખવામાં આવ્યું છે.

(૨૦) સાત વર્ષના ગ્રેજ્યુએટો યુનીવર્સિટી ઇલેકટોરેટમાં ભાગ લઇ શકશે.

(૨૧) સરકારી નોકરીમાંથી બરતરફ થયેલ માણસો પણ ધારા-સભામાં સભાસદ થવા માટે ઉમેદવારી કરી શકશે.

૧૯૧૯ ના ઈંડીઆ એકટની રૂએ એક રાજ સભા (Council of state) સ્થાપવામાં આવી છે. આ સભામાં ૨૭ ને ગવર્નર જનરલ નીમે છે તથા ૩૩ પ્રજા તરફથી ચુંટાય છે. સરકાર નિયુક્ત ૨૭ સભાસદોમાંથી ૨૦ થી વધુ સરકારી અમલદારો સરકારથી [illegible] શકાતા નથી. આ રાજસભામાં જતા ચુંટાયલા સભાસદોની પ્રાંતવાર સંખ્યા નીચે પ્રમાણે છે:

---

* મુંબઈ અને મદ્રાસ ઈલાકામાં સ્ત્રીઓને મતાધિકાર આપવાનું ધારાસભાએ નક્કી કર્યું છે.

| પ્રાંતો | સામાન્ય | બીનમુસલમાન | મુસલમાન | શીખો | યુરોપીઅનો | કુલે |
|---|---|---|---|---|---|---|
| મદ્રાસ | | ૪ | ૧ | | | ૫ |
| મુંબઇ | | ૩ | ૨ | | ૧ | ૬ |
| બંગાલ | | ૩ | ૨ | | ૧ | ૬ |
| સંયુક્ત પ્રાંત | | ૩ | ૨ | | | ૫ |
| પંજાબ | | ૧ | ૧ | ૧ | | ૩ |
| બીહાર અને ઓરિસ્સા | | ૩ | ૧ | | | ૪ |
| મધ્ય પ્રાંત | ૧ | | | | | ૧ |
| આસામ | | *$\frac{૧}{૨}$ | *$\frac{૧}{૨}$ | | | ૧ |
| બર્મા | ૧ | | | | ૧ | ૨ |
| કુલ્લે | ૨ | ૧૭$\frac{૧}{૨}$ | ૯$\frac{૧}{૨}$ | ૧ | ૩ | ૩૩ |

રાજસભાથી ઉતરતી કેન્દ્રસ્થ ધારાસભા ( Legislative Assembly ) છે. આ સભામાં ૧૦૨ ચુંટાયલા અને ૪૧ સરકાર નિયુક્ત સભાસદો છે. આ ૪૧ સભાસદોમાં સરકારી અમલદારો ૨૬ થી વધારે ન હોવા જોઇએ.

---

* દરેક બેકી વર્ષમાં બીન મુસલમાન અને દરેક એકી વર્ષમાં એક મુસલમાન સભાસદ ચૂંટાય છે.

| પ્રાંત. | કુલ્લે. | બીન યુરોપીયન | બીન મુસલમીન | | મુસલમાન | | જમીનદાર | યુરોપીયન | શીખો | હિંદી વેપારીઓ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | શહેરી | ગામડાં | શહેરી | ગામડાં | | | | |
| મદ્રાસ | ૧૬ | | ૧ | ૯ | | ૩ | ૧ | ૧ | | ૧. |
| મુંબઇ | ૧૬ | | ૨ | ૫ | ૧ | ૩ | ૧ | ૨ | | ૨. |
| બંગાલ | ૧૭ | | ૨ | ૪ | ૧ | ૬ | ૧ | ૨ | | ૧. |
| સંયુક્ત પ્રાંત | ૧૬ | | ૧ | ૭ | ૧ | ૫ | ૧ | ૧ | | |
| પંજાબ | ૧૨ | | | ૩ | | ૬ | ૧ | | ૨ | |
| બીહાર ઓરિસ્સા | ૧૨ | | | ૮ | | ૩ | ૧ | | | |
| મધ્ય પ્રાંત | ૫ | | | ૩ | | ૨ | | | | |
| આસામ | ૪ | | | ૨ | | ૧ | | ૧ | | |
| બર્મા | ૪ | ૩ | | | | | | ૧ | | |
| કુલ્લે | ૧૦૨ | ૩ | ૬ | ૪૧ | ૩ | ૨૯ | ૬ | ૮ | ૨ | ૪ |

ઉપલો કોઠો પ્રજાનિયુક્ત સભાસદોનો છે.

પ્રાંતિક ધારાસભાઓનું બંધારણ નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે:—

## ચૂંટાયલા સભાસદો.

| પ્રાંત. | બીન મુસલમાન | મુસલમાન | શીખ. | યુરોપીયન | એંગ્લો ઇંડીઅન. | જમીનદાર | યુનીવર્સિટી | વેપાર ઉદ્યોગ તથા બગીચા વાળા અને ખાણવાળા. | કુલ્લે. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૬૫ | ૧૩ | | ૧ | ૬ | ૬ | ૧ | ૬ | ૯૮ |
| મુંબાઇ | ૪૬ | ૨૭ | | ૨ | | ૩ | ૧ | ૭ | ૮૬ |
| બંગાલ | ૪૬ | ૩૯ | | ૫ | ૨ | ૫ | ૧ | ૧૫ | ૧૧૩ |
| સંયુક્ત પ્રાંત | ૬૦ | ૨૯ | | ૧ | | ૬ | ૧ | ૩ | ૧૦૦ |
| પંજાબ | ૨૦ | ૩૨ | ૧૨ | | | ૪ | ૧ | ૨ | ૭૧ |
| બીહાર અને ઓરીસ્સા | ૪૮ | ૧૮ | | ૧ | | ૫ | ૧ | ૩ | ૭૬ |
| મધ્ય પ્રાંત | ૨૮ | ૪ | | | | ૨ | ૧ | ૨ | ૩૭ |
| આસામ. | ૨૦ | ૧૨ એક સામાન્ય | | | | | | ૬ | ૩૯ |

## નીમાયલા સભાસદો.

### બીન સરકારી.

| પ્રાંત. | કારોબારીસભાના સભાસદો સુધ્ધાં સરકારી અમલદારો. | બધા મળીને બીન સરકારી સભાસદો. | ખાસ વર્ગોના પ્રતિનિધિઓ. | પરચુરણ. | કુલે. | કુલ ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| | આથી વધુ નહી. | આથી ઓછા નહી. | | | | |
| મદ્રાસ | ૧૯ | ૧૦ | ૬ | | ૨૯ | ૧૨૭ |
| મુંબાઇ | ૧૬ | ૯ | ૫ | | ૨૫ | ૧૧૧ |
| બંગાલ | ૧૮ | ૬ | ૪ | | ૨૬ | ૧૩૯ |
| સંયુક્ત પ્રાંત | ૧૬ | ૭ | ૩ | ૧૭ | ૨૩ | ૧૨૩ |
| પંજાબ | ૧૪ | ૮ | ૪ | | ૨૨ | ૯૩ |
| બીહાર અને ઓરીસ્સા | ૧૮ | ૯ | ૯ | બીરારને માટે | ૨૭ | ૧૦૩ |
| મધ્ય પ્રાંત | ૮ | ૨૫ | ૫ | | ૩૩ | ૭૦ |
| આસામ. | ૭ | ૫ | ૨ | | ૧૪ | ૫૩ |

## હિંદી સરકાર.

હિંદી સરકાર ૧૯૧૯ પૂર્વે તદ્દન આપખુદ હતી. તે પાર્લામેંટ અને હિંદી વજીરનેજ જવાબદાર હતી. ૧૯૧૯ ના કાયદાથી કેન્દ્રસ્થ ધારાસભા તથા રાજસભાનો અંકુશ તેનાપર મૂકાયો છે પણ હજુ તે પ્રજાને સંપૂર્ણ જવાબદાર થઇ નથી. હજુ પણ અંગ્રેજી પાર્લામેંટનો હિંદી સરકારપર કાબુ છે, પણ પાર્લામેંટની એ સત્તા ક્રમશઃ ઘટતીજ જશે. જેમ જેમ હિંદમાં જવાબદાર રાજ્યતંત્રનો વધારો થતો જશે તેમ તેમ સ્વાભાવિક રીતે પાર્લામેંટની સત્તા ઓછીજ થતી જશે.

કેટલાંક ખાતાંઓ હિંદી સરકારના તાબાનાં છે અને કેટલાંક પ્રાંતિક ખાતાંઓપર હિંદી સરકાર ફક્ત નજરજ રાખે છે. હિંદી સરકારના તાબા નીચે નીચલાં ખાતાં છેઃ—

૧. નામદાર શહેનશાહની દરિયાઈ, લશ્કરી તથા હવાઇ ફોજ, ઈંડીઅન મરીન અને વોલંટીઅરો. આમાં પ્રાંતિક સરકારની મીલીટરી પોલીસ, દરીયાઇ તથા લશ્કરી બાંધકામ અને કેન્ટોનમેંટનો સમાવેશ થતો નથી.
૨. પરદેશો સાથનો સંબંધ.
૩. દેશી રાજ્યો સાથનો સંબંધ.
૪. ૮ મુખ્ય પ્રાંતો શિવાય બ્રિટિશ હિંદનું કોઇપણ સંસ્થાન.
૫. વેરાન વિભાગ.
૬. રેલ્વે, રસ્તા, પુલો, લશ્કરને ઉપયોગી બાંધકામો, હવાઇ વહેવાર, બંદરો વિગેરે.
૭. વહાણવટુ અને કાફલો.
૮. દીવાદાંડીઓ, દરિયાઇ ખડકોપરની નિશાનીઓ વિગેરે.
૯. બંદર, કવોરન્ટાઇન, મરીન હોસ્પીટલો.
૧૦. મુખ્ય બંદરો.

૧૧. તાર, ટપાલ, ટેલીફોન,
૧૨. આબકારી, કાપડપરની એકસાઇઝ જકાત, આવકવેરો, મીઠાનો કર, સ્ટેમ્પ ( non-judicial )
૧૩. સીક્કા અને નોટો.
૧૪. હિંદનું જાહેર દેવું.
૧૫. સેવીંગ્સ બેંકો.
૧૬. કંટ્રોલર અને ઑડિટર જનરલનાં ખાતાં.
૧૭ પદવી, મીલકત, દીવાની દાવા અને કરજદારી વિગેરેને લગતા દીવાની કાયદાઓ.
૧૮. બેંકીંગ તથા વેપાર.
૧૯. વેપારી કંપનીઓ અને બીજાં મંડળો.
૨૦. અફીણ તથા કેફી ચીજોની બનાવટ, વેચાણ અને વ્યવસ્થા.
૨૧. પેટ્રોલીઅમ અને ભડકો થઇ ફાટનારા પદાર્થોપર અંકુશ.
૨૨. જીઓલોજીકલ સરવે.
૨૩. સામાન્ય ખનીજોના વિકાસપર સત્તા.
૨૪. નવી શોધો અને ડીઝાઇનો.
૨૫. કોપી-રાઇટ
૨૬. દેશમાંથી બહાર જતા તથા પરદેશથી આવતા માણસો અને પ્રાંત પ્રાંતમાં માણસોની અવજાવ.
૨૭. ફોજદારી કાયદો.
૨૮. રેલ્વે પોલીસ અને મુખ્ય પોલીસ ખાતું.
૨૯. હથીઆરો રાખવા તથા તેનો ઉપયોગ કરવાપર અંકુશ.
૩૦. ઓબઝરવેટરીઝ તથા વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક શોધખોળની મુખ્ય સંસ્થા.
૩૧. ખ્રીસ્તી ધર્મમંદિરોનો કારોબાર.
૩૨. હિંદની માપણી તથા તપાસણી.

૩૩. આર્કીઓલોજી.

૩૪. જુઓલોજીકલ સરવે.

૩૫. વાયુ ચક્ર શાસ્ત્ર.

૩૬. વસ્તીપત્રક અને આંકડા.

૩૭. ઑલ-ઈંડીઆ સર્વિસીસ.

૩૮. કેટલાક પ્રાંતિક સવાલો સંબંધી કાયદા.

## પ્રાંતિક સરકારોનાં સરકારી તથા પ્રજાકીય ખાતાંઓ.

### પ્રજાકીય ખાતાંઓ.

૧. સ્થાનિક સ્વરાજ્ય, બધા પ્રાંતોમાં

૨. વૈદક ખાતું, ,, ,,

૩. આરોગ્ય ખાતું, ,, ,,

૪. કેટલાક અપવાદ શિવાયનું કેળવણી ખાતું બધા પ્રાંતોમાં.

૫. નીચે જણાવેલાં જાહેર કામોઃ-બધા પ્રાંતોમાં.

(એ) પ્રાંતિક મકાનો.

(બી) લશ્કરી શિવાયના રસ્તાઓ, પૂલો તથા ઓવારા.

(સી) મ્યુનીસીપલ હદમાંની ટ્રામ્વે.

(ડી) પ્રાંતિક સત્તા નીચેની ટ્રામ્વે અને લાઇટ અને ફીડર રેલ્વેઓ.

૬. ખેતી ખાતું, બધા પ્રાંતોમાં.

૭. સીવીલ વેટરનરી ડીપાર્ટમેંટ, બધા પ્રાંતોમાં.

૮. ફીશરીઝ (મચ્છી ખાતું.) આસામ શિવાય બધે.

૯. *સહકારી સમાજો (Co-operative Societies) બધા પ્રાંતોમાં

૧૦. જંગલખાતું તથા તેમાંની રમતોનું રક્ષણ, ફક્ત મુંબઇમાં.

૧૧. કેટલાક અપવાદ શિવાય આબકારી ખાતું, આસામ શિવાય બધે.

૧૨. *દસ્તાવેજો વિગેરે ઓચરીયાંનું રજીસ્ટ્રેશન, બધા પ્રાંતોમાં
૧૩. *જન્મ, મરણ અને લગ્નોની નોંધ. „ „
૧૪. *ધાર્મિક તથા સખાવતી મીલકતો. „ „
૧૫. *ઔદ્યોગિક શોધ તથા ઔદ્યોગક શિક્ષણ સહિત ઉદ્યોગોનો વિકાસ, બધા પ્રાંતોમાં.
૧૬. *ખાદ્ય પદાર્થો તથા બીજી વસ્તુઓમાં ભેળસેળ, બધા પ્રાંતોમાં
૧૭. *માપ તથા તોલ, „ „
૧૮. *સંગ્રહસ્થાનો અને ઝુલોજીકલ ગાર્ડનો, „ „

## સરકારી ખાતાંઓ.

૧૯. *નહેરો (Irrigation) અને કેનલો (Canals)
૨૦. મહેસુલ ખાતું.
૨૧. દુકાળ નિવારણુ.
૨૨. જાહેર પ્રજાના કાર્ય માટે જમીન મેળવવાનું ખાતું.
૨૩. કેટલાક અપવાદ શિવાય ન્યાય ખાતું.
૨૪. પ્રાંતિક કાયદાના અહવાલો.
૨૫. *એડમીનીસ્ટ્રેટર જનરલ (વડા વહીવટદાર) અને ઓફીશીયલ ટ્રસ્ટીઓ (સરકારી ટ્રસ્ટીઓ)
૨૬. કેટલીક કલમોને આધીન અદાલતના સ્ટેમ્પો.
૨૭. *સરકારી માલીકીના ખનીજ પદાર્થોની ખીલવણી.
૨૮. *નીચે જણાવેલી ઔદ્યોગિક બાબતોઃ–

* (૧) કારખાનાં.
* (૨) મજુરોના વાંધાની પતાવટ.
* (૩) વીજળી.
* (૪) બોઇલરો.
* (૫) ગેસ.
(૬) બીડીની બદી.
(૭) મજુરોનું કલ્યાણુ.

૨૯. *નાનાં પ્રાંતિક બંદરો.
૩૦. *દેશમાંના જલમાર્ગો.
૩૧. *રેલ્વે પોલિસ શિવાયની પોલિસ.
૩૨. *પરચુરણ બાબતો:—
(૧) જુગાર તથા બેટીંગપર અંકુશ અને તેના નિયમો.
(૨) જાનવરોપર ગુજરતા જુલમનો અટકાવ.
(૩) જંગલી પશુઓ અને જાનવરોનું રક્ષણ.
(૪) ઝેરોપર અંકૂશ.
(૫) મોટર ગાડીઓપર અંકૂશ.
(૬) સીનેમા અને નાટકોપર અંકૂશ.
૩૩. *છાપાં અને છાપખાનાંપર અંકૂશ.
૩૪. *કોરોનરો.
૩૫. *ગુનેહગાર જાતો.
૩૬. *વંઠેલ યૂરોપીઅનો.
૩૭. *કેદખાનાં અને રેફરમેટરીઝ.
૩૮. *પૌંડો.
૩૯. *જમીનમાંથી મળતા ખજાના.
૪૦. *સરકારી છાપખાનાં.
૪૧. *હિંદી તથા પ્રાંતિક ધારાસભાના મતાધિકાર અને ચુંટણી.
૪૨. *વૈદક તથા બીજા ધંધા માટેનાં નિયમો.
૪૩. *પ્રાંતમાંની ઑલ—ઈંડીઆ અથવા બીજી સનદી નોકરીપર અંકૂશ.
૪૪. *નવા પ્રાંતિક કરો.
૪૫. *લોન કાઢવી.
૪૬. *દેશના કાયદાનો અમલ કરવો અને ગુનેહગારોને સજા કરવી અથવા દંડ કરવો.

---

* હિંદી ધારાસભાને આધીન.

## શહેનશાહી સરકાર.

બ્રિટિશ હિંદુસ્થાન તથા બ્રિટિશ સામ્રાજ્યના સર્વ સંસ્થાનો-પર શહેનશાહી પાર્લામેંટની સત્તા છે. આ સત્તા ત્રણ ભાગમાં વહેંચાયલી છે. તાજ, ઉમરાવસભા અને આમની સભા. કાયદાની નજરે 'પાર્લામેંટ' માં બન્ને સભાઓ તથા રાજાનો પણ સમાવેશ થઇ જાય છે. પાર્લામેંટ કાયદા ઘડનાર સત્તાશીલ મંડલ છે પણ તે પ્રજાની ઇચ્છા અનુસાર વર્તે છે. જો પ્રજા પાર્લામેંટના કાયદાની વિરૂદ્ધ હોય તો તે કાયદો અમલમાં મૂકતાં પ્રધાન મંડલના લોહીનું પાણી થઇ જાય.

હાલના આપણા શહેનશાહ જ્યોર્જ પાંચમાને બાદશાહી સાલીયાણા તરિકે દર વર્ષે ૪,૭૦,૫૦૦ પૌંડ મળે છે. મહારાજાના હાથમાં જે ખાસ સત્તા છે તેને Royal prerogatives કહેવામાં આવે છે. એ સત્તા પ્રમાણે તે પાર્લામેંટની સંમતિ શિવાય (૧) પરદેશી રાજાઓ તથા સંસ્થાનો સાથે કરારનામાં કરી શકે (૨) "Fountain of Honor" (કીર્તિના ફૂવારા) ની પદવીથી તેઓ નાઇટહુડ, ઉમરાવપદ, વિગેરે જાતના માનચાંદ આપી શકે, ન્યાયાધીશો નીમે તથા નામદાર શહેનશાહના લશ્કરના અમલદારોને કમીશનની બક્ષીસ કરી શકે; (૩) પરદેશી રાજ્યો સામે લડાઇ જાહેર કરી શકે અને (૪) Fountain of Justice and Mercy (દયા અને ન્યાયના ફૂવારા) ના પદથી ગુનેહગાર આ સામીઓને માફી બક્ષી શકે. નામદાર શહેનશાહના હાથમાં ઉપલી સત્તાઓ રાખવામાં આવી છે પણ તે નામદાર તેમના મંત્રીઓની સલાહ વિના તેનો વ્યવહારમાં કદિપણ ઉપયોગ કરતા નથી.

## ઉમરાવ સભા.

ઉમરાવ સભામાં (૧) વંશપરંપરાના ઉમરાવો (૨) નામદાર શહેનશાહે બનાવેલા અમીરો (૩) લૉ-લોર્ડઝ અને ૨ અંગ્રેજ આર્ચ

બીશપો (૪) ૨૪ બીશપો, (૫) જીંદગી સુધી ચુંટાયલા ૨૫ આઇરીશ ઉમરાવો અને (૬) પાર્લામેંટની મુદત સુધી ચૂંટાયલા ૧૬ સ્કોટીશ ઉમરાવો બીરાજે છે. આખી સભા ૭૦૦ ઉમરાવોની હોય છે અને તેના પ્રમુખ ( Speaker or Prolocutor ) તરિકે લૉર્ડ ચાન્સેલર બીરાજે છે.

## આમની સભા.

ઈંગ્લંડ, સ્કોટલેંડ અને વેલ્સના અતિ વિશાળ મતદાર સંઘો-માંથી આમની સભાના સભાસદો ચુંટાય છે. ઈંગ્લંડ અને વેલ્સમાં ૭૦૦૦૦ ની વસ્તીમાંથી સ્કોટલંડમાં ૬૫૦૦૦ ની વસ્તીમાંથી અને *આયર્લેંડમાં ૪૩૦૦૦ ની વસ્તીમાંથી, એક એક સભાસદ આમની સભા માટે ચૂંટી મોકલવામાં આવે છે. આમની સભામાં બધા મળી ૭૦૭ સભાસદો બેસે છે. ૧૯૧૬ ના કાયદાથી સ્ત્રીઓ પણ રાજસભાની સભાસદ થઇ શકે છે. ત્યાં મતદારોની સંખ્યા કુલ વસ્તીના અરધા ભાગ જેટલી–૨૧,૩૭૦,૦૦૦ છે જેમાં ૮૦ લાખ સ્ત્રીઓ છે. આમની સભાના સભાસદને દર વર્ષે ૪૦૦ પૌંડનું લવાજમ મળે છે. આમની સભાના હાથમાંજ ખરૂં જોતાં સઘળી કારોબારી સત્તા છે. પ્રધાન મંત્રીના હાથ નીચે જુદા જુદા ખાતાના લગભગ વિશ પ્રધાનો હોય છેઃ દરેક પ્રધાન પોતાનું ખાતું સ્વતંત્ર રીતે ચલાવે છે પણ અગત્યની દરેક બાબતમાં પ્રધાન મંત્રી સાથે મંત્રણા કરે છે.

## હિંદી વજીરની ઑફિસ (India office)

હિંદ સાથે ઈંગ્લંડમાં સંબંધ ધરાવનારી હિંદી વજીરની ઑફિસ છે. તેના વડા હિંદી પ્રધાન મી. મોંટેગ્યુ છે અને તે પાર્લામેંટને હિંદના રાજ્યતંત્ર માટે જવાબદાર છે. બીજા પ્રધાનોની

* આયર્લેંડને સાંસ્થાનિક સ્વરાજ્ય મળી ગયું છે.

પેઠે તે પણ ઇંગ્લંડના કારોબારી પ્રધાન મંડલના સભાસદ છે અને પોતાના તાબાના ખાતાંઓના વહીવટ માટે જવાબદાર છે. તાજ તરફથી થતી બધી નીમણુકો હિંદી વજીરની સલાહથી થાય છે. વાઇસરોયની નીમણુક પ્રધાન મંત્રીની સલાહ પ્રમાણે નામદાર શહેનશાહ કરે છે.

હિંદી વજીરની કાઉન્સીલમાં આઠથી ઓછા અને બારથી વધુ સભાસદો રાખી શકાતા નથી. તેમની મુદત પાંચ વર્ષની હોય છે. આમ તથા ઉમરાવ સભાના ઠરાવથી કોઇ સભાસદને બરતરફ કરવો હોય તો કરી શકાય છે. તેમ કોઇ સભાસદને બીજાં વધુ પાંચ વર્ષ સૂધી રાખી પણ શકાય છે. હાલમાં એ કાઉન્સીલમાં ત્રણ હિંદીઓ છે. દરેક સભાસદને વર્ષે ૨૦૦ પૌંડનો પગાર મળે છે પણ હિંદમાં વસનારાઓને વર્ષે ૬૦૦ પૌંડનું લવાજમ વધારામાં મળે છે. ઇંડીઆ કાઉન્સીલનો કોઇ સભાસદ પાર્લામેંટમાં બેસી શકતો નથી. હિંદી વજીરના હાથ નીચે બે અંડર-સેક્રેટરીઓ હોય છે. હિંદી વજીર તથા તેના અંડર-સેક્રેટરીઓનો પગાર ઇંગ્લંડની તિજોરીમાંથી આપવામાં આવે છે.

૧૯૧૯ ના કાયદા પ્રમાણે ઇંગ્લંડમાં તથા બીજા દેશોમાં હિંદના વેપાર ઉદ્યોગના લાભો જાળવવા માટે હાઇ કમીશનરોની નીમણુક કરવામાં આવી છે.

૧૯૧૯ ના સુધારામાં નવા સુધારા વધારા કરવા કે જોખમદાર રાજ્યતંત્રની સત્તા વધારવી યા ઓછી કરવી તેની તપાસ કરવા માટે દર દશ વર્ષે એક કમીશન નીમવાનું ૧૯૧૯ ના કાયદાની ૪૧ મી કલમ પ્રમાણે નક્કી કરવામાં આવ્યું છે. તે કલમ નીચે પ્રમાણે છે :—

(૧) કાયદો પ્રસાર થયા પછી દશ વર્ષે હિંદી પ્રધાન બન્ને રાજસભાઓની સંમતિથી કમીશનમાં બેસવા યોગ્ય સભાસદોનાં નામોની ટીપ નામદાર શહેનશાહની મંજુરી માટે રજુ કરશે.

(૨) જો નામદાર શહેનશાહ કમીશનના નામો મંજુર કરે તો તે ગૃહસ્થોનું કમીશન નીમવામાં આવશે. રાજ્યતંત્ર, શિક્ષણનો પ્રચાર, બ્રિટિશ હિંદમાં પ્રાતિનિધિક સંસ્થાઓનો વિકાસ તથા તેની સાથે સંબંધ ધરાવતી બાબતો વિષે મજકુર કમીશન તપાસ કરશે અને જવાબદાર રાજ્યતંત્ર કેટલે દરજ્જે સ્થાપવું ઇચ્છવા યોગ્ય છે અથવા તેમાં વધારો અથવા ઘટાડો કરવાની કેટલી જરૂર છે તે વિષે રિપોર્ટ કરશે. કમીશન સ્થાનિક રાજકારોબાર માટે સેકન્ડ ચેમ્બર (બીજી ધારાસભા) સ્થાપવી ઇચ્છવા યોગ્ય છે કે નહિ તે પણ રિપોર્ટમાં જણાવશે.

(૩) શહેનશાહ આજ્ઞા કરે તે પ્રમાણે કમીશન બ્રિટીશ હિંદ તથા પ્રાંતોને લગતી બાબતોની તપાસ કરીને તે વિષે પણ રિપોર્ટ કરશે.

## સ્વરાજ્યની યોજના.

હાલની રાજ્યપધ્ધતિમાં જે ઉપયોગી તત્વો છે તે કાયમ રાખીને અત્રે સ્વરાજ્ય માટે એક વ્યવહારૂ યોજના રજુ કરવાની અમે રજા લઇએ છીએ. એ યોજનામાં મતાધિકાર સર્વ વ્યાપી છે. સરકારી નીમણુક તદ્દન કાઢી નાખી છે. જો કે અતિ પછાત અને અભણ વર્ગો–ભીલ કોળીઓ વિગેરે માટે કોઇ સભાસદની નીમણૂક કરવાની સત્તા દરેક પ્રાંતની કાર્યકારિણી સભાને આપવી પડશે.

**મુખ્ય સિદ્ધાંત:** દરેક વ્યકિતને મતાધિકાર હોવોજ જોઇએ. પણ એવો સર્વવ્યાપક મતાધિકાર અતિ નાનાં ગામો તથા તાલુકા કે જ્યાં બહુ સાદા સવાલોનો વિચાર કરવાનો હોય તેના કાર્યકારી મંડલ માટેની ચૂંટણીમાંજ લાગુ પાડવો. મોટા જીલ્લા અથવા પ્રાંતોના વ્યવહારમાં ગંભીર સવાલો ઉપસ્થિત થાય, જવાબદારી વધે, સ્વતંત્ર વિચારશક્તિ તથા વધારે શિક્ષણની જરૂર પડે; માટે

મતાધિકારની યોગ્યતા માટે મોટી વય, ઉચ્ચ શિક્ષણ વિગેરે જરૂરી ગણવાં જોઇએ. અમારી યોજનામાં દરેક વ્યક્તિને તેની શક્તિ, યોગ્યતા અને શિક્ષણના પ્રમાણમાં રાજ્યતંત્રમાં ભાગ લેવાનો અધિકાર મળે છે. કોઇ પણ સ્ત્રી અથવા પુરૂષ તે જ્યાં વસતાં હોય ત્યાંના કારભારમાં આ યોજનાથી યોગ્ય ભાગીદારી મેળવી શકશે:

**૧ લો વિભાગ ગ્રામ્ય પંચાયત અને તાલુકા પંચાયત.**

**મતદારો:**—એકવિશ વર્ષ અથવા તેથી ઉપરનાં સઘળાં નિરોગી સ્ત્રી પુરૂષો: ગુનેહગારો અને દિવાનાઓ સિવાય.

**કર્ત્તવ્યો:**—આ પંચાયતોનાં કર્ત્તવ્યો નીચે પ્રમાણે હોવાં જોઇએ:-

૧. ગામમાં થતા નાના દિવાની તથા ફોજદારી ગુન્હાઓનો ન્યાય છણવો.

૨. ગામની નિશાળો સ્થાપવી, નીભાવવી તથા તેનાપર અંકુશ રાખવો. નિશાળો સાથે હુન્નર ઉદ્યોગની શાળાઓ હોય તેનાપર દેખરેખ રાખવી. આ શાળાઓના ખર્ચનો મોટો ભાગ પ્રાંતિક સરકાર તરફથી જીલ્લા કોંસિલદ્વારા પંચાયતને મળે. જીલ્લા કોંસિલ કેળવણી ખાતાએ નક્કી કરેલા અભ્યાસક્રમપર દેખરેખ રાખે તથા બધી શાળાઓની તપાસણી કરે.

૩. આરોગ્ય, નહેર તથા કુવાઓની સંભાળ રાખવી.

૪. ગામના રસ્તાઓ સુધારે, દીવાબત્તી કરે, રસ્તાઓપર વૃક્ષો રોપાવે.

૫. કલબ તથા વાંચનાલય ખોલે.

૬. પૈસા ધીરનારી બેંક તથા સહકારી સમાજ ખોલે.

૭. ભાષણો, રમતગમતો, વાદવિવાદો વિગેરેની ગોઠવણ યોગ્ય લાગે તે પ્રમાણે કરે.

તાલુકા બોર્ડો પણ આજ ફરજો બજાવે પણ સાથે સાથે દૂધની ડેરીઓ, ઢોરોના કોઢારો, તથા અનાજપાણીપર પણ દેખરેખ રાખે. કુવાઓ, તળાવો અને રસ્તાઓ સ્વચ્છ રખાવે અને ભાડાનાં ગાડાંઓ તથા ગાડીઓ માટે 'સ્ટેન્ડ' નીં વ્યવસ્થા કરે. આ બધાં સ્થાનિક સ્વરાજ્યનાં કાર્યો ગ્રામ્ય પંચાયતો તથા તાલુકા પંચાયતો કરી શકે અને તેના કાર્યકારી મંડળની ચૂંટણીમાં મતાધિકાર સર્વ વ્યાપી રહે.

**૨ જો વિભાગ: પેટા જીલ્લા અથવા તાલુકા બોર્ડ અને અમુક વસ્તીની નીચેની મ્યુનિસિપાલીટીઓ.**

**મતદારો:**—તાલુકાઓમાંની ગ્રામ્ય પંચાયતો તથા તાલુકા પંચાયતોના સભાસદો, તથા તાલુકામાં રહેતાં પચીસ વર્ષનાં અને તેથી ઉપરનાં સ્ત્રી પુરૂષો કે જેમણે લગભગ મેટ્રીક સુધીનું શિક્ષણ લીધું હોય.

**કર્ત્તવ્યો:**—માધ્યમિક શાળાઓ તથા હાઇસ્કુલો પર અંકુશ; ગામડાંઓમાં "નમુનેદાર ખેતરો" તથા શહેરોમાં હુન્નર ઉદ્યોગની શાળાઓ સ્થાપવાં; રસ્તાપરનાં ફાનસો, પાણી, નહેરો, રસ્તાઓ–વિગેરેનાં તપાસ; જ્યાં જ્યાં સહકારી સમાજો ન હોય ત્યાં તેમણે ખેતીનાં ઓજારો ખેડૂતોને ભાડે આપવાં, અનાજ સંગ્રહ માટે કોઠાર સ્થાપવા, ડેરી ફાર્મો સ્થાપવાં, સારા બળદો ગામડીઆઓને ભાડે આપવા, ઘોડાઓના ઉછેર માટે તબેલા સ્થાપવા, અને જ્યાં મૂડીદારો તથા સહકારી સમાજો ઉદ્યોગના વિકાસ માટે પ્રયત્ન ન કરતા હોય ત્યાં વ્યાપારની વૃદ્ધિ કરવાના પ્રયત્નો કરવા. આવાં કામોથી લોકોને ઘણો ફાયદો થશે કેમકે તેઓ સમજી શકશે કે છૂટાં કામ કરવા કરતાં સાથે મળીને કામ કરવાથી તેમનેજ વધારે નફો થશે.

## ૩ જો વિભાગઃ જીલ્લા બોર્ડો તથા અમુક વસ્તીની ઉપરની મ્યુનિસિપાલીટીઓ.

**મતદારોઃ**—બીજા વિભાગની કૌંસિલોના સભાસદો તથા ૩૦ અને તેથી વધારે ઉમ્મરના "ઇન્ટર મીડીઅટ" અથવા તેને મળતા વર્ગ સૂધી ભણેલાં સ્ત્રીપુરૂષો.

**કર્ત્તવ્યોઃ**—શહેર અથવા જીલ્લાનાં તમામ ખાતાંઓ આ બોર્ડના અંકુશ નીચે રહેવાં જોઇએ. રસ્તાઓ, સ્થાનિક રેલ્વેઓ, કોલેજો, ખેતી, ઉદ્યોગ, કલા, વિજ્ઞાન વિગેરે. આ બોર્ડે નીચલા વિભાગો, તાલુકા અગર ગામોમાં કેટલા સ્થાનિક કરો નાખી શકે તે પણ નક્કી કરવું.

## ૪ થા વિભાગઃ પ્રાંતિક રાજ્યસભા.

**મતદારોઃ** ત્રીજા વિભાગની કૌંસિલોના સભાસદો તથા પ્રાંતમાં વસતા બી. એ. અથવા તેને મળતા શિક્ષણવાળાં તમામ સ્ત્રી પુરૂષો. ઉમ્મર ૩૫ તથા તેથી વધારે.

**કર્ત્તવ્યોઃ** પ્રાંતિક કારભાર તથા પ્રાંતની યુનિવર્સિટીઓપર દેખરેખ. પ્રાંતનું આખું તંત્ર આ સભાએ ચલાવવું જોઇએ; કરો નાખવા, દ્રવ્યની વહેંચણી કરી યોગ્ય આંટો નક્કી કરવી, નાના સ્થાનિક કરો નાખવા, તાબા નીચેની કૌંસિલો ( જીલ્લા બોર્ડ, પંચાયતો વિગેરે ) ની ફરજો નક્કી કરી તેમના કામની વહેંચણી કરવી, આખા પ્રાંતનું તંત્ર ચલાવવું અને બીજા પ્રાંતો તથા વડી સરકાર સાથેના સંબંધપર લક્ષ રાખવું,. પ્રધાનોની કેબીનેટ સ્થાપવી, દરેક પ્રધાનને કેળવણી, કાયદા, ખેતી, વગેરે ખાતાં સોંપી દેવાં. તેઓ ધારાસભાના ચૂંટાયલા સભાસદો હોવા જોઇએ, અને ધારાસભાને જવાબદાર રહેવા જોઇએ. નામદાર શહેનશાહે નીમેલા ગવર્નરે પ્રધાનમંડળને ધારાસભા હરાવે ત્યારે પ્રધાનમંડળનું રાજીનામું સ્વીકા–

રવું અને હાલની પદ્ધતિ પ્રમાણે બીજા પક્ષના નેતાને પ્રધાન મંડલ ઘડવાનું નિમંત્રણ કરવું કે ધારાસભાને પ્રધાનો ચૂંટવાનું કહી દરેક પ્રધાનને પોતાના ખાતા માટેજ જવાબદાર ગણવો એ પ્રશ્ન વાદગ્રસ્ત છે.

પ્રાંતિક સ્વાતંત્ર્ય પૂર્ણ હોવું જોઇએ. પ્રાંતો તથા દેશી રાજ્યો આવી રીતે સંયુકત થશે ત્યારે હિંદમાં પણ "યુનાઇટેડ કિંગડમ" જેવી "ફેડરલ પાર્લામેંટ" સ્થપાશે. આ રાષ્ટ્રીય રાજસભા અથવા નેશનલ પાર્લામેંટની ચુંટણી પ્રાંતિક ધારાસભાઓએ કરવી જોઇએ. તેનું પ્રધાન મંડળ આખા દેશના રાજ્યતંત્ર, લશ્કર, દરિયાઇ કાફલો, રેલ્વેઓ, ટપાલ, કસ્ટમ વિગેરેપર અંકુશ રાખશે.

નૅશનલ પાર્લામેંટમાંથી સામ્રાજ્યની પાર્લામેંટમાં હિંદના ચૂંટાયલા પ્રતિનિધિઓ મોકલવા જોઇએ.

જ્યારે આવી અથવા કૈંક એને મળતી રાજ્યપદ્ધતિ અમલમાં આવશે, જ્યારે હિંદની પ્રત્યેક વ્યકિતને રાજ્યતંત્રમાં કંઇને કંઇ ભાગ મળશે ત્યારેજ હિંદમાં સાચું સ્વરાજ્ય સ્થપાશે. હિંદ સ્વરાજ્યના ધોરી પંથ પર આવી પહોંચ્યું છે. હવે સ્વરાજ્યના ભવ્ય મહેલમાં ખુલ્લા દ્વારમાંથી પ્રવેશ કરતાં તેને વાર લાગવાની નથી. બ્રિટન અને હિન્દ સંયુકત થઇને-સ્વતંત્ર રહીને પરસ્પર શુભ ભાવનાથી એક થઇ રહે અને જગત્‌માં ભૂત-કાલમાં કદિપણ અસ્તિત્વમાં ન આવેલાં મહાન ઇન્ડો-બ્રિટિશ-કોમન વેલ્થની સ્થાપના કરી જગતની શાંતિપર મહોર મારી, ભારતનો અતિ પ્રાચીન આધ્યાત્મિક સંદેશ જડવાદી પશ્ચિમને સંભળાવી જગત્‌માંથી રકતની નદીઓ વહેતી હમ્મેશને માટે અટકાવે એવું પ્રભુનું નિર્માણ જણાય છે. આ ભવ્ય અને દૈવી સ્વપ્નનો સત્વર સાક્ષાત્કાર થાઓ એવી સર્વની પ્રાર્થના છે.

## ઉપસંહાર.

અંતમાં આપણે ગ્રેટબ્રિટનને, તેના શાણા મુત્સદીઓને અને આખી બ્રિટિશ આલમને સ્પષ્ટ કહી દેવા માગીએ છીએ કે ભારતવર્ષ જાગ્રત થયું છે. હવે તે એકજ સરતે બ્રિટિશ સામ્રાજ્યમાં રહી શકશે અને તે સામ્રાજ્યના એક સ્વતંત્ર સમાન ભાગીદાર તરિકે. બીજી કોઇપણ સરત તેને હવે રીઝવી શકે એમ નથી.

મહાન્, સ્વતંત્ર અને અભિમાની અંગ્રેજી પ્રજા ! શું તું જોતી નથી, સમજતી નથી, તને ભાન થતું નથી કે તારાં હિંદી ભાઇબહેનોને, તારાપર કોઇ પરદેશીનો અમલ હોય તેથી તને જેવો ડંખ થાય તેવોજ ડંખ લાગે છે ? પોતાના દેશમાં પરદેશી જેવા ગણાવું, પરદેશી સરકાર જે ટૂકડા ફેંકે તે ગુપચુપ લઇ લેવા, સરકારી અમલદારો પ્રજાની લાયકાત વિષે જે ન્યાય આપે તે નીચી મૂડીએ માન્ય રાખવો—શું આવી સ્થિતિ ઓ અંગ્રેજ પ્રજા ! તું સહન કરીશ ? તું એક પલ પણ આવી કલંકિત-જૂલમી પધ્ધતિ ચલાવી લઇશ ? નહિ; કદી નહિ. પણ ભારત આધ્યાત્મિક છે, તું જડવાદી છે. તેથીજ ભારતી પ્રજા શાંતિથી-ધીરજથી તારાં બાળકોના અન્યાયો ૧૫૦ વર્ષથી સહી રહી છે. હિંદ તારી સાથેનો સંબંધ તોડવા માગતું નથી. તે સામ્રાજ્યનું અંગ રહેવા ચાહે છે; પણ તે સમાન સ્વતંત્ર ભાગીદાર પેઠે ! ઓસ્ટ્રેલીઆ અને કેનેડાની પેઠે. શું આવી ઇચ્છા તે તીવ્ર મહાત્વાકાંક્ષા યા રાજદ્રોહ છે ? એવી આશામાં શું કાંઇ પાપ છે, હવાઇ કિલ્લા છે કે બેવકૂફાઇ છે ? તારાથી એમ કહી શકાશે નહિ. અંગ્રેજો—હેમ્પડન, સીડની અને મીલ્ટનના વારસો એ શબ્દોજ બોલવાની હિમ્મત ન કરી શકે. તું તારા સામ્રાજ્યને સ્વતંત્ર

માનવીઓનું સામ્રાજ્ય ગણાવી મલકાય છે. તને તારા સ્વાતંત્ર્ય વાદનું અભિમાન છે. તો પછી હિંદને તારાથી સ્વતંત્રતાની ના જ કેમ પાડી શકાય? તું સ્વતંત્રતા માટે લાયક છે કે નહિ એવો જવાબ તને કોણે પૂછયો હતો? ચાર્લ્સ પહેલાએ તને એ પ્રશ્ન પૂછયો હતો. જેમ્સ બીજાએ એવી ધૃષ્ટતા કરી હતી. તેં તેમને કેવો જવાબ આપ્યો હતો તેની નોંધ ઇતિહાસના પૃષ્ઠોપર ઝળહળે છે.

શું અમે સ્વતંત્રતાને લાયક નથી? અરે, સ્વરાજ્ય તો અમારો જન્મસિદ્ધ હક્ક છે. તારાથી ના પડાશેજ નહિ. અમે રણાંગણોમાં અમારા બહાદુર વીરલાઓના લોહી વહાવીને અમારી સમાનતા સિદ્ધ કરી છે. હવે જ્યારે અમારી સહાયથી તારો વિજય થયો છે, જ્યારે તારા પરની આફતની વાદળી વીખરાઇ ગઇ છે ત્યારે અમને સ્વતંત્રતાની ના પાડીને તું અમારા ઉપકારનો બદલો વાળવા માગે છે? જો હિંદી લડવૈયાઓએ જર્મનોની ગોળીથી વીંધાઇ તારૂં રક્ષણ ન કર્યું હોત તો આજે તું સલામત રહેત કે?

હિંદને શું જોઇએ છે! બધું. તેને જગતની સ્વતંત્ર પ્રજાઓ જે જે હકો ભોગવે છે તે બધા જોઇએ છે. ઇંગ્લંડમાં અંગ્રેજો જેટલા સ્વતંત્ર છે તેટલાજ હિંદીઓ હિંદમાં સ્વતંત્ર થવા માગે છે. અમે અમારા ચૂંટાયલા પ્રતિનિધિઓ દ્વારા અમારૂં રાજ્યતંત્ર ચલાવવા માગીએ છીએ. અમારી ઇચ્છાનુસાર પ્રધાનમંડલ ઘડવા તથા જો અયોગ્ય લાગે તો તોડવા માગીએ છીએ. અમે શસ્ત્રો

ધારણુ કરવા તથા અમારૂં પોતાનું લશ્કર તથા કાફલો રાખવાને આતુર છીએ. અમારા દેશના રક્ષણુ માટે અમે સ્વયં સૈનિક થવા ચાહીએ છીએ. અમે કરો નાખીશું, અમારા નાણાંની અમે વ્યવસ્થા કરીશું, અમારા ભાઇ બહેનોને શિક્ષણુ આપીશું, અમારી રંક ખેતીવાડી સમૃદ્ધ બનાવીશું, દેશમાં નહેરો ખોદીશું, અમારા દેશની કાચી પેદાશ અમેજ પાકી બનાવવાના પ્રયત્નો કરીશું, અમારા વ્યાપારને ઉન્નત કરીશું, અને અમેજ અમારા સીક્કા પાડીશું. અમારા દેશની સરહદમાં અમે નામદાર સમ્રાટ્‌નું ચક્રવર્તિત્વ સ્વીકારી પૂર્ણ સત્તાશીલ થઇ અમારા પ્રતિનિધિઓ શહેનશાહી પરિષદ્‌માં મોકલવા માંગીએ છીએ. આ બધી અભિલાષાઓમાં એવી કઇ ઇચ્છા છે કે જેને ઓ અંગ્રેજ પ્રજા ! તું અયોગ્ય ઠરાવી શકે ?

બ્રિટાનીયા ! તું કહેશે કે આ તો બહુ મોટી માંગણી છે. અમે તને પુછીએ છીએ કે કોઇ અંગ્રેજ ઇંગ્લંડમાં એથી ઓછું લઇ સંતુષ્ટ થાય છે કે ? નહિઃ તો પછી અમારા દેશમાં અમે એ હક્કો મેળવવા માગીએ છીએ તેમાં તને નવાઇ શાની લાગે છે ? અંગ્રેજો અને ભારતીઓમાં એવો શો ફેર છે કે અંગ્રેજો પૂર્ણ સ્વાતંત્ર્ય ભોગવે અને અમે થોડાક ટૂકડા લઇ સંતુષ્ટ થઇ રહીએ ? ગુલામગીરી વેઠવાના દહાડા વહી ગયા છે. બ્રિટાનિયા ! હવે દૃષ્ટિકોણુ બદલ્યાથી ચાલવાનું નથી. તારી આંખોમાંજ નિર્મળી છાંટવાની જરૂર છે. અભિમાની બ્રિટાનિયા ! જાગૃત થા–સમજી જા–તારા અંતરને પલટાવી નાખ અને તારૂં અભિમાન, તારો રાષ્ટ્રીય મમત છોડી દે.

હિંદ અને બ્રિટન ! સંયુક્ત રહે અને સ્વતંત્ર રહે. હા-જગતના કલ્યાણ માટે એ સંબંધ આવશ્યક છે. અમારી આશા ભારતનો ભવ્ય ઉપદેશ બ્રિટન સાથે રહી જગતને સુણાવવાની છે; પણ તે પહેલાં અસમાનતાનો સમૂળો નાશ થવોજ જોઇએ; સવત્ર ન્યાયની સ્થાપના થવીજ જોઇએ; હિંદને સામ્રાજ્યમાં ઇંગ્લંડ, સ્કોટલંડ અને વેલ્સ યા કેનેડા કે ઓસ્ટ્રેલીયા જેવીજ સમાન અને સ્વતંત્ર પદવી મળવીજ જોઇએ.

પરતંત્રતાની અંધારી રાત કયારની વીતી ગઇ છે. ત્રીસ કરોડ ભારતીઓએ સ્વાતંત્ર્ય દેવીને તાજ પહેરાવવાની પ્રતિજ્ઞા લીધી છે. હવે ભારત સ્વતંત્રતાનો વાવટો ફરકાવ્યા વિના કદિપણ જંપવાનું નથી.

